# चंद्रप्रभाचरित्र.

મોરબી-રવાજીરાજ-પાઠશાળાના શાસ્ત્રી શીઘ્રકવિ
શંકરલાલ માહેશ્વરે સંસ્કૃતમાં રચેલા
ભાગ ઉપરથી ગુજરાતીમાં
એક સદ્બોધદાયક રસીલી કથા.

છપાવી પ્રકટ કરનાર,
જટાશંકર વિઠ્ઠલજી વૈદ્ય.

મુંબઇ:
[illegible]ટ પ્રીંટીંગ પ્રેસમાં સેમ્યુએલ હાઈમ પ્રીંટરે છાપી છે.
સંવત્ ૧૯૪૩ આશુ-સને ૧૮૮૭.



કિંમત ૧ રૂપીયો.
સંસ્કૃત સાથે રૂપિયો ૧॥

# अर्पणपत्र.

ગોબ્રાહ્મણ પ્રતિપાલક બાઇશ્રી ૭ મોંઘીબા,

આપને પતિવ્રતાના ધર્મો ઘણા પ્રિય છે, પતિવ્રતાનાં ચરિત્રો ઘણાં પ્રિય છે અને પતિવ્રતાઓ ઘણી પ્રિય છે. વિદ્યાદાનમાં આપની ઘણીજ શ્રદ્ધા છે, વિદ્યાદાનમાં ઘણીજ ભક્તિ છે અને નિરંતર વિદ્યાદાન કરો છો. આ પુસ્તકમાં જેવું વિદ્યાદાનનું મહાત્મ્ય લખેલ છે તેવુંજ આપ જાણો છો. આપે અમારી ઉપર જે જે કૃપા રાખી છે, જે જે મમતા રાખી છે અને જે જે ઉપકારો કરેલા છે તે તે જીવિત સુધી ભુલાય તેમ નથી અને જીવિત સુધી તેના અનૃણી (ગણ ઓશીગણ) થઇ શકિયે તેમ નથી. આમ હોવાથી આપના અભ્યુદયથી અમારા અંતઃકરણમાં આનંદ ઉત્પન્ન થાય અને આપનાં દુઃખથી અમારા મનમાં દુઃખ ઉત્પન્ન થાય એમાં આશ્ચર્ય શું. આપનાં પ્રાણપ્રિય પવિત્ર પુત્રી બાશ્રી વખ્તુબા કે જેમનું માયાળુપણું, જેમનું ઉદારપણું, જેમનું વિદ્વાન્પણું અને જેમનું વિવેકીપણું કાંઈ વિચિત્ર પ્રકારનુંજ હતું, તેમનો કૈલાસવાસ થવાથી અમારા મનમાં જે ખેદ થાય છે, જે દુઃખ થાય છે

અને જે ઉદાસી થાય છે તે કાંઇ લખી જણાવવાની જરૂર નથી. પણ અખંડ પ્રૌઢપ્રતાપ બાશ્રી વખતુબાએ અમારી ઉપર કરેલા અનેક ઉપકારો, અપ્રતિમ કૃપા અને દર્શાવેલી અતુલ મમતાને સંભારી એમનું પવિત્ર નામ ઘણો કાળ અજર-અમર રેહેવા, ચંદ્રપ્રભાચરિત્ર કે જે બાશ્રીને ઘણું પ્રિય હતું, જેને તરત સંપૂર્ણ થયેલું જોવા બાશ્રી ઘણાં આતુર હતાં અને જેમાં લખેલ કુલીન સ્રિયોના સઘળા ગુણો બાશ્રીમાં રમી રહ્યા હતા, તેજ પુસ્તક આપનીજ સ્થાપેલી રવાજીરાજ પાઠશાળાના મુખ્ય વિદ્યાર્થિઓ અમારા ભાઈ તથા શિષ્ય વૈદ્ય વિશ્વનાથ વિઠ્ઠલજી તથા કેશવલાલ હરિરામે કરેલ ભાષાંતર સહિત છપાવી આપને અર્પણ કરી તે સાથે આપનું પવિત્ર નામ જોડી રાખવા આજ્ઞા લઉં છું અને આ પુસ્તક વાંચવાથી લોકોને જે કાંઈ આનંદ થાય, જે કાંઈ સદ્બોધ મળે અને જે કાંઈ સ્વધર્મમાં પ્રીતિ થાય તેનાં પુણ્યનું ફળ કૈલાસવાસી બાશ્રી વખતુબાને ઈશ્વર આપો એમ અમે ઈશ્વર પાસે માગિયે છિયે.

સંવત્ ૧૯૪૩, આશ્વિન વદ ૦)) રવિવાર.

આપના આભારી,

જટાશંકર વિઠલજી વૈદ્ય,

શંકરલાલ માહેશ્વર ભટ્ટ.



महाराजश्री खाजीराजनां पुत्री
बाश्री ७ वखतुबा.

# आ पुस्तकनो हेतु.

## બાઈશ્રી ૭ વખતુબાનુ વૃતાંત.

વિશ્વની વિચિત્ર રચના ક્યા દૈવી નિયમને આધારે ચાલે છે તે સમજવાની શક્તિ મનુષ્યમાં નથી. ઘડી પછી શું થવાનું છે અને ભવિષ્ય ઉપર કેટલો ભરોસો રાખવો એટલુંજ જાણવાની શક્તિ જો પરમકૃપાળુ પરમેશ્વરે મનુષ્યને આપી હત તો જે સ્થિતિમાં હાલ આપણે જનસમુદાયને નિમગ્ન રેહેતો જોઇએ છીએ તે સ્થિતિમાં તેમને ક્ષણભર પણ જોત નહિ. પણ એવું કોકજ વખતે બને છે કે જ્યાં ભવિષ્યનો પૂર્ણ વિચાર કરી મનુષ્યનું આચરણ જન્મથી મરણ પર્યંત થઈ શકે, કોઇજ એવું ભાગ્યશાળી હશે કે જેને પૂર્વજન્મનાં કોઈ પુણ્યને આધારે ક્ષણભંગુર સૃષ્ટિમાં જન્મ લઇ શું કર્તવ્ય છે તેની નાનપણથીજ ખબર પડે, કોઇકજ એવું પૂર્ણ પુણ્યવાન હશે કે જેનું આચરણ નાનપણથીજ પરમેશ્વર પ્રત્યે પ્રેમવાળું થાય એટલુંજ નહિ પણ કોકજ ઠેકાણે એમ બનતું હશે કે જેથી આ લોકમાં સર્વેશ્વર પ્રત્યે પૂર્ણ પ્રેમ રાખી, સર્વ ધર્મ કર્મમાં ધ્યાન રાખી, ઈશ્વર આરાધનામાં નિમગ્ન રહી સર્વ સદ્‌ગુણ, સરલતા, દયાળુતા, સત્કર્મ, સદ્ધર્મ અને સત્સંગનો શણગાર સજી તે કૃપાળુની ભક્તિમાં આ સૃષ્ટિ સાથેનો થોડો સંબંધ ગાળી મરણ સમયે પણ તેનું ધ્યાન કરતાં સર્વ સગાં સંબંધી, માતાપિતા, ભાઈઓ અને બેનો, પુત્ર તથા પુત્રીઓ, મિત્ર અથવા સખીએ, પતિ અથવા પત્ની, એ સર્વને કાળના કોઇ કઠણ ગેગને લીધે તજીદઇ પરલોકમાં નિવાસ કરી ત્યાં પણ સુખ પામે.

પરમ પવિત્ર પિતાઓ, માયાળુ માતાઓ, સદ્‌ગુણી બેનો તથા સુશીલ મિત્રો! જ્યારે જ્યારે પરમેશ્વર પ્રત્યે પ્રેમવાળું, મનુષ્યમાત્ર પ્રત્યે દયાવાળું, પિતાની પવિત્ર સેવામાં મમતાવાળું, માતાની માયાને યોગ્યતાવાળું, મિત્ર અથવા સખીઓ સાથે નિઃસ્વાર્થ સ્નેહવાળું, મુરબી-

ઓ પ્રત્યેના ધર્મને જાણવાવાળું, શુદ્ધ અંતઃકરણવાળુ, સરલ સ્વભાવ-વાળું, દયાર્દ્ર હૃદયવાળું અને અનેક સદ્ગુણવાળું કોઈ મનુષ્યશરીર દૈવયોગે આ અસાર સંસારમાં જન્મ લઇ, અંતે જે વખતે દુઃખદ સંસારનું કેહેવાતું સુખ ભોગવવાનો વખત આવે, જે વખતે બાળપ-ણની રમતમાંથી મન નીકળી જુદીજ અવસ્થામાં પ્રવેશ કરે, જે વ-ખતે મનરૂપી વહાણ આશારૂપી મોજાઓ સાથે વારવાર અથડાવા માંડે અને જે વખતે પોતાનું ખરૂં સ્વરૂપ અને સંસારમાં રહી પો-તાનું ખરૂ કર્તવ્ય સમજવાનો, જાણવાનો અને તે પ્રમાણે આચરવાનો વખત આવે તે વખતે દૈવની વિચિત્ર ગતિનો ભોગ થઈ આ અસાર સંસારનો ત્યાગ કરે ત્યારે ત્યારે તેમનાં માતાપિતાને, સ્નેહીઓને, ભાઈ બેનોને અથવા એવાં એક મનુષ્યરૂપી રત્નના સેહવાસમાં લેશ માત્ર પણ આવેલ કોઈપણ માણસને જે દુઃખ જે સંતાપ જે શોક અને જે પરિતાપ થાય છે તેનું વર્ણન કરતાં મન ભરાઈ આવેછે અને આંખમાંથી અશ્રુનો પ્રવાહ ચાલેછે.

સદ્ગુણી બેનો! આવાં મનુષ્યરત્નો જગતમાં જન્મતાંજ નથી પણ જો કોઇ જન્મ લે છે તો તે જગતની જંજાલમાં થોડો વખત રહી અંતે પોતાના સંબંધીઓને મરણપર્યંત દુઃખમાં ડુબાડી પોતે પરલોકમાં નિવાસ કરવાસારૂજ. માતાપિતાના આનંદ વચ્ચે જે વખતે બા શ્રી વખ્તુબાએ મોરબીમાં જન્મ લીધો તે વખતે એક ક્ષણભર પણ તેમના મનમાં એમ આવ્યું હશે કે તેમની એકની એક પુત્રી આ પ્રમાણે આવી નાની અવસ્થામાં સર્વ સુખનો ત્યાગ કરી સ્વર્ગમાં નિવાસ કરશે !!!

સંવત્ ૧૯૨૩ના કાર્તિક વદી ૩ અને શુક્રવારે એ સદ્ગુણશીલ રત્નનો સ્વસ્થાન મોરબીમાં જ્યારે જન્મ થયો ત્યારે પુત્રી છતાં તેમના પવિત્ર પિતા અખંડપ્રૌઢપ્રતાપ રવાજીરાજને જે આનંદ અને જે સંતોષ ઉત્પન્ન થયો તે અનહદ હતો. આખા સ્વસ્થાનમાં ઠેકાણે ઠેકાણે આનંદ જોવામાં આવતો હતો, ઠેકાણે ઠેકાણે પ્રજા એ પુત્રીરત્નનું દીર્ઘાયુષ્ય

ઈચ્છતી હતી અને ઠેકાણે ઠેકાણે બ્રાહ્મણો અંતઃકરણથી આશીર્વાદ આપતા હતા. પાઠશાળાઓ કન્યાશાળાઓ અને નિશાળોમાં બાલક તથા બાલકીઓને પુસ્તકો તથા પતાસાં આપી ખુશી કર્યાં હતાં, ઘેરેઘેર સ્નેહી સંબંધીઓમાં સાકર વેચવામાં આવી હતી, ઠેકાણે ઠેકાણે મિષ્ટાન્ન જોવામાં આવતાં હતાં પણ જન્મ ટીપના અને બીજા દુઃખી કેદીઓને છોડી મુકી જે સંતોષદાયક પુન્યનું કામ મહારાજા રવાજીરાજે પોતાનાં એ પુત્રીરત્ન તરફના ઉછળતા પ્રેમનેલીધે કર્યું હતું તેનો આનંદ ઉપલા સર્વ આનંદોને ભુલાવે તેવો હતો. પયઃપાન કરી માતાના ખોળામાં આનંદથી રમતાં પોતાની તરફ એકજ નજરે જોઇ રહેલ પોતાનાં માતુશ્રીને એ વખતે જે સુખ અને જે સંતોષ ઉપજ્યો હશે તે અનહદ હશે. અતિ વહાલથી, અતિશય પ્રેમથી અને ઘણીજ સંભાળથી પોતાનાં એ પુત્રીરત્નને પુત્ર પ્રમાણે પાળતાં અખંડપ્રૌઢપ્રતાપ બાશ્રી મોંઘીબાએ તેમનાં સુખમાટે, તેમનાં દીર્ઘાયુષ્યમાટે, તેમની શરીરસ્વસ્થતામાટે અને તેમના આનંદમાટે જે જે પરમાર્થ, જે જે ધર્મ, જે જે દાન અને જે જે સત્કર્મો કર્યાં હતાં તે એક એકને ભુલાવે તેવાં હતાં.

પણ આ પુત્રીરત્નનું વય ત્રણ વર્ષનું થયું તે વખતે તેમણે પોતાના પવિત્ર પિતાજીનું સુખ ખોયું. અખડપ્રૌઢપ્રતાપ મહારાજા શ્રી રવાજીરાજ આ વખતે પોતાની સર્વ પ્રજાને શોક સાગરમાં ડુબાડી, પોતાનાં સંબધીઓને દુઃખ દરિયામાં નાખી, પોતાનાં પ્રાણપ્રિય ધર્મપત્નીઓને અતિશય ખેદ, સંતાપ, દુઃખ અને પરિતાપમય કરી, પોતાનું પુત્રીરત્ન જેણે હજીતો પિતાજીનાં સુખનો પૂર્ણ અનુભવ કર્યો ન હતો તેને તેનાં માયાળુ માતુશ્રી તથા મુરબી ભાઇઓના આશ્રયમાં મુકી પોતાની ૪૨ વર્ષની વયે ઉત્તમ દાનપુણ્યો કરી કૈલાસવાસી થયા.

આ અતિ દુઃખદાયક બનાવને લીધે અનહદ શોક સંતાપ અને પરિતાપ વચ્ચે એમનેએમ બે ત્રણ વર્ષ નીકળી ગયાં તેટલામાં બાશ્રી વખ્તુબાનું વય પાંચ છ વર્ષનું થયું. આ વખતે પોતાના

કાલાકાલા અને મીઠા શબ્દોથી, પોતાની નિર્દોષ રમતોથી અને અનેક તરેહની આનંદદાયક ક્રિયાઓથી એ પુત્રીરત્ને પોતાનાં માયાળુ માતુશ્રીનું મન શોક સાગરમાંથી કાઢયું. આમ થવાથી જે મન આજસુધી અતિશય ખેદ અને પરેતાપમાં નિમગ્ન રેહતું તે મન પોતાનાં પુત્રીરત્નના ભવિષ્યના સુખ તરફ વળ્યું બાઇશ્રી મોંઘીબા પોતે વિદ્વાન હોવાથી અને બાલક તથા બાલકીઓને વિદ્યાની કેટલી જરૂર છે તે સંપૂર્ણ રીતે સમજતાં હોવાથી તેમણે આ તેમનાં પુત્રીરત્નને વિદ્યાભ્યાસ કરાવવા માંડયો. પ્રથમ કન્યાશાળામાં શરૂઆતની જરૂર જોગ કેલવણી લઇ પોતાના આઠ દશ વર્ષની વયે પોતાનીજ કાળજીથી, વિદ્યા તરફના પોતાનાજ પ્રેમથી અને એ તરફનાં પોતાનાંજ વલણથી પોતાનો અભ્યાસ અનેક પુસ્તકો, અનેક કથાઓ, અનેક નાટકો, અનેક કવિતાઓ, ગણીત, ભુગોળ, ઇતહાસ વિગેરે વાંચી ઘણોજ વધાર્યો. ૧૯૩૨ના વર્ષમાં જામનગરના શાસ્ત્રીજી કેશવજી જ્યારે મોરબીમાં પધાર્યા હતા ત્યારે તેમણે બાશ્રી વખ્તુબાની વાંચન લેખન અને કવિતાના વિષયોમાં પરીક્ષા લઇ ગણિતમાં લીલાવતી જેવા કઠણ ગ્રંથમાંથી અનેક પ્રશ્નો પુછયાં હતાં, જેના ઉત્તર તેમણે વિદ્વાનોને સંતોષ ઉપજાવે તેવા આપી શાસ્ત્રીજીને અતિશય ખુશી કર્યા હતા. પોતાની દશ વર્ષની ઉમ્મરે જોકે જરૂર જોગ સર્વ અભ્યાસ તેમણે કર્યો હતો તોપણ વિદ્યા તરફના પોતાના વધતા જતા પ્રેમનેલીધે નવાં નવાં પુસ્તકો વાંચી તેમણે પોતાનો એ અભ્યાસ એમને એમ ઠેઠસુધી વધાર્યા કર્યો. તેમના એ તરફના પ્રેમનેલીધે એવું કોકજ ગુજરાતી પુસ્તક હશે કે જે તેમણે જોયું અથવા વાંચ્યું નહિ હોય. તેમનાં પુસ્તકોનું એક મોટું પુસ્તકાલય થયું હતું, જેમાંથી વારંવાર તેઓ પોતાનાં સખીઓને પુસ્તકો વંચાવી, દાન કરી અથવા શિખવીને ખુશી કરતાં હતાં અને એ પુણ્યના કામથી પોતે પણ ખુશી થતાં હતાં. ફક્ત ગુજરાતી પુસ્તકો શીખી અથવા વાંચીને તેમણે સંતોષ માન્યો ન હતો પણ સંસ્કૃત ભાષાનું

જ્ઞાન મેળવવા પણ તેમને બહુજ ઇચ્છા હતી અને નિત્યકર્મમાં પાઠપૂજા વિગેરે સર્વ તેઓ સંસ્કૃતમાંજ કરતાં. ગુજરાતી સાત ધોરણોનો અભ્યાસ પૂર્ણ કર્યા પછી તેમનું મન અંગ્રેજી જ્ઞાન મેળવવા તરફ વળ્યું હતું, જે જ્ઞાન માટે તેમણે એ ભાષાનો શરૂઆતનો થોડોક અભ્યાસ કર્યો હતો. આ પ્રમાણે બાર વર્ષનું પોતાનું વય થયું ત્યાંસુધી નિરંતર નિયમ પ્રમાણે હમેશ કેટલોક વખત વિદ્યાભ્યાસમાં ગાળ્યા પછી તેઓ બીજાં કોઇ પણ કામમાં ધ્યાન આપતાં અને વિદ્યાભ્યાસ પછીનો બાકીનો વખત ભરત, વાચન, લેખન વિગેરેમાં ગાળતાં. આ વખતે પણ તેમની લખવાની શક્તિ એટલી પૂર્ણ હતી કે તેમના લખેલા વિષયો અને તેમના હાથથી તેમની સખીઓ પ્રત્યે લખાયેલા પત્રો વાંચતાં તે કોઇ વિદ્વાનનાજ લખેલ છે એમ મનમાં આવ્યા વગર રેહેજ નહિ. જે શૈલી, છટા તથા સરલતાથી તેમના પત્રો લખાતા હતા તે શૈલી ગુજરાતી ભાષાના કોઇ પણ ઉત્તમ પુસ્તકોની બરાબરી કરી શકે તેવી હતી એમ કહિયેતો તેમાં કંઇ ખોટું કેહેવાય નહિ.

વાંચન લેખન અને ભરતકામમાં ઉપર પ્રમાણે પોતાનો અભ્યાસ વધારતાં અને તેમાંથી નિવૃત્ત થઇ પોતાનાં માતુશ્રીને પોતે શિખેલ અથવા વાંચેલ પુસ્તકોમાંથી નવી નવી કથાઓ અને ઇતિહાસો સંભળાવી તેમનું મનરંજન કરતાં, તેમજ કેટલોક વખત પોતાની સખીઓ સાથે નવી નવી કવિતાઓ વાંચવામાં તથા શિખવામાં ગાળતાં, દિવસો મહિનાઓ અને કેટલાંક વર્ષો ચાલ્યાં ગયાં. તેટલા વખતમાં તેમનાં જ્ઞાનમાં દિન પ્રતિદિન ઘણોજ વધારો થયો. તેઓ સમજવા માંડયાં કે બાળપણુની નિર્દોષ રમતોનો હવે અંત આવ્યો અને સંસારમાં રહી જે કર્ત્તવ્યકર્મ તેમને માટે નિર્માણ થયેલ છે તે કરવાનો તેમને વખત આવ્યો. ઈશ્વર તરફનો તેમનો પ્રેમ અહર્નિશ વધતો ગયો, નિર્ધન નિરાધાર અને અનાથ સ્ત્રી તથા બાલકો તરફની દયા તેમના મનમાં વધારે અને વધારે મજબુત થતી ગઇ, અને તેમના સ્વભા-

વની સરલતા, તેમના મનનું મલતાવડાપણું, તેમની માતા પ્રત્યેની ભક્તિ, સખીઓ પ્રત્યેનો પ્રેમ, મુરબ્બી બાઇ તથા ભોજાઇ પ્રત્યેનું માન અને બાલકો પ્રત્યેની માયા દિવસે દિવસે વધતાં ગયાં. આ સ્થિતિમાં બાશ્રી વખ્તુબાનું વય સત્તર વર્ષનું થયું. આ વખતે તેમની પોરબંદરના પ્રતાપિ મહારાણા શ્રી વિક્રમાતજીના પાટવી પૌત્ર ભાઉસિંહજી સાથે સગાઇ કરીને બાઈશ્રી મોંઘીબાએ તથા તેમના પાટવી પુત્ર અખંડપ્રૌઢપ્રતાપ ઠાકોર સાહેબ શ્રી વાઘજીએ સંતોષ અને આનંદથી ધીરે ધીરે વિવાહની તૈયારી કરવા માંડી અને એ શુભ કાર્યને માટે ૧૯૪૦ના વૈશાક શુદી ૧૦ નો દિવસ નકી કર્યો. સર્વ સંબંધીઓમાં કંકોત્રીઓ તથા ઠેકાણે ઠેકાણે માણસો મોકલી આમંત્રણ કર્યાં, વિવાહને માટે એ અવસરને યોગ્ય સર્વ તૈયારી કરી રાખી, આખા નગરમાં સર્વ ઠેકાણે હર્ષ અને આનંદ થઇ રહ્યો તથા દરબારમાં રોજ નવી નવી રમતો નવાં નવાં પકવાનો અને અનેક તરેહની ધામધૂમ થવા માંડી. રોજ રાત્રિયે દરબારચોકમાં સ્ત્રીઓ મળી માંગળીક ગીતો રાસડા તથા ઈશ્વરભક્તિની ગરબીઓ ગાઈ એ શુભ અવસરને દીપાવવા લાગ્યાં. ચારેકોર દીપોત્સવીની પેઠે ભાતભાતના દીવા તથા આતશબાજીઓ કરવામાં આવતી અને તે સાથે વિજળીના સુશોભિત દીવાઓ રાત્રિને વધારે આનંદદાયક કરતા હતા. આ વખતે આ વિવાહમહોત્સવના આનંદમાં ભાગ લેવા દરેક રાજ્ય તરફથી રાજકુમારો તથા પ્રધાનો અને કારભારીયોએ આવી આ શુભ પ્રસંગને વધારે શોભા આપી હતી. ઠાકોર સાહેબ શ્રી વાઘજીએ આ શુભ અવસરે આખાં ગામનાં માણસોને જમાડયાં, પૂજ્ય પુરૂષોનું યોગ્ય સન્માન કર્યું, કવિઓને, પંડિતોને તથા બ્રાહ્મણોને સૌ સૌની વિદ્વત્તા તથા યોગ્યતા પ્રમાણે ખુશી કર્યાં, ભાટ તથા ચારણોને જમાડી તથા દાન આપી તૃપ્ત કર્યાં અને નિકટના સહવાસીઓને આભૂષણો તથા વસ્ત્રો આપી એ શુભ અવસરને યોગ્ય શોભા આપી.

આ ધામધૂમમાં બાકીના દિવસો જલદી નીકળી ગયા અને અંતે

વૈશાક શુદી ૧૦ નો શુભ દિવસ આવ્યો. એ દિવસે પોરબંદરથી આવેલા સંબંધીઓને લેવાને સામૈયું કર્યું અને તેમને ઘણાજ હર્ષ સ્નેહ અને ધામધૂમથી નગરમાં લઈ આવ્યા. ઠરાવેલ વખતે લગ્ન-ક્રિયાનો આરંભ થયો અને તે પૂર્ણ થયે બાશ્રી વખ્તુબા અંતઃપુરમાં સ્થાપેલા પોતાનાં માતુશ્રીના ઇષ્ટદેવને પગે લાગ્યાં અને સર્વ જણે હર્ષથી તેમને આશીર્વાદ દીધા. આ પછીના છ દિવસ તેમને વળાવવા-ની તૈયારીમાં નીકળી ગયા અને સાતમે દિવસે બાશ્રી વખ્તુબાને પુરતમાં આપવાનાં અનેક વસ્ત્રો અલંકારો સોનારૂપાનાં પાત્રો હાથી ઘોડા રથ વિગેરે રાજચોકમાં તૈયાર રાખ્યાં, જે જોઇ દેશી પરદેશી રાજ્યનાં માણસો તથા સર્વ પ્રજા આશ્ચર્ય સાથે આનંદ પામી. બીજે દિવસે સવારમાં બાશ્રી વખ્તુબાએ પોતાનાં માતુશ્રી મુરબ્બી ભાઈ સખી તથા આજસુધીનાં સર્વ સહવાસીઓની રજા લીધી.

આ વખતે બાશ્રી વખ્તુબાનું વય સત્તર વર્ષનું હતું. તેમના વિદ્યાભ્યાસે તથા તેમના ડાહાપણે તેમને શિખવ્યું હતું કે માતાપિતાનું લાલન પાલન, તેમની માયા, તેમનું લાડ અને તેમનું હેત જે આજ સુધી તેઓ નજરે જોતાં તથા અનુભવતાં હતાં તેમાંથી વિખુટાં પડી હવે પતિસેવામાં મન જોડવાનો, સાસુ-સસરા પ્રત્યે ભક્તિભાવ રાખ-વાનો અને નવાંજ સંબંધીઓ સાથે સહવાસ રાખી તેમની સાથે દિવસો કાઢવાનો વખત આવ્યો છે ગમે તેવું બુદ્ધિમાન, ગમે તેવું ડાહાપણવાળું અને ગમે તેવું સમજું માણસ જોકે કર્તવ્યકર્મ માટે પોતાના સહવાસીઓથી વિખુટું પડે. તોપણ આગલી પ્રીતિ, આગલો સ્નેહ અને આગલું હેત સાંભરી આવી તે વખતે તેના મનમાં જે ખેદ અને દુ:ખ થાય છે તે અસહ્ય છે. મારાં માયાળુ માતુશ્રીની સેવામાં હવે મારાથી નહિ રેહેવાય, તે કૃપાળુની સેવા કરી તેમને વૃદ્ધાવસ્થામાં ખુશી કરવાનો વખત ઈશ્વરે હવે મારા હાથમાંથી લઈ લીધો છે, આજસુધી તેમના લાલન-પાલનથી ઉછરી હવે તેમને મુકી મારે જુદીજ સ્થિતિમાં હવે પછીના દિવસો કાઢવા છે, જે ભાઇ ભોજાઈ વિગેરેને હું

આજ દિવસ પર્યંત મારાં સહવાસી ગણુતી તેમનો સહવાસ અને તેમનો સ્નેહ હવે મારે હમેશમાટે મુકવો છે એટલુંજ નહિ પણ મારી પ્રિય સખીઓ તથા અંતઃકરણથી મારી ઉપર પ્રેમરાખનાર સાહેલીઓને હવે આંઈજ મુકવી પડશે, એવા એવા અનેક વિચારો બાઈશ્રીવખ્તુબાના મનમાં એક પછી એક આવવાથી માતા, ભાઇ, ભોજાઇ તથા સખીઓની રજા લેતી વખતે તેમનું હૈયું હાથ રહ્યું નહિ, તેમની આંખમાંથી દડદડ આંસુ પડવા માંડયા તથા તેમનાં મોઢામાંથી વિખુટાં પડતી વખતે એક પણ શબ્દ બોલાઇ શકાણો નહિ; તોપણ અંતે પોતાને આવી સ્થિતિમાં જોઈ પોતાની ચારેકોર હેતથી વિંટાઇ વળેલ પોતાનાં સખીઓને અને પોતાના સંબંધીઓને પોતાના જેનીજ સ્થિતિમાં નિમગ્ન થયેલ જોઈ આવા હર્ષમિશ્રિત શોકજનક દેખાવનો જલદી છેડો લાવવાને પોતે પ્રથમ પોતાનાં સંબંધીઓને અને પછી પોતાનાં સખીઓને એક પછી એક ભેટી ઘડીમાં હસતાં અને તેજ વખતે ઘડીમાં આંખમાં ઝળઝળિયાં આવતાં સર્વની રજા લઇ રથ તરફ ગયાં. રથ આગળ આવી ફરીથી તેમણે પાછળ નજર કરી તો તેજ સર્વ સંબંધીઓ તથા સખીઓને હજી પોતાની પાછળ સ્નેહનાં આંસુએથી ભરાઈ ગયેલ આંખો સહિત આવતાં જોયાં. આ ઉપરથી ફરી એક વાર તેમની રજા લેવા અને તેમના સહવાસ માટેનો જે ટુંક વખત હવે બાકી રહ્યો હતો તેનો યોગ્ય ઉપભોગ કરવા તે ત્યાં ઉભાં રહ્યાં. તે વખતે તેમણે પોતાની સાથે બાળપણથી રમેલ, નાનપણથી પોતાની સાથેજ દિવશો ગાળેલ હરવાફરવામાં વાંચવાલખવામાં ખાવાપીવામાં તથા આજ સુધીના માતાના ઘરના સર્વ આનંદોમાં પોતાનીજ સાથે રહેલ બાઈશ્રીમાકુબા તથા બીજા પ્રિયસખીઓને રથની એકકોર વિયોગનો વખત આવી પહોંચ્યો એમ જાણી અસહ્ય ખેદને લીધે હૈયું હાથ ન રેહેવાથી નીચું જોઇ વારંવાર આંખમાંથી પડતાં આસુ લુતાં જોયાં. આ ઉપરથી તેમણે તે સર્વને પોતાની પાસે બોલાવ્યાં હેતથી સર્વને આલિંગન કર્યું અને હૈયું કઠણ કરી કહ્યું કે "બેન, જોકે હવે આપણે ફરીથી

ક્યારે મળશું તથા નાનપણથી બંધાયેલ દૃઢ સ્નેહ તથા પ્રીતિનો ફ્રીથી ક્યારે ઉપભોગ લેશું તે આપણા હાથમાં નથી તોપણ ઇશ્વર કૃપાએ તથા વડિલોના પુણ્યપ્રતાપથી જ્યારે મને સ્વતંત્ર થવાનો વખત આવશે ત્યારે તમ સવને હું મારી પાંસે બોલાવીશ અને નિરંતર મારી સાથેજ રાખીશ. હવે તમેં પાછાં જાઓ. ઈશ્વર પ્રત્યક્ષ દર્શન નહિ કરાવે તો પત્રદ્વારાએં આપણે વારવાર મળશુ." એમ કહી પોતેં સાસરેથી આવેલ રથમાં બેઠાં અને સર્વ સમાજ તરફ સ્નેહ તથા માયાની ફ્રીથી નજર નાખી ત્યાં તો રથ ચોકની બહાર નીકળી ગયો. આ વખતેં આખું ગામ નગર બહાર તેમને વળાવવાને માટે નીકળ્યું. પરમ પ્રેમથી પોતાના રથ પછવાડે ચાલી આવતી પોતાના પિતાજીની પાળેલ પ્રજાને પાછું વળવાનું વારવાર કેહેવરાવતાં છતાં અંતે જ્યારે રથ ગામથી ઘણે દૂર આવ્યો ત્યારે "બાશ્રીનો જય થાઓ જય થાઓ" એમ ખુશીથી બોલતા રથને પ્રણામ કરી સર્વ ઉભાં રહ્યાં અને ઘણે છેટે જવાથી જ્યારે રથ દેખાતો બંધ થયો ત્યારે સૌ સૌ પોતપોતાને ઘેર ઉદાસ થઇ પાછા વળ્યાં, પરંતુ બાઈશ્રી મોંઘીબા જેને મન પોતાનાં આ પ્રિયપુત્રીનો વિયોગ ઘણોજ અસહ્ય લાગતો હતો, ઠાકોર સાહેબ શ્રીવાઘજી, સ્નેહવાળાં સર્વ ભોજાઇઓ તથા તેમના પ્રેમમાં લીન થઇ ગયેલ તેમનાં સખી માકુબા ઇશ્વરકૃપાથી જે અમુલ્ય વખત સખીસહવાસમાં ગાળી શકાય તે ન ખોવાના વિચારથી તેમની પાછવાડે ઠેઠ ટંકારા સુધી ગયાં. આ ઠેકાણે રાત્રિ વાસો કરી સવારમાં બાશ્રી વખતુબાએ છેવટને માટે માતા ભાઇ ભોજાઈ તથા સખીની રજા લીધી. પ્રિયપુત્રીને શુભ અવસરે સાસરે વળાવતાં એક તરફ્થી થતા હર્ષથી જેની આંખમાંથી હર્ષાશ્રુ વહે છે તથા પુત્રીવિયોગથી હૃદય હાથમાં ન રેહેવાથી જેનુ મન ખેદમાં નિમગ્ન થયેલ છે એવાં બાઇશ્રી મોંઘીબાએં પોતાને જતી વખતેં પગેં લાગતાં પોતાનાં લડકાં બાલકને પોતાના હાથમાં લઇ હૃદયમાં દાબી ખુશાથી આશીર્વાદ તથા શુભ શિખામણનાં વાક્યો કહી સાથે આવેલ અંગનાં માણસોને ભળામણ આપી સધા-

વવાની રજા આપી. તે સાથે મુરબ્બી ભાઇ તથા ભોજાઇએ પણ રજા આપી તથા અંતે સખીની પણ રજા લઇ તે રથમાં બેઠાં. આ વખતે પોતાનાં પુસ્તકાલયનાં પુસ્તકો પોતાના પિતાજીના નામથી સ્થપાયેલ સંસ્કૃત પાઠશાલામાં આપવાની ભલામણ તેમણે પોતાનાં માતુશ્રી તથા સખીને કરી અને પછી જ્યાંસુધી પાછું જોવાઇ શકાણું ત્યાંસુધી પોતાનાં એ આજસુધીનાં સહવાસીઓ તરફ વારંવાર જોતાં અંતે રથ છેટે જવાથી દેખાતાં બંધ થઇ ગયાં.

બાઇશ્રી વખ્તુબાના શેહેરનજીક આવવાના સમાચાર પોરબંદરમાં પડતાંજ રાણાશ્રી વિક્રમાતજી પાટવી પૌત્ર ભાઉસિંહજી સહિત મોટી ધામધમથી સામૈયું કરવા બહાર પધાર્યા. આશ્રે ચાર ગાઉ ઉપર સર્વ જણ સામા મળ્યા અને પછી ત્યાંથી અતિશય ધામધૂમ તથા નોબત વાજીત્ર અને માંગળિક ગીતોના નિકળતા સ્વર સાથે સર્વ જણ શેહેરમાં પેઠાં. અહિં લગ્નમાટે સર્વ તૈયારી થઇ ચુકી હતી. વર અને કન્યાને મંડપમાં પધરાવ્યાં, બાઇશ્રી વખ્તુબાના કાકાના પુત્ર શિવસિંહજીએ આ વખતે કન્યાદાનની ક્રિયા કરી તથા સાંજ પડતાં સર્વ ક્રિયા સમાપ્ત થઇ. આ પછી પ્રથમ પોતાના પવિત્ર સસરા, પછી પોતાનાં સાસુ અને તે પછી સર્વ મુરબ્બીઓને પગે લાગી પોતે મંડપમાંથી ગયાં. રાણાશ્રી વિક્રમાતજીએ આ વખતને યોગ્ય સઘળી શોભા ધામધૂમ તથા અનેક તરેહનાં દાન કરવામાં કંઇ ઓછ રાખી નહિ. અને કવિયોનું, ભાટ અને ચારણોનું અને બીજા પોતાના આશ્રિતોનું યોગ્ય સન્માન કર્યું.

માયાળુ માતા પાસેથી મળેલું જ્ઞાન, આજસુધી વાંચેલ પુસ્કોમાંથી લીધેલ શિખામણ તથા તે જ્ઞાન અને શિખામણથી થયેલી બુદ્ધિની તીવ્રશક્તિનો યોગ્ય ઉપયોગ કરવાનો પરમ કૃપાળુ પરમેશ્વરે બાઇશ્રી વખ્તુબાને હવે વખત આપ્યો. નિરંતર પતિસેવામાં નિમગ્નરહી, પતિને પરમેશ્વરરૂપ માની, તેમનાં સુખ અને તેમની શરીરસ્વસ્થતા માટે અનેક રીતનાં ધર્મ કર્મ અને દાન કરવા માંડયાં. શીઘ્રકવિ શંકરલાલ

માહેશ્વરમાં રચેલ સાવિત્રીચરિત્ર નાટકમાં જણાવ્યા પ્રમાણે પ્રિયપતિનું આયુષ્ય વધારવા વટસાવિત્રિનું વ્રત કરવાનું શરૂ કર્યું અને નિરંતર પૂર્ણિમાએ ભોજેશ્વરસુધી જઇ પોતાને હાથે વટસાવિત્રીનું પૂજન કરવા માંડયાં. સવારમાં નિત્યકર્મ કરી બાકીનો વખત પતિવ્રતાનાં પુસ્તકો વાંચી પતિવ્રતાના ધર્મના સદ્વિચારોમાં કાઢતાં. પોતાના અનેક સદ્ગુણોથી પોતે પોતાના પતિની પૂર્ણ પ્રીતિ મેળવી અને પોતાની શુદ્ધ ભક્તિથી પોતાના વૃદ્ધ સસરાની પણ કૃપા અને મમતાનું પાત્ર થયાં એટલુંજ નહિ પણ તેમની સરલતા અને સુશીલતા જોઇ તેમના મેળાપમાટે વારંવાર સ્ત્રીજનો આવવા માંડયાં, જે સર્વ જણને વિનયથી બોલાવી, આનંદથી તેમની સાથે વાતો કરી તથા સ્નેહથી સર્વ જણનાં મન હરી લઇ થોડા વખતમાં ઘણાં જણનો પ્રેમ પોતા તરફ ખેંચી લીધો.

આ પ્રમાણે બે વર્ષમાં તેમની તરફ પ્રજાનો એટલો બધો સ્નેહ ખેંચાણો કે સર્વ ઠેકાણે જ્યાં ત્યાં તેમના સદ્ગુણ, તેમની સરલતા, તેમની ઉદારતા, અને તેમની ધર્મકર્મમાં પ્રીતિવિષે પ્રજાને મોઢેથી વારંવાર વખાણ અને સંતોષના શબ્દો નીકળતા હતા. આ સંતોષમાં જ્યારે બે વર્ષપછી તેમના સીમંતવિષેના શુભ સમાચાર આખા શેહેરમાં ફેલાણા ત્યારે ઘણોજ વધારો થયો અને સર્વ પ્રજા એ શુભ અવસરને માટે દયાળુ સર્વેશ્વરનો ઉપકાર માનવા માંડી તથા તે વખતે થએલ આનંદ અને ધામધૂમમાં ઘણાજ હર્ષથી ભાગ લેવા ભાગ્યશાળી થઇ. બાઈશ્રી મોંઘીબા પણ આ સમાચારથી ઘણોજ આનંદ પામ્યાં અને એ પ્રસંગે અનેક તરેહનાં વસ્ત્રો ઘરેણાં અને રમકડાં લઇ પોતાના માણસોને પોરબંદર મોકલ્યાં.

અંતે સંવત્ ૧૯૪૨ના જેઠ વદ ૨ અને સોમવારને દિવસે બાશ્રી વખ્તુબાએ એક પુત્રીને જન્મ આપ્યો. આ સમાચાર શેહેરમાં પડતાંજ સર્વ જણને આનંદ થયો અને મોરબીમાં બાઈશ્રી મોંઘીબાએ અત્યંત હર્ષથી પુત્રીને પુત્રતુલ્ય લેખી સર્વ પ્રકારની ધામધૂમ કરી. પણ આ હર્ષ અને ધામધુમ વચ્ચે કાળનો કોઈ કઠણ યોગ આડો આવવાથી

બાશ્રી વખતુબાનું શરીર દિવસે દિવસે બગડવા માંડ્યું, અને ધીરે ધીરે તેમની શક્તિ ઘસાવા માંડી તે એટલેસુધી કે તેમને એમ લાગ્યું કે તેમનું શરીર હવે આ સંસારમાં ટકી શકશે નહિ. આ ઉપરથી પોતાના પતિનાં દર્શનમાટે તેમને રાજકોટથી તુરત તેડાવ્યા અને તે આવી પોચતાં તેમની સાથે બે દિવસ સહવાસ રેહેવાથી પોતાને ઘણોક સંતોષ થયો. જેઠવદી ૧૦ અને સોમવારે સવારના પોતાની સ્થિતિ વધારે બગડેલ જોઇ પોતાના પ્રિયપતિને તથા વિશ્વાસુ માણસને પોતાની પાંસે બોલાવી, પાંસે પારણામાં ઝુલતાં પોતાના માત્ર સાત દિવસનાં બાલકની તેમને શાંત અંતઃકરણથી ભળામણ કરી અંતે પોતાને હાથે કેટલાંક દાન તથા પુણ્ય કરી ઈશ્વરનું સ્મરણ કરતાં આ અસાર સંસારનાં દુઃખોમાંથી હમેશમાટે પોતાનું નિષ્પાપ અતઃકરણ કાઢી નાખી તેજ દિવસે રાત્રિના આઠ વાગે માત્ર ૨૦ વર્ષની નાની વયમાં કૈલાસવાસ કર્યો.

કાળની ગહનગતિ કેવી વિચિત્ર છે? જે વખ્તુબાએ માત્ર બે વર્ષ મોર ઘણાજ ઉમંગ, ઉલ્હાસ તથા આશાઓ સાથે પોરબંદરમાં પગ મુક્યો હતો તેજ વખ્તુબા બે વર્ષ પછી જગજજંજાલને છોડી દઇ જગત્કર્તાની સેવામાટે ચાલી નીકળ્યાં. માતાએ કીધેલું લાલન-પાલન, તેમણે રાખેલી સંભાળ, તેમણે બતાવેલું હેત, લડાવેલ લાડ તથા તેમની શરીરસ્વસ્થતામાટે રાખેલ ચિંતા, એ સર્વમાંનું કોઇ તેમના ઉડી જતા જીવને એક ક્ષણભર પણ રોકી શક્યું નહી. મોરબીથી નીકળતી વખતે મનમાં રચી રાખેલ સર્વ આશાઓનો આ પ્રમાણે અંત આવ્યો, સખીઓ અને સંબંધીઓને મળવાના ઉમંગનો આ પ્રમાણે છેડો આવ્યો તથા સ્વતંત્ર થઇ પોતે સુખી થવાના અને પોતાનાં હાથનીચેનાં માણસોને સુખી કરવાના અનેક વિચારો આ પ્રમાણે મનમાંજ રહ્યા. જે વખ્તુબાનું શુદ્ધ અંતઃકરણ નાનપણથીજ અનેક દાન પુણ્ય અને ધર્મ તરફ વળ્યું હતું તે જો ઈશ્વરકૃપાથી વધારે આયુષ્ય ભોગવત તો અનેક લોકોપયોગી અને જગતહિતકારક

કામ કરવામાં કંઈ મણા રાખત નહિ પણ તેવાં મનુષ્યરત્નો સંસારમાં જન્મ લઈ આવી નાની વયમાં આ પ્રમાણે એકાએક પોતાનાં માત્ર સાત દિવસનાં બાલકને પોતાની પાછળ દુઃખી થવા મુકી જઇ સંસારમાંથી વિરક્ત થઇ પરલોકમાં નિવાસ કર્યા એના જેવું બીજું વધારે દુઃખદાયક સંતાપકારક અને ખેદજનક શું છે? જ્યારે તેમનો સ્વર્ગવાસ સાંભળી તેમના સહવાસમાં લેશમાત્ર પણ આવેલ સર્વ જણને અતિશય દુઃખ સંતાપ અને ખેદ થાય છે ત્યારે જેણે નાનપણથી આજપર્યંત પાળી પોષી તેમને મોટાં કર્યાં, જેણે તેમનાં સુખ અને શરીરસ્વસ્થતામાટે અનેક તરેહની ચિંતા ભોગવી તથા જે નિરંતર તેમને સુખી જોવા પરમેશ્વરની પ્રાર્થનામાં દિવસો ગાળતાં એવાં તેમનાં માયાળુ માતુશ્રીને આ વખતે શું નહિ થયું હોય? ખરેખર કળિકાળના આ વિકરાળ પ્રભાવથીજ બાશ્રી વખ્તુબાનાં મુરબી, સંબંધી તથા સ્નેહીઓને આ દુઃખજનક દેખાવ જોવો પડયો નહિ તો પરમ કૃપાળુ પરમેશ્વર આવાં નિષ્પાપ, સદ્ગુણી, શાંત, સરલ, અને સુજ્ઞ સ્વભાવ તથા હૃદયનાં વખ્તુબાને તેમનાં માતુશ્રીને દુઃખમાં નાખી, તેમનાં સંબંધીઓને સંતાપમાં ડુબાડી, તેમનાં સ્નેહીઓને શોકસાગરમાં ઝોકાવી દઇ તથા તેમના ઉપકાર તળે આવેલ સર્વ જણને અતિશય ખેદ ઉપજાવી આ પ્રમાણે આ વયે આવે વખતે તેમનાં નાનાં બાલક ઉપર જરાપણ દયા ન લાવી એકાએક પોતાની પાંસે તેડાવી લેતજ શું કામ? મુરબીઓને સંતાનના જન્મ જેવું બીજું સુખ નથી અને સંતાનના મરણ જેવું બીજું દુઃખ નથી. જ્યારે બાઇ શ્રી મોંઘીબાએ આ દુઃખદાયક ખબર સાંભળ્યા ત્યારે એકાએક તેમના હૃદયમાંથી અતિશય શોકજનક ચીસ નીકળી પડી અને તેઓ મૂર્છિત અવસ્થામાં આવી જઇ પૃથ્વી ઉપર ત્રુટી પડયાં. અનેક પ્રકારની આશ્વાસના કર્યા છતાં ઘણી વારે તેમને શુદ્ધિ આવી અને ત્યારપછી તેમની જે દુઃખદ સ્થિતિ થઈ તે યાદ કરતાં આજપણ આંખમાંથી ચોધાર આંસુની ધારા વહે છે. તે દયાળુના મનમાં પો-

તાનાં એ બાલકથી જુદાં પડતી વખતે છેવટની ઘડીએ સ્વપ્નમાં પણ એમ નહોતું આવ્યુ કે તેમનાથી વિખુટું પડતું તેમનું આ બાલક માત્ર બે વર્ષમાં અનેક પ્રકારના અનુપમ સુખનો ત્યાગ કરી ચાલ્યું જશે. પોતાનાં એ બાલકને છેવટનું આલિંગન કરતાં એક પળ પણ તેમને એમ નહિ લાગ્યું હોય કે આ તેમનું આલિંગન છેવટનુંજ હતું. બાઈશ્રી મોંઘીબાનાં અનેક સત્કર્મ, સદ્ધર્મ અને સદાચારને જોતાં સ્વપ્નમાં પણ જે દુઃખ ન ઘટે તેજ દુઃખ પ્રારબ્ધયોગે તેમને આવી પડયું, અને એક સદ્‌ગુણી, સુશીલ અને સર્વોત્તમ રત્ન આ પ્રમાણે જગતમાંથી ઉડી જઈ, માતા, ભાઇ, ભોજાઇ, સંબંધી, સ્નેહી એ સર્વેજણને નિઃસીમ શોકસાગરમાં ડુબાડી દીધાં. આ પ્રસંગે આખું મોરબી સ્વસ્થાન અનહદ શોક અને પરિતાપમાં નિમગ્ન થયું. આખા ગામમાં સર્વ ઠેકાણે પ્રજાની આંખમાંથી બાશ્રી વખ્તુબાના ઉત્તમ ગુણોનું, તેમના અનેક સદ્‌ગુણોનું, તેમની સુશીલતા તેમની સરલતા અને તેમના સદાચારનું સ્મરણ કરતાં વારંવાર અશ્રુની ધારા પડતી હતી. આખા સંસ્થાનના તાબાના સર્વ ભાયાતો સંબંધી અને સ્નેહીઓ સહકુટુંબ ગામોગામથી આ સુશીલ રત્નના સ્વર્ગવાસથી અનહદ ખેદમાં નિમગ્ન થઈ પોતાનાં પાલક બાઈશ્રી મોંઘીબાનાં આ અસહ્ય દુઃખમાં ભાગ લેવા અને અનેક તરેહની ધીરજ આપવા સૌ મોરબી આવવા માંડયાં જેથી આખા ગામમાં કેટલાક માસસુધી તેમનો શોક તેમનો પરિતાપ અને તે સર્વેનું કલ્પાંત એ વગર બીજુ કાંઈ સાંભળવામાં આવતું નહોતું. ઈશ્વરે આનંદનો તો કેમ જાણે આ વખતે અસ્ત કીધો હોય, સુખ સર્વ લઇ લીધું હોય અને સંતોષ તથા સ્થિરતા કેમ જાણે પોતાની મેળે ચાલ્યાં ગયાં હોય તે પ્રમાણે આખા ગામમાં સર્વ ઠેકાણે ખેદ નિઃશ્વાસ હાહાકાર શોક અને ઉદાસી એ વગર બીજું જોવામાં આવતું નહોતું. ગામનાં દરેક માણસોની આવી દુઃખદ સ્થિતિ કેટલાક માસ સુધી રહી તે માત્ર બાઇશ્રી મોંઘીબાનો પોતાની પ્રજાપ્રત્યે માતા તુલ્ય પ્રેમ અને બાશ્રી વખ્તુબાનું આવું નાનું વય છતાં પોતાના પિતાશ્રી અને માતુશ્રીના જેવીજ પ્રજાપ્રત્યે મમતા માયાળુતા અને સ્વભાવિક ઉદારપણું વિગેરે અનેક ગુણોથીજ.

કાળની શક્તિ કેવી વિચિત્ર છે. તથા દુઃખમય સંસારમાં ખરૂં જોતાં લેશ માત્ર પણ સુખ નથી તેનું આ પ્રત્યક્ષ પ્રમાણ. માણસ શું

બારે છે અને શું બને છે, ભવિષ્ય ઉપર કેટલો ભરોસો રાખવો તથા દરપળે પરમેશ્વરની બીક રાખી અંતની ઘડી સુધી કેવી રીતે સદ્ગુણ સાચવવા તે આપણને બાશ્રી વખ્તુબાનો આવો દુઃખદ સ્વર્ગવાસ અને અંતની ઘડીસુધી તેમની પરમેશ્વરપ્રત્યેની ભક્તિ સ્પષ્ટ રીતે શીખવેછે. સર્વશક્તિમાનની ઇચ્છા વગર એક તરણું પણ હલી શકતું નથી, તેની અકળ કળાની આડું કોઇથી આવી શકાતું નથી અને તેની ઇચ્છાની વિરૂદ્ધ લેશમાત્ર પણ કામ થઇ શકતું નથી. સુખ-દુઃખ જોઇ તે પ્રમાણે હર્ષ-શોક શિવાય મનુષ્ય પ્રાણીથી બીજું કાંઇ બની શકતું નથી. ગયેલ માણસ હજાર ઉપાયે પણ પાછું લાવવાની શક્તિ કોઇમાં છેજ નહિ ત્યારે પછી વ્યર્થ શોક, સંતાપ, ખેદ અને દુઃખમાં જે દિવસો કાઢવા તે નિરર્થક. એથી કંઈ પરમેશ્વર ખુશી થતાં નથી, એથી કંઇ ગયેલ માણસને સુખ થતું નથી, એથી કંઇ આપણે તેને પરલોકમાં સંતોષ આપતા નથી, એટલુંજ નહિ પણ એથી આપણને પણ લેશમાત્ર લાભ થતો નથી. જોકે તેમની તરફ ખેંચાઈ રહેલ મનને તેમના વિયોગદુઃખથી પાછું વાળવું ઘણુંજ કઠણ છે તોપણ સૃષ્ટિના નિરંતરના નિયમપ્રમાણે તેને જોર જુલમથી પણ પાછું વાળ્યા વગર છુટકો નથી.

બાઇશ્રી મોંઘીબાએ આ પ્રમાણે વારંવાર વિચાર કરતાં એ પ્રિય-પુત્રીના સ્વર્ગવાસના નિઃસીમ શોકમાંથી જેમ તેમ અંતે પોતાનું મન કાઢી, ધૈર્ય ધરી તથા પરમેશ્વર ઉપર આધાર રાખી તેમની પાછળ તેમના કલ્યાણ માટે પ્રત્યેક તીર્થોમાં ફરી અનેક યાત્રાઓ કરી દાન પુણ્ય અને ધર્મ કરવાનો નિશ્ચય કર્યો. આ નિશ્ચય કરી તેઓ પોતે પોતાની પ્રિયપુત્રીનાં પ્રિયસખી માકુબા જેને આજસુધી પોતાનાંજ સંતાન પ્રમાણે રાખેલ છે તેમને તથા તીર્થ અને યાત્રાની ઇચ્છાવાળાં બીજાં દુઃખી અને નિરાશ્રિત ઘણાં માણસોને પોતાની સાથે લઇ અત્યંત શોક અને ખેદમાં નિમગ્ન છતાં તેજ વર્ષના ભાદરવા શુદી ૯ ને દિવસે પોતાનું નગર છોડી બહાર નીકળ્યાં. ત્રણ દિવસસુધી તેઓએ ગામને પાદર રહી પ્રજાના મોટા સમુદાયને આવી પડેલ શોક અને સંતાપમાંથી કાઢવાને ધીરજ આપી અને પછી ચોથે દિવસે ત્યાંથી સાથે લીધેલાં સર્વ માણસો સાથે ચાલ્યાં. સિદ્ધપુર મથુરાં વૃન્દાવન ગોકુલ કાશી ગયા અને જગન્નાથ વિગેરે અનેક તીર્થોમાં

ફરી સર્વ ઠેકાણે રસ્તામાં મારીસા સરાવ્યા દાન આપ્યાં અને ઠેકાણે ઠેકાણે બ્રાહ્મણોને ગૌદાન દીધાં. આ પ્રમાણે સર્વ ઠેકાણે દાન પુણ્ય કરતાં ફરતાં હતાં તેટલામાં ચૈત્રમાસમાં તેમને પોતાનાં માતુશ્રીના સ્વર્ગવાસ થવાના સમાચાર મળ્યા. આમ એક પછી એક દુઃખ આવતાં છતાં પણ ધૈર્ય રાખી યાત્રામાં માતુશ્રીનાં પણ શ્રાદ્ધ સરાવ્યાં અને અંતે પ્રયાગમાં બાશ્રી વખ્તુબાની વર્ષી વાળી પોતે સ્વદેશ તરફ લગભગ એક વર્ષે પાછાં ફર્યાં.

મોરબી પુગતાંજ અટલા લાંબા વખત સુધી યાત્રામાં રહેલ પોતાનાં રાજ્યમાતાને પાછાં ફરેલ જોઈ સર્વ પ્રજાને અતિશય આનંદ અને સંતોષ થયો. બાઇશ્રી મોંઘીબાએ ત્યાં આવી તુરત પ્રિયપુત્રીનાં બાલક માટે વસ્ત્ર ઘરેણાં અને અનેક તરેહનાં રમકડાં લઇ તેમની ખબર કાઢવા માણસોને પોરબંદર મોકલી પોતે પોતાનાં માતુશ્રીનાં વાર્ષિક ઉપર ચડી ગયાં. તે માણસોને કુશલતાના ખબર લઇ પાછાં ફર્યાને હજી તો ઘણા દિવસ થયા નહોતા તેટલા વખતમાં વારંવાર વૃદ્ધાવસ્થામાં જોયેલ દુઃખમાં વધારો કરવાને પોરબંદરમાં બાશ્રી વખ્તુબાનું બાલક માતાનો અસહ્ય વિયોગ સહન ન થવાથી માત્ર એક વર્ષ અને બે માસ આ સંસારમાં કાઢી સ્વર્ગવાસ પામ્યું. માયાળુ બાશ્રી વખ્તુબાને સ્વર્ગવાસ થવાને હજી તો માત્ર થોડોજ વખત થયો હતો, હજી તેમનું સ્મરણ વારંવાર થયા કરે છે, હજી તો તેમના સદ્ગુણ દયાલુપણું અને માયાલુપણું વારંવાર સાંભર્યા કરે છે, એટલુંજ નહિ પણ તેમની સુશીલતા સરલતા અને સદ્ધર્મ મનમાંથી હજી ખસ્યાં નથી, તેટલામાં પરમેશ્વરે જે રત્નથી તેમનું નામ આ ક્ષણભંગુર જગતમાં આજ દિવસ સુધી અમર રાખ્યું હતું, જે રત્નને સંભારી આપણે એ માયાલુના ગુણ તથા દયાદિ સ્વભાવનું સ્મરણ કરતા હતા અને જે રત્નથી આપણે આજસુધી બાશ્રી વખ્તુબાના સ્વર્ગવાસ પછી કંઇક સંતોષ મેળવતા હતા તે તેમનાં પુત્રીરત્નને આ સૃષ્ટિમાંથી વિશ્વકર્ત્તાએ આ પ્રમાણે ખેંચી લીધું. આ દુઃખદાયક બનાવ (સંવત્ ૧૯૪૩ ના શ્રાવણ વદી ૩૦ અને શુક્રવારે બન્યો.) મોરબીથી જતી વખતે શું ઉલ્હાસ, કેવી આશા, કેવા કેવા તરંગ અને કેટલો કેટલો આનંદ, એ સર્વ હાલ સ્વપ્નની પેઠે જણાય છે. સંસાર દુઃખદાયક છે, જીવિત એક પાણીનો પરપોટો છે અને મનુષ્યદેહ ક્ષણભંગુર છે તે

માયાળુ વખ્તુબા અને તેમનાં પુત્રીરત્નના એકાએક સ્વર્ગવાસથી સર્વના મનમાં તાજું થાય છે. ઈશ્વર શું કરે છે અને ઘડી પછી શું થશે તે સમજી શકાતું નથી. બાશ્રી વખ્તુબાની બાબદમાં આ પ્રમાણે દુઃખની છેવટની હદ દેખાડી. ઇશ્વરે કંઈ વધારે દેખાડવું બાકી રાખ્યું નહિ. જે પ્રેમ જે સ્નેહ અને જે સદ્ગુણ તે માયાળુ સર્વને અંતની ઘડી સુધી દેખાડી ગયાં છે તે સ્નેહ અને તે પ્રેમ આપણને આ દુઃખદાયક બનાવ સાંભળી વધારે દુઃખી કરે છે. ગરીબ બિચારાં બાલકે માતાનું સુખ જોયું નહિ પણ મોટાં થઇ સંસારની વિચિત્રતા જોઈ તેનાં કેહેવાતાં સુખમાં લીન થાત તોપણ તેમનાં મુરબીઓને અને તેમની માતાના ઉપકાર તળે દબાયેલ ઘણાં જણને કંઇક સંતોષ થાત. પણ પ્રારબ્ધમાં એટલું પણ જોવાનું નહિ હોય. હવે તો તે બેયને સંભારી તથા તેમના ગુણોને યાદ લાવી અંતે આંખમાંથી અશ્રુપ્રવાહ વગર વિશેષ શું બની શકે તેમ છે? જગત્‌કર્ત્તાની કૃતિની આડાં કોઇથી આવી શકાતું નથી તે ક્યાં કોઇનું અજાણ્યું છે માટે બનેલ દુઃખદાયક બનાવ ઈશ્વરાધીન છે એમ સમજી જેમ તેમ મન વાળવા વગર બીજો ઉપાય નથી. બાઇશ્રી મોંઘીબાના પુણ્ય સામું જોઇ ઇશ્વરે આ બાલકીને બચાવી હત તો તેમની વૃદ્ધાવસ્થામાં તેમને બાશ્રી વખ્તુબા તરફનો કંઇક સંતોષ મળત. પણ જે બન્યું તે નથી બન્યું એમ થતું નથી માટે ધીરજ રાખી તથા સર્વને ધીરજ આપી પરમેશ્વર ઉપર આધાર રાખવા વગર બીજો શું ઉપાય?

બાઇશ્રી મોંઘીબાનાં સગાં સંબંધી સ્નેહીઓ અને સ્વર્ગવાસી બાશ્રી વખ્તુબાનાં નિરંતર પાસે અને છેટે રહેલ સખીઓએ ખેદના તથા ધીરજ રાખવાની પ્રાર્થનાના અનેક પત્રો બાઇશ્રી મોંઘીબા ઉપર લખ્યા. આ પ્રસંગે બાશ્રી માકુબા પણ તે દુઃખમાં ભાગ લેવા તેમની પાસે ચૂડે ગયાં. અંતે શાસ્ત્રસંગથી થયેલ જ્ઞાને બાઇશ્રી મોંઘીબાને ધીરજ આપી. વિશ્વની વિચિત્ર રચના ધ્યાનમાં લઈ તેમણે સર્વને ધારણા આપી, પોતાના માતુશ્રીની વર્ષી હાલ તુરત બંધ રાખી અને એ ક્રિયા પૂર્ણ થાય ત્યાંસુધી હમણાં તો ચૂડેજ રેહવાનો નિશ્ચય કર્યો.

અનેક તીર્થ, યાત્રા, દાન અને પુણ્ય કરી બાશ્રી વખ્તુબાના કલ્યાણ માટે અને તેમના નામસ્મરણાર્થ તેમનાં પ્રતાપી માતુશ્રીએ જે

જે કીધું છે તે કંઈ ઓછું નથી. પ્રતાપી ઠાકોર સાહેબ શ્રીવાઘજીએ પણ એક ધર્માદા નિશાળ કાઢી તેની સાથે બાશ્રી વખ્તુબાનું નામ હંમેશમાટે જોડી રાખ્યું છે તોપણ આજ ચૌદ વર્ષથી બાઈશ્રી મોંઘીબાના, અખંડપ્રૌઢપ્રતાપ ઠાકોર સાહેબશ્રી રવાજીના તથા સ્વદેશ હિતૈષી પ્રતાપી ઠાકોર સાહેબ શ્રી વાઘજી તથા બાશ્રી વખ્તુબાના અનેક ઉપકારો તળે દબાયેલ રવાજીરાજ પાઠશાલાના શિક્ષાગુરૂ શીઘ્રકવિશાસ્ત્રિજી શંકરલાલ માહેશ્વર જેમણે આજસુધીમાં એ પાઠશાલાના અધ્યક્ષ રહી ઠાકોર સાહેબ શ્રીરવાજીના નામસ્મરણાર્થે અનસૂયાભ્યુદય, ભોગવતીભાગ્યોદય, વિપત્તિવિષે નિબંધ સેવ્યસેવકધર્મ તથા સાવિત્રિચરિત્ર નાટક વિગેરે ઘણા અમુલ્ય ગ્રંથો સંસ્કૃત ભાષામાં રચી બહાર પાડયા છે તેમણે બાશ્રી વખ્તુબા જેવાં સદ્‌ગુણીરત્નનું નામ નિરંતર આવા એક અમુલ્ય સ્ત્રીધર્મના પુસ્તક સાથે જોડી રખાય તો સારૂં એમ ધારી પોતાનું સંસ્કૃત ભાષામાં રચેલ ચંદ્રપ્રભાચરિત્ર તેમના નામસ્મરણાર્થે બાઇશ્રી મોંઘીબાને અર્પણ કરવાનો વિચાર કર્યો. પરંતુ જ્યારે તેમના મિત્ર રા. રા. વૈદ્યરાજ જટાશંકર વિઠ્ઠલજી જે બાઇશ્રી મોંઘીબા, ઠાકોર સાહેબ શ્રી વાઘજી તથા બાશ્રી વખ્તુબાના અનેક ઉપકારથી આભારી થયેલ છે તેમણે આ તેમનો વિચાર જાણ્યો ત્યારે એ અમુલ્ય ગ્રંથનું જો ગુજરાતી ભાષાંતર તેનીજ સાથે હોય તો સ્ત્રી વર્ગને વધારે ઉપયોગી થઇ પડે એમ ધારી પોતા તરફથી બાશ્રી વખ્તુબાનાજ નામસ્મરણાર્થે રવાજીરાજ-પાઠશાલાના મુખ્ય શિષ્ય રા. વૈદ્ય વિશ્વનાથ વિઠલજી તથા રા. કેશવલાલ હરિરામનું કરેલ ચંદ્રપ્રભાનુ ગુજરાતી ભાષાંતર બાશ્રી મોંઘીબાને અર્પણ કરવાનું નકી કર્યું. આ પ્રસંગે આવાં એક સદ્‌ગુણી રત્નનું ટુંક જન્મચરિત્ર સ્ત્રીધર્મ બોધક આવા અમુલ્ય ગ્રંથ સાથે હમેશમાટે જોડાઇ રહેતો તે સ્ત્રીવર્ગને અતિ ઉપયોગી અને જ્ઞાનદાયક થઇ પડે એમ ધારી તેમને તેમની બાલ્યાવસ્થામાં અતિ પ્રિય થઈ પડેલ આ ચંદ્રપ્રભાચરિત્ર સાથે તેમનું ટુંક વૃત્તાંત પણ જોડી રાખ્યું છે.

સંવત ૧૯૪૩, ભાદ્રપદ. તેમના અનેક ઉપકારોમાં દબાયેલ

**પોપટ પ્રભુરામ વૈદ્ય.**

# चंद्रप्रभाचरित्र.



(સર્વ પર્વતોના રાજા પ્રખ્યાત હિમાચલે પોતાનાં પુત્રી પાર્વતીના અભ્યાસનેમાટે પોતાના અંતઃપુરમાં અતિ ઉત્સાહથી પાઠશાળા સ્થાપી હતી. તેમાં પાર્વતીનાં માયાળુ માતા મેનાં અને બીજાં પરોપકારી સતીજનો પાર્વતીને ભણાવતાં. જેમ જેમ અભ્યાસ વધતો ગયો અને યોગ્ય થતાં ગયાં તેમ તેમ તેમની કૃપાથી પાર્વતી પોતે થોડા સમયમાં સર્વ વિદ્યા સંપાદન કરીને તેમનીવતી તે પાઠશાળામાં કન્યાઓને ભણાવવા લાગ્યાં અને સતીજનોના સમાજમાં સ્ત્રીધર્મવર્ધક સતીજનોનાં ચરિત્રોનાં વ્યાખ્યાનો આપવા લાગ્યાં.) એક દિવસે સાંજ પડવા આવતાં જ્યારે તડકાનો તાપ ઓછો થવા લાગ્યો, વૃક્ષોની અને પહાડના શિખરોની નમેલી છાયા સુજનોની મિત્રાઇની પેઠે આગળ વધવા લાગી, તડકાના તાપથી કરમાઇ ગયેલી વનસ્પતિઓ પાછી તેજસ્વી થવા લાગી, સૂર્યનારાયણ આખો દિવસ ફરી ફરીને થાકી જતાં વિશ્રામ લેવાને જાણે અસ્તાચળ ઉપર ઉતરતા હોય તેમ જણાવા લાગ્યા, વનમાં દૂર ચરવા ગયેલી કામધેનુઓ આશ્રમની પાસેના ઝરણનું પાણી પીને પોતાનાં વાંછડાં ઉપરની પ્રીતિથી ઉતાવળે દોડી આવવા લાગી, કમળોને પ્રફુલ્લિત કરનારા, જગતને શોભાવનારા અને આખા બ્રહ્માંડના મણિમય દીવા જેવા ભગવાન્ સૂર્યદેવ પશ્ચિમ દિશારૂપી સ્ત્રીનો મણિનો ચાડલો હોય તેવા જણાવા લાગ્યા. સાંજ પડતાં જતાં ઉઘડવાનો આદર કરતાં રાત્રિવિકાશી કમળોનો સુગંધ થોડો થોડો ચારે કોર પસરવા માંડ્યો, ઉઘડવા માંડેલાં કમળો અને અનેક પ્રકારનાં પુષ્પો ઉપર ગંધના લોભી ભમરાઓ ગુંજાર કરવા લાગ્યા, ગંગાજ-

લના અતિ શીતલ બિંદુના ભારથીજ જાણે ધીરો પડી ગયો હોય તેવો તે સમયનો ટાઢો પવન મંદમંદ વહાવા લાગ્યો, અને પાઠ શાળામાં અભ્યાસ કરતી કન્યાઓને રજા આપવાનો સમય થયો, તે સમયે સર્વે સુંદર સાહિત્યોથી શણગારેલો સ્ફાટિક મણિનો મંડપ, નિત્યના નિયમ પ્રમાણે પરમ પવિત્ર પાર્વતીજીના મુખચન્દ્રથી નીકળતો અમૃતરસ લેવાની ઈ-ચ્છાથી અતિ ઉતાવળે આવેલી પવિત્ર ચરિત્રવાળી દેવપત્નીઓ અને દેવકન્યાઓથી, અસુરપત્નીઓ અને અસુરકન્યાઓથી, નાગપત્નીઓ અને નાગકન્યાઓથી, યક્ષપત્નીઓ અને યક્ષકન્યાઓથી, ગંધર્વપત્નીઓ અને ગંધર્વકન્યાઓથી, મુનિપત્નીઓ અને મુનિકન્યાઓથી, તથા રાજપત્નીઓ અને રાજકન્યાઓથી સંપૂર્ણ ભરાઇ ગયો. ભગવતી અનસૂયા-લોપામુદ્રા આદિ મહાસતીઓ પોતપોતાના સિંહાસનને શોભાવવા લાગ્યાં; ભગવતી અનસૂયાના અને લોપામુદ્રાના અતિ આગ્રહથી મહાસતીનાં શિરોમણિરૂપ ભગવતી અરૂંધતીજીએ સભાધ્યક્ષનું સિંહાસન શોભાવ્યું; હિમાચલનાં મહારાણી મેના મંત્રીના સિંહાસન ઉપર બીરાજ્યાં; અને સર્વનાં એકાગ્રચિત્ત હોવાથી ચિત્રમાં આળખેલ હોય તેમ અત્યંત નિશ્ચલ થઇને પાર્વતીના મુખકમલથી નીકલતાં કોમલ ભાષણરૂપ મકરંદનો સ્વાદ લેવાના લોભથી 'ભાષણનો આરંભ હવે તરત થાય તો સારૂં' એમ આખી સભા ઈચ્છા કરવા લાગી. તેટલામાં મહાસતી અરૂંધતી મણીમય સિંહાસનથી ઉભાં થઇને બોલ્યાં કે, 'હે મેનાના મનને વિશ્રામ લેવાની કલ્પલતા! હે હિમાચલનાં કુલને શોભાવે તેવા ગુણવાળી! હે પુત્રિ પાર્વતિ! તમારા મુખકમલથી સતીજનનાં વિચિત્ર અને પવિત્ર ચરિત્રો સાંભળી સાંભળીને પણ આ સભામાં આવેલી સઘળી કુલીન પતિવ્રતા સ્ત્રિયોનાં પવિત્ર અંતઃકરણો તૃપ્તિ પામતાં નથી. (ખરૂં છે કે અમૃત પીતાં કોને તૃપ્તિ થાય?) તમારાં ભાષણો કે જેઓમાં દિવસે દિવસે અધિક અધિક રસ આવતો જાય છે, જેઓમાં અગણ્ય ગુણો રહેલા છે, જેઓમાં અનેક પ્રકારના અલંકારો ઝલકી રહેલા છે, જેઓમાં દોષનો લેશ પણ આવેલો નથી, જેઓમાં ગર્વનો અંશ પણ આવેલો નથી અને જેઓમાં અક્ષરે

અક્ષરે વેદના અને શાસ્ત્રના ઉપદેશો શોભી રહેલા છે, તેવાં તેવાં અનેક ભાષણો તમારા મુખકમલથી અમે સાંભળ્યાં છે. પણ હમણાં તો આ અનસૂયા-લોપામુદ્રા આદિ સઘળી મહાસતીઓ તમારી કલ્પનાશક્તિની પરીક્ષા જોવામાટે આ સમયેજ તરત જે તમે કલ્પેલું હોય, કોય પણ ઇતિહાસનો જેને આશ્રય ન હોય, કોય પણ પુરાણમાં જે પ્રસિદ્ધ ન હોય, કોય પણ કથાનકોમાં જે કહેવાણું ન હોય, કોય પણ રૂપકમાં જેનું નિરૂપણ ન થયું હોય, કોય પણ કાવ્યકલ્પનામાં જે કલ્પાયેલું ન હોય, અને રસ ગુણ અલંકાર તથા સદુપદેશોથી જે ભરપૂર હોય તેવું ભાષણ સાંભળવાની ઇચ્છા રાખે છે. તો આ સમયે ઉપર કહ્યા પ્રમાણે નવીનજ કોય અદ્‌ભુત કથારૂપ ભૂષણથી સુશોભિત ભાષણ કરીને તમે આ સર્વ મહાસતીનાં અંતઃકરણોનું રંજન કરશો એવી હું આશા રાખું છું.' એમ કહીને ભગવતી અરૂંધતી બોલતાં બંધ થયાં કે તરત વિદ્યાભ્યાસ કરનારી કન્યાઓના સમુદાયમાંથી આનંદસહિત શ્રીપાર્વતી, ઉભાં થઇને નમ્રતાથી બોલ્યાં કે 'હે દયામય અંતઃકરણવાળાં માતા, અરૂંધતિ? આપની આજ્ઞા પ્રમાણે કલ્પિત ભાષણ કરવા હું મારી અલ્પમતિ પ્રમાણે પ્રયાસ કરીશ, પણ મારો પ્રયાસ સફળ કરવાનો આધાર તો આપ અને આ સર્વ મહાસતીની દયાદૃષ્ટિ ઉપરજ છે. કારણ કે અતિ બુદ્ધિવાળી અને સુશીલતાના નિવાસરૂપ આપ જેવી મહાસતીઓનાં દયાસહિત જોવારૂપ અમૃતની લેહેરોથી નીરસ પણ વચન સરસ થાય છે, નિર્ગુણ પણ વચન ગુણવાળું થાય છે, અલંકાર વિનાનું પણ વચન અલંકારવાળું થાય છે, અને વિદ્વાનલોકોનાં હૃદયને આનંદ ન આપે એવું પણ વચન વિદ્વાનલોકોનાં હૃદયોને આનંદ આપનારૂં થઇ પડે છે એ કોનું અજાણ્યું છે?' એ પ્રમાણે બોલી ક્ષણમાત્ર નેત્ર વીંચી શ્રી સરસ્વતી અને સદ્‌ગુરૂનું ધ્યાન ધરીને અને સર્વ મહાસતીઓને પ્રણામ કરીને પાર્વતીજીયે નીચે પ્રમાણે ભાષણનો આરંભ કર્યો.

મારી પ્રિય બેહેનો! આખી પૃથ્વીના મસ્તકના અલંકારરૂપ, સંસારમાં સારરૂપ, અને અનેક પ્રકારના વૈભવોના આધારરૂપ દેવલોકની

સમૃદ્ધિને પણ તિરસ્કાર કરે એવી સમૃદ્ધિવાળાં અનેક મંદિરોથી સુશોભિત, પોતપોતાનાં ધર્મ-કર્મમાં પ્રીતિવાળી પ્રજાથી ભરપૂર, દિવસે દિવસે ઉદય પામતું માનસોદય એવે નામે એક પૃથ્વીમાં પ્રખ્યાત નગર છે. સર્વ કલાઓમાં કુશલ, કાવ્ય-શાસ્ત્ર-નાટક-રસ-અલંકાર વિગેરેનો જાણનાર, અન્યાયનો અજાણનાર, વિનયનો વિશેષ જાણનાર, સઘળાં રાજકાજને કરી જાણનાર, બુદ્ધિમાનની બુદ્ધિનો જાણનાર, રાજનીતિરૂપ કમલિનીમાં રાજહંસરૂપ, પોતાના વંશમાં ભૂષણરૂપ, વૈરિરૂપ વનનો વિનાશ કરનાર, સર્વ લોકપાલનો મૂર્તિમાન્ અંશ હોય નહિ જાણે તેવો અને પ્રતિદિવસ નિષ્કપટ ભક્તિથી પૂજેલા શ્રી ચંદ્રચૂડ શંકરના ચરણકમલના નખરૂપ ચિંતામણિથી જેનું સર્વ ઈચ્છિત સંપૂર્ણ થયેલ છે, જે ઉપમા ન દઈ શકાય તે રીતે પારકું પ્રિય અને પારકું હિત વિચાર્યા કરે છે, જેને અલૌકિક સમાનદૃષ્ટિપણું અને સ્વાભાવિક ઉદારતા આદિ અનેક સદ્ગુણોથી શ્રીસદાશિવનો પ્રસાદ પ્રાપ્ત થયેલ છે અને કેમ જાણે મૂર્તિમાન્ શિવપ્રસાદ હોય એવો શિવપ્રસાદ એવે નામે પ્રખ્યાત મહારાજા તે નગરનું પાલન કરતો હતો. અને તેને કેમ જાણે ન્યાય અને જય મૂર્તિમાન હોય, કેમ જાણે વિનય અને અભ્યુદય મનુષ્યને આકારે અવતરેલા હોય, કેમ જાણે શમ અને દમ દેહધારી હોય, તેમ ક્ષણ એક પણ જુદા ન પડનારા, જગત્પ્રખ્યાત વિદ્વત્તાવાળા, રાજ્યહિતકાર્યોમાં નિરંતર સાવધાન રેહેનારા, સારાં આચરણવાળા, રાજભક્તિમાં યત્નવાળા, અને રાજાની આજ્ઞાને આધીન રેહેનારા શિવદત્ત અને શંભુદત્ત એવે નામે બે પ્રધાનો હતા. મહારાજા શિવપ્રસાદ નિરંતર પોતાની પ્રજાનું રંજન કરવામાંજ તત્પર હોવાથી પોતાના ઉત્તમ પ્રધાન શિવદત્ત અને શંભુદત્તની સાથે રહી પોતાની પ્રજાનું પાલન, પોષણ અને લાલન પોતાનાં સંતાનનીજ પ્રમાણે કરવામાં સાવધાન રેહેતા હતા. એ મહારાજનો એક પણ ક્ષણ એવો ન જતો કે જેમાં તેણે પોતાની પ્રજાનું પ્રિય અને હિત કેમ થાય તેવો વિચાર ન કરેલ હોય, એ મહારાજાનો કોય પણ ક્ષણ એવો ન જતો કે

જેમાં તેણે પોતાની પ્રજાનો અભ્યુદય કેમ થાય તેવો વિચાર ન કરેલ હોય, અને એ મહારાજાનો એક પણ ક્ષણ એવો નજ જાતો કે જેમાં તેણે પોતાની પ્રજા નિશ્ચિંત અને નિર્ભય રહી આ લોક અને પરલોકનું પરમ કલ્યાણ કેમ મેળવી શકે એ વિષે વિચાર ન કરેલ હોય. જે જે વિચારો એ મહારાજા શિવપ્રસાદ પોતાના મનમાં કરતા તે તે વિચારો પવિત્ર પ્રધાન શિવદત્ત અને શંભુદત્તને જણાવતા અને પ્રધાન પણ તે તે સદ્વિચારો સાંભળી ઘણા આનંદથી તે પ્રમાણેજ સર્વ રાજકાર્ય ચલાવતા હતા; જેથી પ્રજાનાં સુખની સીમા રહી નહીં, પ્રજાના આનંદનો અવધિ રહ્યો નહીં, અને પ્રજાનો અભ્યુદય પ્રતિદિન વધતોજ ગયો. એ પ્રજા રાજાતરફથી પ્રજાને દુઃખ થતું હશે એવું જાણતી ન હતી એ પ્રજા રાજા તરફથી પ્રજાને ભય થાતો હશે એવું જાણતી ન હતી અને એ પ્રજા રાજાતરફથી પ્રજાને ચિંતા, ખેદ, તિરસ્કાર તથા અનાદર થતો હશે એવું જન્મથી જીવિતપર્યંત સ્વપ્રમાં પણ જાણતી ન હતી. એ પ્રજા રાજાતરફ પિતાતુલ્ય ભક્તિ કરતી હતી અને રાજા પ્રજા ઉપર પુત્રતુલ્ય પ્રેમ રાખતો હતો. ટૂંકામાં તે રાજા નલ, નહુષ, યયાતિ, માંધાતા, અને અલર્ક આદિ પુરાતની રાજાના સદ્ગુણોને વિસ્મરણ કરાવતો હતો. એ રીતે પ્રજાનું પાલન કરતાં કરતાં પ્રધાન અને રાજા સંપૂર્ણ વૃદ્ધ અવસ્થાને પ્રાપ્ત થતાં પોતાના રત્ન જેવા પુત્રોને પોતપોતાનું કામ સોંપી પોતે નિશ્ચિંત રહી ઈશ્વરભજનમાં દિવસો કાઢવા લાગ્યા. એક દિવસે જ્યારે પાપી પુરૂષોના યશની પેઠે ચન્દ્ર ઝાંખો પડવા લાગ્યો, જ્યારે વ્યસની પુરૂષોના ગુણોની પેઠે તારાઓ ક્રમે ક્રમે લોપ થાવા લાગ્યા, જ્યારે નીચ પુરૂષોની સંપત્તિની પેઠે રાત્રિ ઓછી થવા લાગી, જ્યારે લોભીની શોભાની પેઠે રાત્રિવિકાશી પોરણીઓ કરમાવા લાગી, અને જ્યારે સત્સંગથી અજ્ઞાનની પેઠે સૂર્યના પ્રકાશથી અંધકાર નાશ પામવા લાગ્યું ત્યારે મહારાજા શિવપ્રસાદ સ્નાન સંધ્યા શિવપૂજન વિગેરે પોતાનું નિત્યકર્મ પરવારી સભામંડપમાં આવ્યા. પ્રધાન શિવદત્ત અને શંભુદત્ત પણ રાજાને પ્રણામ કરી તેની

આજ્ઞાથી તેની પાસેજ બેઠા અને પ્રજાપ્રત્યે રાજાઓનો શો ધર્મ છે તે વિષે મહારાજાએ પરમ પ્રીતિથી બાંધેલા ઉત્તમ ગ્રંથનું વ્યાખ્યાન મહારાજના મોઢાથીજ સાંભળી સાંભળીને તેઓ પરમ આનંદમાં મગ્ન થવા લાગ્યા. એટલામાં પ્રતીહારે આવી હાથ જોડી વિનંતિ કરી કે, મહારાજા! મહાતેજસ્વી, મહાતપસ્વી અને મહાજિતેંદ્રિય કોય મહામુનિ આજે પોતાનાં ચરણકમલની રજથી આપણા રાજભુવનના આંગણાની ભૂમિને પવિત્ર કરે છે અને આપને દર્શન દઇ કૃતાર્થ કરવા ઇચ્છે છે, પછી જેવી આપની આજ્ઞા. પ્રતીહારનું આવું વચન સાંભળી ઘણા આનંદથી, અહો ધન્ય ભાગ્ય, મહામુનિનાં દર્શન ક્યાંથી? જાઓ શંભુદત્ત, તમે પ્રતીહારની સાથે જઇ તે મહામુનિને આહીં તેડી આવો. એવા રીતે-રાજાએ આજ્ઞા કરતાં તરત 'જેવી મહારાજની આજ્ઞા' એમ કહી શંભુદત્ત પ્રતીહારની સાથે ગયા અને ક્ષણમાત્રમાં મુનિને તેડી સભામંડપમાં આવ્યા. મુનિરાજને આવતા દેખીનેજ રાજાએ સિંહાસન ઉપરથી ઉતરી કેટલાંક પગલાં સામે ચાલી દંડવત્પ્રણામ કર્યા. બેય પ્રધાનોએ પણ ઘણીજ ભક્તિથી દંડવત્પ્રણામ કર્યા. તે સર્વને મુનિએ દયાદૃષ્ટિથી જોઇ આશિર્વાદ આપ્યો અને મહારાજા શિવપ્રસાદના આગ્રહથી તેનાજ સિંહાસન ઉપર મુનિરાજ બિરાજ્યા. રાજાએ વિધિપૂર્વક તેની પૂજા કરીને હાથ જોડી પ્રાર્થના કરી કે, મુનિરાજ! આપનું અકસ્માત્ આ દર્શન થવાથી અમારૂં જન્મ અને જીવિત સઘળું સફળ થયું છે. તો પણ આપે શું પ્રયોજનથી આંહી પધારી અમને કૃતાર્થ કરેલ છે તે જાણવા અમારાં મન ઘણાંજ આતુર છે. આ રાજ્ય, આ ખજાનાઓ, આ પ્રધાનો, મારો સઘળો પરિવાર અને હું પણ આપનેજ આધીન છું માટે જે કાંઇ આજ્ઞા કરવી હોય તે ઇચ્છા પ્રમાણે કરો તે હું માથે ચડાવી લેવા તયાર છું. આવાં વિનયસહિત રાજાનાં વચન સાંભળી મુનિ બોલ્યા કે, પુત્ર શિવપ્રસાદ! આ પૃથ્વીમાં રાજાઓ ઘણા છે, પ્રધાનો ઘણા છે અને પ્રજા પણ ઘણી છે પણ તું જેવો રાજા તુંજ છો, તારા પ્રધાન જેવા તારા પ્રધાનજ છે, અને તારી પ્રજા જેવી તારી પ્રજાજ

છે. મેં પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ અને ઉત્તર દિશાના અનેક દેશના અનેક રાજાઓ, અનેક પ્રધાનો અને અનેક પ્રજા જોઇ પણ ક્યાંય તો રાજા પ્રધાનથી ઉદાસ રહે છે, ક્યાંય તો પ્રધાન રાજાથી ઉદાસ રહે છે, અને ક્યાંય રાજા અને પ્રધાન પરસ્પર મળીને રહે છે તો તેની પ્રજા ઉદાસ હોય છે. ક્યાંય પ્રજા રાજભક્તિવાળી હોય છે તો રાજા અને પ્રધાન તેથી વિમુખ રહે છે. ક્યાંય તો પ્રધાનોજ રાજાને હિતાહિત કેતા નથી અને ક્યાંય પ્રધાનો હિતાહિતનો બોધ કરે છે તો રાજાઓ સાંભળતા નથી. એમ થવાથી રાજાઓનો ઉદય થાતો નથી, પ્રધાનોની પ્રતિષ્ટા નાશ પામે છે અને પ્રજાને દુઃખ દૂર થઇ સુખ મળતુંજ નથી. એ સર્વ પ્રકારની અનુકૂલતા તારા રાજ્યમાં છે એવું ઘણા લોકોનાં મુખથી સાંભળી તે જોવા માટે હું આંહી આવેલ છું, અને જેવું સાંભળ્યું હતું તેવુંજ દૃષ્ટિથી દેખી અનુભવ કરી મને ઘણોજ સંતોષ થયો છે. હું કહું છું કે ઈશ્વરકૃપાથી તારા રાજ્યમાં નિરંતર આવો ને આવોજ સંપ ચાલ્યા કરજો. મુનિરાજનું ઉપર પ્રમાણે વચન સાંભળી રાજાએ કહ્યું કે, મુનિરાજ! એ સર્વ આપ જેવા મહાત્માઓની કૃપાનુંજ ફલ છે. મહાત્માઓની કૃપાવિના કે અતિ ઉત્તમ પુણ્યવિના સર્વ પ્રકારની અનુકૂલતા મળતીજ નથી. મારા પવિત્ર પિતાજી કૈલાસવાસી થયા પછી હું જે દિવસથી રાજસિંહાસન ઉપર બેઠો છું તે દિવસથી આજસુધી સર્વ અનુકૂલજ મને મળેલ છે. હું મારા આ બે પ્રધાનોની અનુકૂળતા વખાણું, કે મારી પ્રાણપ્રિયાની અનુકૂળતા વખાણું, કે મારા પુત્રોની અનુકૂળતા વખાણું, કે મારી પ્રજાની અનુકૂળતા વખાણું? એ સર્વે મારૂં પ્રિય-હિત કરવા માટે પોતાના પ્રાણ છોડવામાં પણ પાછો પગ દે તેવાં નથી. તેમાં પણ આ બેય પ્રધાનોનો પ્રેમ તો કાંઇ જુદાજ પ્રકારનો મારી ઉપર અને મારો પ્રેમ તેઓની ઉપર કાંઇ જુદાજ પ્રકારનો છે. માટે મેં એવાં શાં પુણ્યો કર્યાં હશે અથવા મારા પિતાજીયે શાં પુણ્યો કર્યાં હશે કે જેથી મને આજે આવાં મિત્રરત્ન મળેલ છે તે આપ પાસેથી જાણવા ઇચ્છું છું. આપ કે જે ભૂત-ભવિષ્ય-વર્તમાન કાલના

જાણનારા છો તેનાથી કાંઇજ અજાણ્યું નહિ હોય માટે કૃપા કરી કહો કે હું પૂર્વજન્મમાં કોણ હતો, આ પ્રધાનો પૂર્વજન્મમાં કોણ હતા, મને અને આ પ્રધાનોને શું શું પુણ્યના પ્રભાવથી આવાં આવાં ઉત્તમોત્તમ સુખોની પ્રાપ્તિ થઇ છે? જે જાણવાથી પાછાં પણ તેવાં પુણ્યો કરી આવતા જન્મમાં પણ તેજ મિત્રરત્નની પ્રાપ્તિ થાય તેવું ઈશ્વરપાસે માગું. રાજા શિવપ્રસાદનું આ વચન સાંભળી મુનિરાજ થોડું હસીને બોલ્યા કે, રાજા! જો તમારે તમારા અને તમારા પ્રધાનના પૂર્વજન્મની વાત અને કેવાં પુણ્યો કરવાથી તમને આ સર્વ પ્રકારનું અનુપમ સુખ પ્રાપ્ત થયું છે તે વાત સાંભળવા ઇચ્છા હોય તો તે વૃત્તાંત ઘણું લાંબુ છે, માટે જ્યાંસુધી તે વૃત્તાંત સંપૂર્ણ હું તમને સંભળાવી રહું ત્યાંસુધી આપણે ચાર માણસ વિના બીજું કોઇ આંહી આવે નહીં તેવો બંદોબસ્ત કરો. મુનિરાજનું એ બોલવું સાંભળી રાજાએ પ્રતીહારને આજ્ઞા કરી કે, પ્રતીહાર! મારી આજ્ઞાવિના કોઇને પણ આ સભામંડપમાં આવવા દેશ નહીં. આપની જેવી આજ્ઞા એમ કહી પ્રતીહાર તેને સ્થાનકે ગયા પછી 'માયાળુ મહારાજ! હવે નિઃશંકપણે અમારૂં પૂર્વજન્મનું વૃત્તાંત કૃપા કરી અમને સંભળાવો' એવી રીતે રાજાયે ફરીથી પ્રાર્થના કરી ત્યારે મુનિરાજ ત્રણેય જણને સંપૂર્ણ સ્નેહ અને દયારસથી ભરેલી દૃષ્ટિએ જોઇને બોલ્યા કે, મહારાજ શિવપ્રસાદ! પ્રધાન શિવદત્ત અને પ્રધાન શંભુદત્ત! જ્યારે તમને તમારા પૂર્વજન્મનું વૃત્તાંત જાણવા આટલું બધું કૌતુક છે તો ખુશીથી એકાગ્રચિત્ત થઇને સાભળો.

પોતાના બુદ્ધિબળથી દેવતાઓના ગુરૂ બૃહસ્પતિના પણ બુદ્ધિબળના પ્રતાપને તરછોડનાર, પ્રતિપક્ષી રાજાઓરૂપ અંધારાને પોતાના પ્રતાપરૂપ સૂર્યથી ઉખેડી નાખનાર, કોમળ અને મનોહર કરથી* ચંદ્રમાનીપેઠે પ્રજાને રંજન કરનાર, કોક પક્ષીનીપેઠે મિત્રમંડળના[1] ઉદયમાંજ હૃદય રાખનાર, દયાળુપણાથી શિબિઆદિ રાજાઓની ઉપમાનું માન મેળવનાર, નિરૂપમ શૌર્યથી સર્વ લોકના ભયને ભગાડ-

* કર એટલે હાથ અને કિરણો. [1] સૂર્યનું મંડળ અને મિત્રોનું મંડળ.

નાર, ન્યાયથી શત્રુમિત્રને સરખા રાખવાની મોટાઇને મેળવનાર, સારી કીર્ત્તિરૂપ સુધાના[1] સમુદ્રથી સકલ લોકને આનંદ આપનાર, અને જગતને દુઃખ દેનારા દુષ્ટોને દંડ દેવામાં પ્રચંડ કાળરૂપ કીર્ત્તિપાળ એવે નામે એક રાજા હતો. તેને સર્વ સતીજનોનાં શિરોમણી સુકન્યા નામે પ્રમાણિક રાણી હતી, અને મન-વચન-કર્મથી એકરૂપ, વિદ્યાવાન્ માણસોના મનરૂપી મોરને વિસામાના વૃક્ષરૂપ, કરૂણારૂપ અમૃતવડે ભરપૂર અંતઃકરણ હોવાથી શરણે આવેલા દીન અને અનાથ લોકોને આશ્રય આપનાર શિવશર્મા નામે પવિત્ર મિત્ર હતો. તે શિવશર્માને સુશીલતા અને સરલતાની શાળારૂપ સુબાળા નામે એક ધર્મપત્ની હતી.

એક દિવસે તે રાજા અને તેનો પ્રધાન એય પોતાના પ્રારબ્ધની પ્રબળતાથી અરધું આયુષ્ય જતાંસુધી પણ પુત્રનાં મુખદર્શનનું સુખ ન સાંપડવાથી "અરે હાય હાય! મહાત્માઓના મોટા અનુગ્રહ વિના પુરૂષો ચાર પુરૂષાર્થના પાત્ર થતા નથી," એમ વિચારીને "આપણે પરમેશ્વરનો પ્રસાદ પ્રાપ્ત થયા શિવાય આ પુરમાં પાછું પેસવું નહિ" એવી પ્રતિજ્ઞા કરી કોઇ ન જાણે તેમ એકાએક નગરની બહાર નીકળી ગયા. તેણે બે ત્રણ યોજન માર્ગ માત્ર ઉલ્લંઘન કર્યા પછી કળિકાળના પરાભવથી બીનેલા સત્યુગનું સ્થાન હોય નહિ જાણે? અહિંસાનું રાજ્ય હોય નહિ જાણે? અસ્તેયતાનું[2] આગણું હોય નહિ જાણે? સત્યને ઉત્પન્ન થવાનું સ્થળ હોય નહિ જાણે? બ્રહ્મચર્યનું સિંહાસન હોય નહિ જાણે? અને અપ્રતિગ્રહને[3] રમવાની રંગભૂમિ હોય નહિ જાણે? એવો એક મોટા ઋષિનો આશ્રમ દીઠો. તે આશ્રમમાં ચાલતાં ચાલતાં અતિ નીચે નમેલી ડાળિયોમાં વળગેલાં મૃગચર્મ અને કમંડળુવાળાં વૃક્ષો હોવાથી કેમ જાણે ઋષિકુમારો હોય તેમ તેને ચારેકોર જોતા, ઘણા કાળના સહવાસના સંબંધથી વેદશાસ્ત્રમાં પ્રવીણ થયેલાં શુકસારિકાઓથી શંકા પામતા મુનિબાળકોએ બોલાતા સામ અને યજુર્વેદોને

---

૧ અમૃતના. ૨ ચોરી ન કરવી તે. ૩ કોઇપણ જાતનું દાન ન લેવું તે.

તેઓને કહ્યું કે 'પુત્ર અને પુત્રિ! આત્મઘાત એ અધમમાં અધમ, નિંદા કરવા યોગ્ય અને અકૃત્યમાં અકૃત્ય ગણાય છે. માટે તમે આત્મઘાતનો વિચાર દૂર કરો. થોડાજ દિવસોમાં તમને ફરીથી તમારા પ્રિયજનનો સમાગમ થવાનો છે.' મહામુનિનું આ અમૃત જેવું વાક્ય સાંભળતાંવેત શ્રુતશીલે હાથ જોડી વિનંતિ કરી કે 'ભગવન્! આપ અમારી ઉપર અપ્રતિમ કૃપા કરનાર કોણ છો? મારો પરમપ્રિય મિત્ર ક્યાં છે, અને તે ક્યારે આવશે તે વિષે આપ પાસેથી વિસ્તારથી સાંભળવા આ માણસને ઉત્કંઠા રહે છે, માટે જો અનુગ્રહ કરી કેહેશો તો આ માણસ અધિક આભારી થશે.' મુનિયે ઉત્તર આપ્યો કે 'પુત્ર! એ વિષે કેહેવાનો કે સાંભળવાનો આ સમય નથી. ટુંકામાં એટલુંજ કહું છું કે દુઃખો પાપથી ઉત્પન્ન થાય છે અને પાપ પુણ્યથી નાશ થાય છે એ વાત તો જગત્પ્રસિદ્ધજ છે, માટે કોય ઉત્તમોત્તમ પુણ્યનો આરંભ કર કે જેથી તારો મિત્ર તરત પાપથી મુક્ત થઇ તમને સર્વેને આનંદ આપનાર થઈ પડે. (એક શીલા બતાવીને) આ શિલાને તોડી તું તરત બહાર નીકળી જા, ને ત્યાં મહારાજા ચંદ્રકીર્તિની, તારા પિતાજીની, મહારાણી સુશીલાની, શાણી સુબાલાની અને ચિંતાતુર ચંદ્રપ્રભાની આશ્વાસના કર, અને હવે પછી આ ત્રણ ગુફાવાળે માર્ગે તારે જવું નહીં. મહારાજાનાં અંતઃકરણમાં વિશ્વાસ આવવામાટે આ કન્યા અને આ બિલાડાને સાથે લઇ જા. રાજાને કેહેવું કે આ કન્યા પણ બે પહોર પેહેલાં એક ઇંદ્રનીલમણિની પૂતળી હતી તેમાંથી જો તે દેવકન્યા થયેલી આપણા જોવામાં આવે છે તો પુણ્યની પ્રબલતાથી કુમાર શત્રુશલ્યને પણ કોઇ સમયે આપણે દિવ્ય દેહવાળા દેખશું. આ બિલાડા વિષે પણ ક્રમેકરી તમે સર્વ જાણીતાં થશો. માણસોનું ઉત્તમમાં ઉત્તમ ધન ધૈર્ય છે, માટે ધીર અને વીર પુરૂષોએ પોતાના ધૈર્યના ખજાનામાં ખામી ન આવવા દેવી. એટલા માટે એવી રીતે મહારાજા આદિ સર્વ લોકોને ધીરજ આપી પછી તેને મારા વતાવેલ નવીન માર્ગથી આ

પ્રતિમા દેખાડવા તેડી આવજે, જે જોયાથી તેને શાંતિ થશે. પછીથી નિરંતર આ ઇંદ્રનીલમણિના શિવલિંગની પૂજા કરી જાવી, તારાં માતાપિતાની તથા રાજકુમારનાં માતાપિતાની સેવા કરવી અને કાંઇ અપ્રતિમ પુણ્યના કામમાં કેટલાક દિવસો નિર્ગમન કરવા. પણ એટલું સ્મરણ રાખજે કે આ સ્થલમાં કોઇએ કોઇ સમયે પણ સાયંકાલ સુધી રેહેવું નહીં.' એમ કહી બિલાડાની સાંકળ તે દેવકન્યાના હાથમાં સોંપી મુનિરાજ અંતર્ધાન થઇ ગયા.

હે રાજા! જેમ દિવ્ય અને ભવ્ય મહાત્માના અંતર્ધાનપણાથી શ્રુતશીલને અને દેવકન્યાને ખેદ ઉત્પન્ન થયો હતો તેમજ તે મહાત્માના વચનથી પોતાના પ્રિયજનના દર્શનની સત્ય આશા બંધાણી હતી તેથી ઉત્સાહ પણ બેયના અંતઃકરણમાં ઉત્પન્ન થયો હતો. શ્રુતશીલે હાથ જોડી દેવકન્યાની પાસે વિનતિ કરી કે 'દેવિ! આટલી વાર તો હું એકલોજ હતો અને પ્રત્યેક વિષયમાં મારા મનનેજ પુછીને જેમ અનુકૂલ પડે તેમ કરતો હતો, પણ જે સમયથી આપનું દર્શન થયું છે, જે સમયથી આપનાં દયાયુક્ત મધુર વાક્યો સાંભળ્યાં છે અને જે સમયથી આપે અગ્નિ દેવની પ્રાર્થના કરી પોતાના અભિપ્રાય વિષે મને જાણીતો કર્યો છે, તે સમયથીજ મેં મારી સ્વતંત્રાને વિદાયગિરી આપી છે. એટલુંજ નહિ પણ આપને હું આર્ય ચંદ્રપ્રભા સરખાં માન્ય ગણું છું, માટે હું આપને પુછું છું કે, હવે આપણે શું કરવું ઉચિત છે? માયાળુ મહાત્માએ જે જે શબ્દો કહ્યા તે આપે સાંભળ્યા છે; મારા મિત્રની અવસ્થા જે છે તે આપ જાણો છો; આ બિચારા બિલાડા વિષે જે જાણવું છે તે ભવિષ્યકાળ ઉપર આધાર રાખે છે; મારૂં હૃદય આ સમયે હિંદોળામાં હીંચકતું હોય નહિં જાણે તેવું થઇ રહ્યું છે; એક કોરેથી મિત્રની વિપત્તિ જોતાં એકાએક અગ્નિમાં પ્રવેશ કરી મિત્રના વિયોગરૂપ અગ્નિના તાપથી મુક્ત થવા આતુર થાય છે અને બીજી કોરેથી મહાત્માના વચન ઉપર આધાર રાખતાં મહારાજા ચંદ્રકીર્ત્તિ, દેવી સુશીલા અને પવિત્ર ચંદ્રપ્રભાને ધારણા દેવાસારૂ

તરત તેઓની સેવામાં હાજર થવા આતુર થાય છે. હવે તે બેમાંથી શું કરવું ઉચિત છે તે આપજ આજ્ઞા કરો. દેવકન્યાએ ઉપર પ્રમાણે સુજ્ઞ શ્રુતશીલનાં વચન સાંભળીને ઉત્તર આપ્યો કે, 'પવિત્ર શ્રુતશીલ! જેમ તમે મને દેખી, મારૂં બોલવું સાંભળી અને મારો અભિપ્રાય જાણી મારે વિષે માન્યબુદ્ધિ બાંધી છે, તેમજ મેં પણ જે સમયથી તમારી પવિત્ર મુખમુદ્રા જોઇ છે, જે સમયથી તમારૂં મધુર ભાષણ સાંભળ્યું છે અને જે સમયથી તમારૂં ઉત્તમ વૃત્તાંત તથા અભિપ્રાય જાણેલ છે, તે સમયથીજ મારી મનોવૃત્તિ તમારે વિષે અલૌકિક સૌહૃદ-રસથી બંધાઇ ગઇ છે. તમે મને પવિત્ર પતિવ્રતા ચંદ્રપ્રભાનું વિશેષણ આપ્યું છે તે ઉત્તમોત્તમ માન આપ્યું છે એમ ગણું છું અને તેથી હું તમારી આભારી થઇ છું. ઈશ્વર તમારૂં વચન તરત સત્ય કરે અને મહારાજ સાથે એક સિંહાસને પવિત્ર ચંદ્રપ્રભાને તથા મને તમે દેખો.

હવે આ સમયે શું કર્તવ્ય ઉચિત છે એ વિષે તમારા જેવા સુજ્ઞ અને વિજ્ઞ માણસને હું જેવાં અલ્પજ્ઞ માણસે બતાવવું એ કાંઇ ઘટિત નથી. તોપણ જ્યારે તમે મારેવિષે માન્યબુદ્ધિ બાંધી પુછો છો ત્યારે મારે મારી બુદ્ધિ પ્રમાણે કેહવુંજ જોઇયે. મહાભાગ! આ વાક્ય તો આપનું અજાણ્યું નથી કે '**सुलभ :प्राणपारित्यागो दुर्लभःसज्जन-समागमः**' (પ્રાણનો ત્યાગ કરવો તે સેહેલો છે ને સજ્જનનો સમાગમ થવો તે દુર્લભ છે) ત્યારે જો હજારો દુઃખો સહન કરતાં પણ સુજન-સમાગમ થાય તેમ હોય તો તેમ કરવામાટે પ્રયત્ન કરવું. જે મહાત્માએ આપણને પ્રિયજનના સમાગમની આશા આપી છે તે મહાત્માના મુખકમળમાંથી અસત્ય વાણી ઉત્પન્ન થવાનો સંભવ મથી. માટે તે મહાત્માના વચન ઉપર આધાર રાખી પવિત્ર મહારાજા ચંદ્રકીર્તિની સેવામાં હાજર થવું એજ હું ઉચિત ગણું છું. તેમ તે મહાત્માની પણ એવીજ આજ્ઞા છે તે માન્ય રાખવાથીજ આપણ સર્વનું પરિણામે સારૂં છે. માટે તેની આજ્ઞા પ્રમાણે આ શિલા તોડો અને તેજ માર્ગેથી આપણે માન્ય માતાપિતાની સેવામાં હાજર થઇએ.'

દેવકન્યાનાં વચનોને અંગીકાર કરી શ્રુતશીલે પગથી પાટુ મારીને તે શિલા તોડી નાંખી. પછી તે માર્ગેથીજ શ્રુતશીલ, અને દેવકન્યા તે દિવ્ય બિલાડાને સાથે લઇને બહાર નીકળ્યાં. બહાર નીકળી જુવે છે ત્યાં તો મહારાજા ચંદ્રકીર્તિ પરિવારસહિ પાસેજ તેના જોવામાં આવ્યા. તે બેયજણાંએ ચંદ્રકીર્ત્તિ મહારાજને તથા તેનાં રાણીને પ્રણામ કર્યા. જો કે શ્રુતશીલ એકલોજ આવ્યો હતો તોપણ પોતાનો પ્રિયપુત્ર શત્રુશલ્ય આવવાથી જેટલો અને જેવો આનંદ થાય તેટલો અને તેવોજ તે સમયે પવિત્ર વૃદ્ધદંપતી આદિ સર્વેને આનંદ થયો. ઘણા સ્નેહથી મહારાજા ચંદ્રકીર્તિ અને મહારાણી સુશીલાએ તેને પોતાની પાસે આસન ઉપર બેસવા આજ્ઞા કરીને તથા દેવકન્યાની પણ ઘણી પ્રીતિથી સંભાવના કરીને તરત એક માણસને પોતાના પ્રધાન સુવ્રતને તથા તેમનાં ધર્મપત્ની સુનયનાને તેડવા મોકલ્યો, જેથી પાસેની પર્ણકુટીમાંથી તરતજ તે બેય આવી પોહોંચ્યા. આવતાં પોતાનાં માતાપિતાને જોઇ ઉભા થઇને શ્રુતશીલે તે બેયને પ્રણામ કર્યા, તેમજ દેવકન્યાએ પણ પ્રણામ કર્યા. વૃદ્ધ સુવ્રત તથા સુનયનાને રાજાએ આસન આપી પોતાની પાસે બેસવા કહ્યું અને તેઓ રાજા પાસે બેઠાં. શાંત સ્વરથી તેણે શ્રુતશીલને કહ્યું કે 'પુત્ર! તું તારા મિત્રવિષે શા સમાચાર લાવ્યો છે, આ દિવ્ય કન્યા કોણ છે અને આ અદ્‌ભુત બિલાડો તુને ક્યાંથી પ્રાપ્ત થયો, તેવિષે સર્વ વાતથી મહારાજને તું જાણીતા કર.' પોતાના પવિત્ર પિતાજીની આજ્ઞા સાંભળવાથી પોતાના મિત્રરત્નનું સ્મરણ થઇ આવ્યું, આંખમાં આંસુ આવી ગયાં અને પોતે પ્રત્યુત્તર દેવાને શક્તિમાન્ ન થઇ શક્યો. મૂઢ હોય નહિ જાણે, મૂગો હોય નહિ જાણે, બેહેરો હોય નહિ જાણે, સ્તબ્ધ હોય નહિ જાણે, તેવો થઈ ગયો. શ્રુતશીલની આવી દશા જોઇ પોતાની પવિત્ર સાસુ સુશીલાની પાસે બેઠેલી ચંદ્રપ્રભાએ ઉભાં થઇ હાથ જોડી દેવકન્યાને કહ્યું કે 'દેવિ! આપના શરીરની કાંતિજ આપનું દિવ્યપણું સૂચવે છે. હર્ષ-શોક વિગેરે સંસારના ધર્મો જેવા

મનુષ્ય દેહીને પીડે છે તેવા દિવ્ય દેહીને પીડતા નથી. આ પવિત્ર શ્રુતશીલ કે જેનાં વચન ઉપર આ મારાં ચારેય માવતરને જીવવાનો આધાર છે તે પોતાના પ્રાણપ્રિય મિત્રના વિયોગના દુઃખથી તમે જુઓ છો તેવી સ્થિતિમાં છે. એ પોતાના મિત્રને શોધવા માટેજ આ પર્વતની ગુફામાં ગયા હતા. હવે ત્યાંથી તે પોતાના મિત્રવિષે શા સમાચાર લાવ્યા છે, એને આપનું મળવું ક્યાંથી થયું, આપ કોણ છો, કેનાં પુત્રી છો, કેવા કારણથી આપનું આવા અરણ્યમાં આવવું થયું છે, તે સર્વ આપજ કૃપા કરી સંભળાવવા શ્રમ લેશો તો અમે સર્વ આપનાં આભારી થશું. આપની રમણીય આકૃતિ ઉપરથીજ મને નિશ્ચય થાય છે કે આપ મારી વિનતિ નિષ્ફળ નહિ કરો.'

ચંદ્રપ્રભાનાં ઉપર પ્રમાણે વચન સાંભળી દેવકન્યાએ કહ્યું કે 'પ્રિય બેન ચંદ્રપ્રભા! ધન્ય છે શ્રુતશીલને કે જે પોતાના પ્રાણપ્રિય મિત્રના વિયોગથી આવી દશાને પ્રાપ્ત થયા છે. મારૂં હૃદય તો ખરે-ખર વજ્ર જેવુંજ કે જે તેવાં તેવાં વૃત્તાંતોનો અનુભવ કરતાં છતાં પણ ફાટી જતું નથી. બેન! હું કોણ છું, કેની પુત્રી છું અને શું કારણથી આ અરણ્યમાં આવી છું તેવિષે તો હું પણ અજાણી છું. પણ આજે સાંયકાળે 'અરે શ્રુતશીલ! તારા જેવા પ્રિય મિત્રનો મારા વિયોગથી નાશ થશે! હાય હાય ત્યારે તો સર્વનો નાશ થયો એમ હું માનું છું.' એટલું વાક્ય સાંભળતાંજ મારામાં સંજ્ઞા આવી અને જોયું ત્યાં કોઈ રાજકુમારની ઇંદ્રનીલમણિની પ્રતિમા જોવામાં આવી. ત્યારથી જે હું જાણું છું તે હું તમને કહી સંભળાવું છું.' એમ કહી શ્રુતશીલનું ત્યાં આવવું, તે પ્રતિમા દેખી મૂર્છિત થઇ જવું, ત્યાંથી માંડીને તપસ્વીએ કહેલાં વચનના આધારથી દેહત્યાગ ન કરતાં મહારાજની સેવામાં હાજર થવું ઇત્યાદિ સર્વ વિસ્તારથી કહી સંભળાવ્યું, કે જે સાંભળવાની આસક્તિમાં તે સર્વ જનને એક ક્ષણ નીકળી જાય તેમ તે રાત્રિ નીકળી ગઇ.

અરૂણોદયનો અવસર થવાથી ચારેકોરે વિચિત્ર પ્રકારનાં પક્ષિયો કોલાહલ કરવા લાગ્યાં, સત્સંગથી અજ્ઞાનની પેઠે અંધારૂં ધીરેધીરે ઓછું થવા લાગ્યું, મુનિજનો સ્નાનસંધ્યા કરી વેદનો ઉચ્ચાર કરવા લાગ્યા, ભક્તજનોએ પ્રભાતના સમયના ગાયનોથી પવિત્ર પરમેશ્વરની પ્રેમપૂર્વક સ્તુતિ કરવા માંડી. તે સમયે શ્રુતશીલના મુખઉપર કાંઇ ધૈર્ય આવ્યું હોય એવું જણાયાથી ચંદ્રપ્રભાએ કહ્યું કે 'જ્યારે આપ જેવા વિદ્વાનો પણ વિપત્તિથી વ્યાકુલ થઇ જાય ત્યારે વિદ્યાનું પ્રયોજન શું, ગુરૂપદેશનું ફલ શું અને વૃદ્ધોની સેવાનું કારણ શું? જોકે હું જાણું છું કે આપનું હૃદય વિપત્તિથી વ્યાકુલ નથી થયું પણ પોતાના સન્મિત્રની આવી દશા થવાથી વ્યાકુલ થયું છે અને મૈત્રીધર્મ પ્રમાણે મિત્રની વિરહાવસ્થામાં તેવી રીતે વ્યાકુલ થઇ જવું તે આપજેવા સન્મિત્રોનું કંઇ દૂષણ નથી પણ ભૂષણ છે; પરતું જ્યારે તમે તેવી રીતે વ્યાકુલ થઇને બેસશો ત્યારે આ આપણાં વૃદ્ધ ચાર માવતરની શી અવસ્થા થશે તથા મને અને આ દેવીને કોણ ધીરજ આપશે તે પ્રથમ વિચારવાનું છે. એટલુંજ નહિ પણ આ દેવીના કેહેવાપ્રમાણે મહામુનિએ કાંઈ અપ્રતિમ પુણ્ય કરવાથી તમારા સન્મિત્રના સમાગમની પ્રાપ્તિ બતાવી છે, તે વિષે આપણે હવે શું કરવું તે પણ આપવિના કોણ બતાવનાર છે? માટે ઔદાસ્યને દૂર કરીને શોકને સંકેલીને અને વિપત્તિને તરછોડીને ધીરજમાં ધ્યાન લગાડો અને હવે આપણે શું કરવું, આપણે કેમ કરવાથી તે મહાભાગને મળશું અને આખા જગત્માં અપ્રતિમ પુણ્ય કયું છે તે આપ અમને કહો, જે કરવાથી તરત આપણા સર્વ મનોરથ સિદ્ધ થાય.'

આ પ્રમાણે ચંદ્રપ્રભાનાં વચન સાંભળી શ્રુતશીલે કહ્યું કે 'આર્ય ચંદ્રપ્રભા! આપનું બોલવું યથાર્થ છે. હવેથી હું તમારા કહેવા પ્રમાણે ધીરજ રાખીશ. જો સૂક્ષ્મ દૃષ્ટિથી જોઇયે છિયે તો જગતમાં વિદ્યાદાન જેવું બીજું અપ્રતિમ પુણ્ય કોઇ નથી એમ મને ભાસે છે. અનેક ઇતિહાસો ઉપરથી પણ એવી રીતે સિદ્ધ થાય છે કે નિષ્કપટ

ભક્તિ કરવાથી સંતોષ પામેલા સદ્ગુરૂની કરૂણા એજ સદ્વિદ્યાનું સાધન છે, અને સદ્વિદ્યા એજ પરમાત્માનું સ્વરૂપ ઓળખવાનું પ્રથમ સાધન છે, માટે વિદ્યાદાન આપવું એજ કલ્યાણકારક અપ્રતિમ પુણ્ય છે. જો કે ઉત્તમોત્તમ મહાદાન ત્રણ છે. એક પૃથ્વીદાન, બીજું અન્નદાન, અને ત્રીજું વિદ્યાદાન. તેમાં પણ પૃથ્વીને કોઈ લઇ શકે છે, અન્ન દુષ્કાળમાં નિપજતું નથી, પણ વિદ્યાને નથી ચોરનો ભય, નથી રાજાનો ભય, નથી ભાયાભાગનો ભય કે નથી ઓછું થવાનો ભય. આવું ઉત્તમોત્તમ વિદ્યાદાન મેલીને બીજું કયું દાન ઉત્તમ ગણાય ? એટલુંજ નહિ પણ બાલકોનું અજ્ઞાનરૂપ અંધપણું કે જે હજારો રસાયન સેવન કરવાથી દૂર થઈ શકતું નથી, હજારો અંજનશલાકાથી શમી શકતું નથી અને જેમાં હજારો વૈદ્યોની વૈદ્યવિદ્યા કાંઇ પોતાનું પરાક્રમ કરી શક્તિ નથી એવા અદ્ભુત પ્રકારનું છે, તેને વિદ્યાદાન દૂર કરી ભણનારા બાલકોને દિવ્ય ચક્ષુવાળા કરી મેલે છે. માટે આ આશ્રમવાસિ જેટલા ઋષિલોકો છે તેના સર્વ બાલકોને ભણાવવાનું કામ હું કરૂં અને ઋષિ લોકોની કન્યાઓને ભણાવવાનું ઉત્તમોત્તમ પુણ્યનું કામ તમે તથા આ દેવી એ બેય મળીને કરો.' એવો વિચાર શ્રુતશીલનો સાંભળી ચંદ્રપ્રભાએ તથા દેવકન્યાએ તેવી રીતે ભણાવવાનું ઉત્તમોત્તમ કામ કરવાનું માન્ય કર્યું. ત્યારપછી તરતજ આશ્રમવાસિ મુનિજનોને બોલાવી શ્રુતશીલે વિનયપૂર્વક પ્રાર્થના કરી કે 'મુનિજનો ! અમે હમણાં કેટલાક કાળ સુધી આપના સહવાસનું સુખ લેનારા છિયે તેનું મૂલ કારણ આપનું અજાણ્યું નથી, કે રાજકુમાર શત્રુશલ્યનું વિયોગદુઃખજ છે. હવે દુઃખના સમયમાં વનમાં દિવસો નિર્ગમન કરવા તે ઘણા લાંબા થઈ પડે છે માટે કૃપા કરી આપના બાલકો સર્વને આપ મારે સ્વાધીન કરો અને આપની સર્વ કન્યાઓને આ ચંદ્રપ્રભાને અને આ દેવકન્યાને સ્વાધીન કરો, જેથી તેઓને રાતદિવસ ભણાવવાના કામનેલીધે આ દુઃખદ લાંબો સમય પણ સુખેથી તરત નિકળી જશે અને તેથી અમારી ઉપર આપનો અપાર ઉપકાર થશે.'

મુનિજનોએ જવાબ આપ્યો કે 'વત્સ શ્રુતશીલ! એ વિષયમાં તો ઉલટો અમારેજ તમારો ઉપકાર માનવો જોઇએ. વિદ્યા એક ચિંતામણિ છે, વિદ્યાથી સર્વ પ્રકારની સંપત્તિ મળે છે, વિદ્યાથી સર્વ પ્રકારનાં સુખ મળે છે, વિદ્યાથી સર્વ પ્રકારનાં દુઃખોનો નાશ થાય છે, વિદ્યાથી માણસ મોટા રાજાઓને પણ માનવા યોગ્ય થઈ પડે છે, વિદ્યાથી માણસ પોતાનું હિતાહિત સમજી શકે છે, વિદ્યાથી માણસ આખી પૃથ્વીમાં પ્રખ્યાત થાય છે અને વિદ્યાથી માણસ પોતાનાં આત્મસ્વરૂપને ઓળખી જન્મ-મરણરૂપ અસહ્ય દુઃખથી મુક્ત થઇ પરમાત્માના પદને પ્રાપ્ત થાય છે. જેજે સિદ્ધિયો સદ્વિદ્યાથી પ્રાપ્ત થાય છે તેનો હજારમો અંશ પણ ધનથી પ્રાપ્ત થઇ શકતો નથી. એક રાંક પણ વિદ્વાન્ ચક્રવર્તી રાજા કરતાં વધારે માન મેળવે છે તે કોનું અજાણ્યું છે? એવા કેટલા કેટલા પ્રકારો નથી કે જેથી આપણે આપણા ઉપર ઉપકાર કરનારાના અનૃણી થઇયે, એવા કેટલા કેટલા પ્રકારો નથી કે જેથી આપણે આપણને ધનનો આશ્રય કરનારા માણસના ગુણઓશીગણ થઇયે, એવા કેટલા કેટલા પ્રકારો નથી કે જેથી આપણે આપણી વિપત્તિમાં સહાય કરનારા માણસોના ગુણચોર ન થઇયે, એવા કેટલા કેટલા પ્રકાર નથી કે જેથી આપણે આપણા સ્નેહિયોનાં સત્કૃત્યોવિષે કૃતઘ્ની ન ગણાઈએ, એવા કેટલા કેટલા પ્રકારો નથી કે જેથી આપણે આપણા સહોદરના અપાર આભારરૂપ ભારથી છૂટા થઇયે, એવા કેટલા કેટલા પ્રકારો નથી કે જેથી આપણે આપણા અન્નદાતાના અનૃણિ ગણાઇયે, એવા કેટલા કેટલા પ્રકારો નથી કે જેથી આપણે આપણને ભયથી રક્ષણ કરનારના ઉપકારનો બદલો વાળનાર ગણાઇયે, પણ એવો કયો પ્રકાર છે, એવી કઇ યુક્તિ છે અને એવું કયું સાધન છે કે જેથી માણસ પોતાનાં જન્મ આપનારાં માતાપિતાનો તથા પોતાનાં જન્મ અને જીવિતને સફલ કરી આપનાર ને અજ્ઞાનપણારૂપ અંધાપાને દૂર કરનાર અને સદ્વિદ્યારૂપ સામ્રાજ્યનાં સુખને અર્પણ કરનાર પોતાના સદ્ગુરૂનો અનૃણિ ગણાય. નથી વિદ્યાવિના કુલ શોભતું,

નથી વિદ્યાવિના શીલ શોભતું, નથી વિદ્યાવિના રૂપ શોભતું, નથી વિદ્યાવિના ગુણ સોભતા, નથી વિદ્યાવિના ધન શોભતુ, નથી વિદ્યાવિના વૈભવ શોભતા, નથી વિદ્યાવિના જન્મ શોભતું, અને નથી વિદ્યાવિના જીવિત શોભતું. કુળવાળાઓ, ધનવાળાઓ અને રૂપવાળાઓ પણ માત્ર વિદ્યા ન હોવાથી પશુસમાન ગણાય છે. એવું કયું સુખ છે, એવું કયું ધન છે, એવો કયો અભ્યુદય છે, અને એવું કયું કલ્યાણ છે કે જે વિદ્યાથી મેળવી ન શકાય? આવા અપ્રતિમ પ્રતાપવાળા સદ્વિદ્યારૂપ ચિંતામણિને બક્ષીસ કરનારા સદ્ગુરૂના વિદ્યાર્થિયો તો શો જન્મથી પણ ગુણના ઓશીગણ ન થઈ શકે, પણ વિદ્યાર્થિયોનાં માવતરો કદિ સોનામોહોરથી પૂરેલું આખું પૃથ્વીમંડળ આપે તો પણ સદ્ગુરૂએ સ્નેહપૂર્વક પોતાના બાલકને અર્પણ કરેલી સદ્વિદ્યાના એક અક્ષરનો પણ તેણે બદલો વાળ્યો એમ અમે માનતા નથી. માટે ઉપકાર તો અમારે માનવો જોઇયે તેમ છતાં તમે એમ કહો છો કે 'તમારા બાલકો અને કન્યાઓને અમારી પાસે ભણવા મોકલો તો હું આપનો ઉપકાર માનીશ' એ તમારીજ મહત્તા (મોટાઇ) છે. આવી રીતે પ્રીતિથી ભણાવવા ઉપર ઉત્સાહ ધરનારા તમજેવા સદ્ગુરૂને મેલી દેઇને અમે બીજાની પાસે અમારાં બાલકોને મોકલિયે ત્યારે અમજેવા બીજા કોણ મૂર્ખના અગ્રેસર ગણાય? માટે આજ શુભ દિવસ છે તો આજેજ અમે અમારા બાલકોને તમારે સ્વાધીન કરિયે છિયે અને અમારી કન્યાઓને ચંદ્રપ્રભાની તથા દેવકન્યાની સેવામાં રાખિયે છિયે.' એમ કહી પોતપોતાની પર્ણકુટીઓમાંથી પોતાની પુત્રિઓને અને બાલકોને તેડી આવી શ્રુતશીલ અને ચંદ્રપ્રભાની પાસે રાખી પાછા પોતપોતાની પર્ણકુટીએ ગયો.

ઋષિલોકોની બાલકિયો અને બાલકો પોતાની પાસે ભણવા આવ્યાં તેથી શ્રુતશીલને, ચંદ્રપ્રભાને અને દેવકન્યાને આનંદનો પાર રહ્યો નહીં. એ તો કોઇનું અજાણ્યું નથી કે સદ્ગુરૂઓને જ્યારે સુપાત્ર વિદ્યાર્થિયો પ્રાપ્ત થાય છે ત્યારે પુત્રજન્મ જેટલો આનંદ પ્રાપ્ત થાય છે. મોટા

ઉત્સાહથી, મોટા આનંદથી અને મોટા પ્રયત્નોથી તેઓએ વિદ્યારૂપ અમૂલ્ય રત્નનું દાન કરવાનું ઉત્તમ કામ ચલાવવા માંડ્યું. એ પર્વતની પાસે એક બાજુ ચારેકોર સુંદર પર્ણકુટીઓ બંધાવી તથા ચંદ્રપ્રભાયે અને દેવકન્યાયે પોતાને રેહેવાની પર્ણકુટી વચમાં કરાવી, જેનું નામ 'સરસ્વતીભવન' કેહેવાતું હતું. તેમજ શ્રુતશીલે એક બાજુ ચારેકોર પર્ણકુટીઓ બાળકોને રેહેવાસારૂ કરાવી અને પોતાને રેહેવાની તથા પુસ્તકો રાખવાની પર્ણકુટી વચમાં કરાવી. તેનું પણ નામ 'સરસ્વતી-ભવન' કેહેવાતું હતું. કન્યાશાળામાં પ્રત્યેક કન્યાઓ એક એક પોતાની પર્ણકુટીમાં બેશી અભ્યાસ કરતી હતી. પ્રાતઃકાળથી ઉઠી સાયંકાળ અને પહોર રાત્રિ ગયા સુધી પણ કોય એવો ક્ષણ એ કન્યાઓનો જાતો ન હતો કે જે વિદ્યાભ્યાસવિના વ્યર્થ જાતો હોય. તેમ તેઓનો એવો પણ ક્ષણ જાતો ન હતો કે જેમાં તેને કંટાળો આવે કે 'આખા દિવસ વિદ્યાવિના બીજું કામ નથી માટે ઘડીભર મનને વિશ્રામ આપિયે,' પણ નિરંતર તેઓનું મન પૂર્ણ આનંદમાં મગ્ન રહેતું હતું. એજ તેઓની ભણાવવાની ચમત્કારવાળી યુક્તિ હતી કે જેથી તે બાળકોને અને કન્યાઓને ભણવું એ તો એક આનંદકારક રમત જેવું લાગતું હતું. પાછલી ચાર ઘડી રાત્રિ રહે તે સમયે ઉઠી તેઓ પાસે પરમેશ્વરનું ધ્યાન અને સ્તુતિ કરાવી, કસરત કરાવી, સ્નાન સંધ્યા અને જપ કરાવી, શિવપૂજન કરી રહ્યા પછી ઇશ્વરસ્તુતિ ઉંચાસ્વરથી ગવરાવી, તેઓને વિશાળ સરસ્વતીભવનમાં તેડી જઇ નોખી નોખી વિદ્યાઓ શીખવવામાં આવતી હતી. બે ઘડી શબ્દશાસ્ત્રવિષે, બે ઘડી ન્યાયશાસ્ત્રવિષે, બે ઘડી પૂર્વમીમાંસાવિષે, બે ઘડી ઉત્તર-મીમાંસાવિષે, બે ઘડી ધર્મશાસ્ત્રવિષે, બે ઘડી પુરાણ ને ઇતિહાસવિષે અને બે ઘડી કાવ્ય કોશ ચંપૂ નાટક અને અલંકારોવિષે જ્ઞાન આપવામાં આવતું હતું. વાંચન લેખન અને ગણિતનું પણ જ્ઞાન આપવામાં આવતું હતું. વચમાં વચમાં મનને વિશ્રામ આપવા માટે ક્રીડાનિકુંજ એટલે નજર બાગમાં તેડી જઇ જુદાં જુદાં સુંદર

ઝાડવાંઓ દેખાડી તેના ગુણ-દોષવિષે જ્ઞાન આપતાં હતાં. કેટલાંક કોમલ ફૂલઝાડને પાણી સિંચવા, તેના ક્યારા સમા કરવા, અને તેની અડખે પડખે ઉગી ગયેલાં ખડને દૂર કરવા ઉત્સાહથી મંડી પડવા આજ્ઞા કરતાં હતાં. ઘડીવાર આશ્રમનાં મૃગોની, ઘડીવાર ગાયોની, ઘડીવાર મેનાઓની, ઘડીવાર પોપટની, ઘડીવાર મોરની, ઘડીવાર સારસનાં જોડલાંની, ઘડીવાર કલહંસની, ઘડીવાર ચક્રવાકની, અને ઘડીવાર ચકોરની સંભાળ લેવરાવતાં હતાં. સંગ્રહસ્થાનમાં તેડી જઇ જુદા જુદા પદાર્થો દેખાડી તેનાં નામ, રૂપ, ગુણ, દોષ, અને ઉપયોગવિષે ઉત્તમ જ્ઞાન આપવામાં આવતું હતું. ઔષધિજ્ઞાન, શારીરજ્ઞાન, અને રોગો ઉત્પન્ન થવાનું જ્ઞાન પણ ઉત્તમ પ્રકારે આપવામાં આવતું હતું. આ ભણાવવાની રીતિ શુકપાઠ જેવી ન હતી, પણ જે જે શાસ્ત્રમાં જેજે કર્તવ્ય સદુપદેશ આવતા હતા તે પ્રમાણે વર્તવાને તેજ દિવસથી આરંભ કરવાની ભળામણ કરવામાં આવતી હતી; અને કન્યાઓ તથા બાલકો તેજપ્રમાણે વરતતાં હતાં. સરસ્વતીભવનમાં દેવભાષા વિના બીજી ભાષા બોલવામાં આવતી ન હતી. કન્યાશાલામાં વૈદ્ય ચાકર દ્વારપાલ વગેરે પણ સ્ત્રિયોજ રેહેતી હતી. જેમ સ્ત્રિયોના રાજ્યમાં ગયા હોઈએ ને માત્ર સ્ત્રિયો વિના બીજું કાંઇ જોવામાંજ ન આવે, તેવી રીતે એ કન્યાશાલામાં હતું. ત્યાંની કન્યાઓ એમ ન જાણતી હતી કે સૃષ્ટિમાં પુરૂષો છે. જેની જેની અવસ્થા વિવાહ યોગ્ય થતી તેને તેને છેવટ સ્ત્રીના પોતાના પતિપ્રત્યે કેવા ધર્મો છે તે પૂર્ણ રીતે શીખવી તરત કન્યાશાલામાંથી વિદાય કરવામાં આવતી હતી. તેમજ બાલકોની પાઠશાલામાં પુરૂષો વિના બીજું કાંઇ જોવામાં ન આવતું; અને વિવાહયોગ્ય વય થયે, પુરૂષે પોતાની સ્ત્રીપ્રત્યે કેવી રીતે વર્તવું, કેવી રીતે એકપત્નીવ્રત પાળવું અને કેવી રીતે સંસારમાં પોતાનુ આચરણ રાખવું ઇત્યાદિ પૂર્ણ જ્ઞાન આપી, વિદાય કરવામાં આવતા હતા. આ નિયમ પ્રમાણે નિરંતર કન્યાશાલામાં સ્ત્રીધર્મવિષે અને બાલકોની શાલામાં પુરૂષોના ધર્મવિષે ઉત્તમોત્તમ ભાષણો ચાલતાં હતાં.

એક દિવસ પવિત્ર શ્રુતશીલ પોતાના શિષ્યોપાસે એકપત્નીવ્રતવિષે ભાષણ કરતો હતો. પોતાનો પ્રાણપ્રિય મિત્ર શત્રુશલ્ય એકપત્નીવ્રત પાળવામાં અદ્વિતીય એટલે એક્કો હતો. એ વારંવાર એકપત્નીવ્રતનાં મહત્વવિષે ઉત્તમોત્તમ ભાષણો આપતો તેવિષે સ્મરણ આવવાથી તેનું હૃદય ભરાઇ આવ્યું, રૂવાડાં ઉભાં થઇ આવ્યાં, અને આંખમાંથી આંસુની ધારાઓ પડવા લાગી. ઘણા પ્રયત્નથી તેણે પોતાના મનને સ્થિર રાખી ભાષણ આગળ ચલાવવા આરંભ કર્યો. પણ તેની જીભને એકપત્નીવ્રતના સામા પક્ષવાળાઓએ ઇર્ષાથી કેમ જાણે ખીલી લીધી હોય, કેમ જાણે દબાવી દીધી હોય, કેમ જાણે ઊંધી નાંખી દીધી હોય, કેમ જાણે સજ્જડ કરી મેલી હોય, અને કેમ જાણે બાંધી લીધી હોય તેમ એક પણ અક્ષર બોલવામાં શક્તિવાળી ન રહી. તે વારંવાર એક કે અર્ધો અક્ષર ઉચ્ચાર કરે તેટલામાં વધારે આંસુઓની ધારાઓ પડવા લાગે, શરીર કંપવા લાગે અને બોલવું બંધ થઇ જાય. એવું જોઈ શ્રુતશીલના પુત્રતુલ્ય શિષ્યો, કે જેઓ પેહેલા વર્ગના હતા, જેઓ આમ થવાનું શું કારણ છે તે સારી રીતે જાણતા હતા, અને જેઓ ઘણા દિવસના પરિચયથી સારી રીતે સર્વ વિદ્યામાં પ્રવીણ થઇ ગયા હતા, તેઓએ પોતામાંથી એકને ‘હવે તે ભાષણ આ સમયે બંધ રહે તો ઘણું સારૂં’ એમ પ્રાર્થના કરવા પ્રેરણા કરી જેથી વિદ્યાનિધિ નામે વિદ્યાર્થી ઉભો થઇ નીચે પ્રમાણે બોલ્યો :—

પરમદયાળુ આર્ય ગુરૂવર્ય ! આજે આપનું આરંભેલું એકપત્નીવ્રત પાળવાવિષેનું ભાષણ એ એક જૂદાજ પ્રકારનું અમૃત છે ; જે નથી સ્વર્ગલોકમાં મળતું, નથી નાગલોકમાં મળતું, અને નથી સાતેય સમુદ્ર મથિયે તોપણ મળતું ; જેની તુલના ચૌદ લોકમાં પણ થઇ શકતી નથી અને જેની ગણના ચૌદ રત્નમાં તો શું પણ ચૌદ ક્રોડ રત્નોમાં પણ થઇ શકતી નથી. સર્વ પ્રકારનાં રત્નો મળવાનું તે એક સાધનરૂપ છે. નથી તેને દેવોએ ઉચ્છિષ્ટ કર્યું, નથી તે રાહુના ગળામાં પેઠું, નથી તેને દૈત્યોનો સ્પર્શ થયો, નથી તેને ગરૂડજીએ હરી

લીધું, અને નથી તે કોય સ્ત્રીના હાથથી વેચાયું. આવું અનુપમ અમૃત પીતાં અમને તૃપ્તિ ન થાય તેમાં કાંઈ આશ્ચર્ય નથી, પણ અમારાજ મંદભાગ્યથી આ સમયે તે અમૃતપાન થવામાં વિઘ્ન આવી પડયું છે. જે ભાષણ પવિત્ર શત્રુશલ્યજેવાના મુખકમળથી પડી આપજેવાના શ્રવણમાં આવ્યું હોય અને જે ભાષણ આપજેવાના મુખકમળથી પડી શત્રુશલ્યજેવાના શ્રવણમાં ગયું હોય તે ભાષણ સાંભળવાને અમારાજેવા અલ્પબુદ્ધિ માણસોનાં ભાગ્ય ક્યાંથી હોય ? આપની વાણીજ આપના હૃદયમંદિરથી બાહાર નીકળી કંઠદ્વારમાં રોકાઇ જાય છે, તેજ જાણે કેમ અમારૂં ઓછું અધિકારીપણું સૂચવતી હોય તેમ લાગે છે. અથવા આપની પવિત્ર ઉપદેશાત્મક વાણી આપનાં હૃદયમંદિરમાંથી પ્રયાણ કરવા ધારે છે, ત્યાં અમારા મંદભાગ્યની પ્રબલતાથી આંસુરૂપ અકાળવૃષ્ટિ થવાથી દુર્દિન દેખી તે જાણે પોતાનું પ્રયાણ બંધ કરતી હોય એમ લાગે છે. માટે આ મારા સર્વ સ્નેહિ સહાધ્યાયિ ભાઇયોની પ્રેરણાથી હું આપની પ્રાર્થના કરૂં છું કે, આ સમયે આપ હવે આ ભાષણ બંધ કરો. જો કે આપનાં ભાષણરૂપ અમૃતથી તૃપ્તિ થતી નથી, તોપણ આપને તે ભાષણ કરતાં આપના પ્રિયમિત્ર શત્રુશલ્યનું સ્મરણ આવી જવાથી જે દુઃસહ દુઃખ સહન કરવું પડે છે તે અમારાથી સહન નથી થાતું. જો અમારાં ભાગ્ય તેવાં હશે, જો આપની અમારી ઉપર પૂર્ણ કૃપા હશે, અને જો અમે તે આપના અનુપમ ભાષણરૂપ અમૃતનો સ્વાદ લેવાના અધિકારી હશું, તો પરમ દયાળુ પરમેશ્વર કૃપા કરી તેવો પણ આનંદકારક અવસર બક્ષીશ કરશે કે જે અવસરમાં પવિત્ર રાજકુમાર શત્રુશલ્યની સાથેજ બેશી આપનાં મુખકમલથી પડતી અમૃતધારાનું પાન કરી તૃપ્ત થશું. માટે આ સમયે આપ તે ભાષણ પૂર્ણ કરવાનું પ્રયત્ન બંધ કરો એવી અમારી સર્વની આપપાસે પ્રણામપૂર્વક પ્રાર્થના છે.

વિદ્યાનિધિનું આ પ્રમાણે બોલવું સાંભળી શ્રુતશીલે કહ્યું કે 'પુત્ર વિદ્યાનિધિ ! તારૂં અને તારા સહાધ્યાયિ ભાઇઓનું બોલવું બરોબર

છે. આ સમયે હું તે ભાષણ બંધ કરૂં છું. વળી કોય સમયે વાત. તમે સર્વ આ ક્રીડોદ્યાન (નજરબાગમાં) ફરીને મનને આનંદમગ્ન કરો ત્યાં હું પણ મહાભાગ શત્રુશલ્યની મુખમુદ્રા જોઇ મારા ખેદ પામેલા મનની આશ્વાસના કરૂં,' એમ કહી તે સરસ્વતીભવનમાંથી નીકળી શત્રુશલ્યની પ્રતિમાપાસે ગયો અને બાળકો સર્વ તે ક્રીડોદ્યાન (નજરબાગમાં) વિનોદ કરવા લાગા.

શત્રુશલ્યની પ્રતિમા પાસે જતાંજ શ્રુતશીલને તે પ્રતિમા છે એવું ભાન મટી ગયું અને સાક્ષાત્ શત્રુશલ્યજ સૂતો છે એમ જાણી પ્રથમ જેમ પોતે શત્રુશલ્ય પાસે ભાષણ કરતો તેમ ભાષણ કરવા લાગો.

પ્રિયમિત્ર ! આપને સ્મરણ છે ? આપ મને પોતાના સહોદરતુલ્ય ગણી નિરંતર કહેતા કે એકપત્નીવ્રત એજ અનુપમ હૃદયનું અને પરમ કલ્યાણનું સાધન છે, એકપત્નીવ્રત એજ દૂર દેશાટનના પ્રયાસવગરનું તીર્થ છે, એકપત્નીવ્રત એજ વાયુ વરસાદ તાઢ તડકો વિગેરેનું દુઃખ સહન ન કરવું પડે તેવું, પંચાગ્નિ તાપવાનો શ્રમ ન લેવો પડે તેવું અને સૂકેલાં ખરી પડેલાં પાનથી પારણું ન કરવું પડે તેવું તપ છે, એકપત્નીવ્રત એજ ગુરૂકુળમાં નિવાસ કરવાનો ક્લેશ ન ખમવો પડે અને ગોખવાનો શ્રમ ન કરવો પડે એવું ભણવું છે, એકપત્નીવ્રત એજ વળી-પળીથી વિરૂપ ન થવાય તેવું, બેરાપણું કે આંધળાપણું આવ્યાવગરનું અને શરીર શિથિલ થયાવગરનું વૃદ્ધપણું છે, એકપત્નીવ્રત એજ ચાંદ્રાયણને[1] હશી કાઢનારૂં, પ્રાજાપત્યને[2] તરછોડી નાખનારૂં, પરાકને[3] તુચ્છ કરી નાખનારૂં, સાંતપનને[4] દબાવી દેનારૂં તથા કૃચ્છ્ર[5] અને અતિકૃચ્છ્રને[6] ઉલ્લંઘન કરનારૂં મોટું વ્રત છે. સર્વવ્રતના ચક્રવર્તિરૂપ આ એકપત્નીવ્રત જ્યાંસુધી પોતાનો આશ્રય કરનારાનો સર્વ મનોરથ પૂર્ણ કરવામાટે જગતમાં જાગ્રત છે ત્યાંસુધી ચિંતામણિયો નિશ્ચિંત છે, કામદુઘાઓ માત્ર સ્વર્ગના રેહેવાસીઓનીજ કામના પૂરનારીઓ છે, અને કલ્પવૃક્ષોને પણ વિશ્રામ છે.

૧-૨-૩-૪-૫-૬ તે જુદાં વ્રતો છે, જેનો વિધિ ધર્મશાસ્ત્રમાં છે.

ઘણીજ ઝીણી નજરથી જોતાં એકપત્નીવ્રતરૂપ ચિંતામણિવિના નથી જપ કલ્યાણ કરી શકતો, નથી તપ કલ્યાણ કરી શકતું, નથી ધ્યાન કલ્યાણ કરી શકતું, નથી દાન કલ્યાણ કરી શકતું, નથી શ્રવણ કલ્યાણ કરી શકતું, નથી મનન કલ્યાણ કરી શકતું, નથી નિદધ્યાસ કલ્યાણ કરી શકતો, નથી સ્વાધ્યાય કલ્યાણ કરી શકતો, નથી ગુરૂભક્તિ કલ્યાણ કરી શકતી અને નથી ઈશ્વરભક્તિ પણ કલ્યાણ કરી શકતી. વેદ, શાસ્ત્ર, પુરાણ, ઇતિહાસ, કાવ્ય, ચંપૂ, નાટક, કથા અને કથાનકોમાં એકપત્નીવ્રતનો મહિમા પ્રસિદ્ધ રીતે જોવામાં આવે છે. તે વ્રતની ઉપાસનાનું ફલ પણ સર્વ લોકોના અનુભવની બાહાર નથી. તેમજ તે વ્રતનું સેવન કરવામાં જેટલું માણસ આલસ્ય રાખે છે તેનાં પરિણામ કેવાં આવે છે તેથી પણ કોય અજાણ્યું નથી. જેઓ માત્ર કંદ મૂલ અને ફલનેજ ખાઇને રેહેનારા હશે, જેઓ માત્ર વલ્કલ વસ્ત્રોનેજ પેહેરનારા હશે, જેઓ માત્ર પર્ણકુટીમાંજ રેહેનારા હશે અને જેઓ જન્મથીજ હૃદયની દુર્બલતાને લીધે પોતાના પડછાયાથી પણ ડરીને ચાલનારા હશે, એવા રાંક લોકો પણ એ મહાવ્રતનું સેવન કરવાથી કેટલા કેટલા મહાપંડિતોની પંક્તિમાં પ્રથમ નથી ગણાયા, કેટલા કેટલા અપ્રતિમ શક્તિવાળાઓમાં અગ્રેસર નથી ગણાયા અને કેટલા કેટલા ચક્રવર્તિ રાજ્યની સત્તા ભોગવનારા નથી થયા ? તેમજ જેઓ પોતાના પિતા પિતામહ અને પ્રપિતામહ આદિ વંશપરંપરાથી આખી પૃથ્વીનું પ્રભુપણું ધરાવતા હશે, જેઓ અનેક ફેરે દિશાઓ જીતવાથી દિગ્વિજયીની ગણનામાં મુખ્ય ગણાતા હશે, જેઓએ સાતેય દ્વીપ પોતાને સ્વાધીન કરેલા હશે, જેઓએ ચૌદેય ભુવન વશ કરેલ હશે, જેઓ ગર્ભશ્રીમંતો કેહેવાતા હશે, જેઓ બુદ્ધિના સમુદ્રરૂપ ગણાતા હશે, જેઓ શ્રુતિ સ્મૃતિ અને શાસ્ત્રમાં પારંગત ગણાતા હશે, એવા કેવળ પુરૂષોજ નહિ પણ દેવ અને દાનવો પણ એકપત્નીવ્રતરૂપ રત્નની ઉપેક્ષાથી કેટલા કેટલા રાજ્યથી ભ્રષ્ટ નથી થયા, કેટલા કેટલા પ્રતાપ વગરના

નથી થયા, કેટલા કેટલા લક્ષ્મીવિનાના નથી થયા, અને કેટલા કેટલા રાંક અને પામર લોકોને પણ હસવા યોગ્ય દશાને પ્રાપ્ત નથી થયા? એકપત્નીવ્રત એ એક સર્વોત્તમ કલ્યાણનું સાધન છે, વિજયનું મૂલ છે, ઉન્નતિનું કારણ છે, અનેક પ્રકારની સંપત્તિરૂપ કલ્પલતાને ઉત્પન્ન થવાનું સ્થાનક છે, અને પવિત્ર યશરૂપ અમૃત આપનારું છે. ભૂલોકમાં, પાતાલમાં કે સ્વર્ગમાં એવો કોઇ પણ દુર્લભ પદાર્થ નથી કે જે એકપત્નીવ્રતથી ન મળે. નલરાજા અપ્રતિમ આપત્તિથી મુક્ત થઇ સ્વરાજ્યને પ્રાપ્ત થયા, ભગવાન્ રામચન્દ્ર રાવણ જેવા પ્રબલ વૈરીનો વિનાશ કરી પોતાના કુલપરંપરાના રાજ્યને પ્રાપ્ત થયા, હરિશ્ચંદ્ર અસંખ્ય આપત્તિઓને ઉતરી સંપૂર્ણ સંપત્તિને પ્રાપ્ત થયા, તે માત્ર જગત્પ્રખ્યાત પવિત્ર એકપત્નીવ્રતના પ્રભાવથીજ; એ વાત કોની અજાણી છે? એકપત્નીવ્રતને દૃઢ કરવા માટેજ સદાશિવે સતીનો દેહત્યાગ થયા પછી તેનાં અસ્થિનો હાર પેહેરીને બાર વર્ષ સુધી તીર્થાટન કરેલ છે, એ મહાવ્રતને અખંડ રાખવા માટેજ રામચંદ્રજીએ સીતાજી પૃથ્વીમાં પધાર્યાં ત્યારપછી યાવજ્જીવિત અખંડ બ્રહ્મચર્ય પાળેલ છે, એ મહાવ્રતનો પરાભવ ન થાવા સારૂજ નલરાજાએ સતી દમયંતીથી જુદા પડયા પછી હજારો દુઃખો સહન કરેલાં છે, એ મહાવ્રતનું સંરક્ષણ કરવા સારૂજ રાજા પુરૂરવા ઉર્વશી વનમાં અંતર્ધાન થઇ ગયા પછી ઘેલાજેવો બની ગયેલો છે, એ મહાવ્રતનેજ પાલન કરવા સારૂ રાજા ચિંતામણી વાસવદત્તા શિલારૂપ થઇ ગયા પછી ઉન્મત્ત થઇ પ્રત્યેક વનમાં ભટક્યો છે, અને એ મહાવ્રતમાં પ્રીતિને લીધેજ રાજકુમાર ઋતુધ્વજે સંસારસુખનો ત્યાગ કરેલ છે. સૃષ્ટિના આરંભથી તે આજસુધી પૂર્ણ રીતે ઇતિહાસો સાંભળશું તો એમજ સિદ્ધ થશે કે, જે જે મહાત્માઓ ગણાઇ ગયા છે, જે જે પુણ્યશ્લોકની પંક્તિમાં ગણાઇ ગયા છે, જે જે વીર અને ધીરની ગણનામાં ગણાયા છે, અને જેઓ રાજાઓ મહારાજાઓ તથા રાજાધિરાજાઓ ગણાયા છે, તેઓને તે તે સ્થિતિમાં પોચાડનારૂં એક

એકપત્નીવ્રતજ છે. તેમજ અખૂટ ખજાનાઓ આબાદ છતાં, પ્રવીણ પ્રધાનોની પ્રબળતા છતાં, અને શૌર્યશક્તિ નિઃસીમ છતાં મોટાં રાજ્યો પાયમાલ થઇ ગયાં છે, રાજાઓ રાંક થઇ ગયા છે અને દેશ ઉજડ થઇ ગયા છે, તેની તેવી સ્થિતિ થવાનું મૂલ તપાસતાં આપણુને એમજ નિશ્ચય થશે કે એકપત્નીવ્રતનોજ અનાદર તેનું મૂલકારણ છે. એક સમયે આપણે જે ઘરોનાં આંગણાંમાં હાથીઓ ઝુલતા જોયા હોય, એક સમયે આપણે જે ઘરોમાં મહાકવિયોની અમૃતતુલ્ય કવિતાઓના કોલાહલો સાંભળ્યા હોય, એક સમયે આપણે જે ઘરોમાં અપ્સરાઓનાં સુંદર ગાયનો સાંભળ્યાં હોય, એક સમયે આપણે જે ઘરોમાં સોનાની છડીથી લોકોને દૂર કરતા ચોબદારોના પોકારો સાંભળ્યા હોય, એક સમયે આપણે જે ઘરોનાં આંગણાંમાં સાધારણ માણસો નહિ પણ અમીર ઉમરાઓ અને રાજાઓની ભીડ જોઇ હોય, એક સમયે આપણે જે ઘરોમાં અમૂલ્ય અલંકારો દિવ્ય વસ્ત્રો અને સોનામોહોરોથી પૂર્ણ પાત્રો ઇનામમાં લઇ લઈને આનંદથી હસતે મોઢે નીકળતા કવિયોનાં અને વિદ્વાનોનાં ટોળેટોળાં જોયાં હોય, અને એક સમયે આપણે જે ઘરોમાંથી હાથી ઘોડા રથ અને પાલખી વિગેરેની અસ્વારીથી નીકળતાં મનુષ્યોને જોયાં હોય, તેજ ઘરોનાં આંગણાંમાં આપણે આજે ભુંડનાં ટોળાં ભમતાં જોઇયે છિયે, તેજ ઘરોમાં આજે આપણે કુતરાંના રોવાના શબ્દો સાંભળિયે છિયે, તેજ ઘરોમાં આજે આપણે શિયાળિયાંની શીયાળી સાંભળિયે છિયે, તેજ ઘરોમાં આજે આપણે ચૂડેલોના રાસડા સાંભળિયે છિયે, તેજ ઘરોમાં આજે આપણે ભયંકર નાગ-નાગણીઓ અને નોળિયાંને દોડતાં દેખિયે છિયે, તેજ ઘરોમાંથી આજે આપણે કુકડાં કબુતર અને ઊંદરને મોંમાં લઈ નીકળતાં કુતરાંને અને મીદડાંને જોઈયે છિયે, તેજ ઘરોમાં આજે આપણે ઠેકાણે ઠેકાણે બાવાંનાં જાળાં જામી ગયેલાં, કરોળિયાનાં પડો બાઝી ગયેલાં, અને ઘાસ ઉગી ગયેલાં જોઇયે છિયે, તથા તેજ ઘરોમાં આજે આપણે કરૂણાજનક દીન અને અનાથ અબલાઓના વિલાપના શબ્દો સાંભળી

આંખમાંથી આંસુડાંની ધારાઓ પાડિયે છિયે. ટુંકામાં જે ઘરો એક સમયે જોનારને પરમ આનંદ કરનારાં થઇ પડતાં, તેજ ઘરો આજે સર્વ જોનારાં માણસોને અપ્રતિમ ઉદ્વેગ ઉપજાવનારાં થઇ પડે છે. આ પ્રમાણે વિપરીત દશા થવાનું કારણ શું હશે એમ જો કોયના અંતઃકરણમાં આશ્ચર્યથી શંકા થાતી હોય તો હુંજ જણાવું છું કે, બીજું કાંઇજ નહિ પણ માત્ર એકપત્નીવ્રત ન પાળતાં ધનના મદથી અંધ થઈ પોતાની ઇચ્છાપ્રમાણે દુરાચરણથી ચાલવાનોજ એ પરિણામ છે. એકપત્નીવ્રતનો અનાદર કરવો તે એક યશરૂપી ચંદ્રમાનુ રાહુ વગરનું ગ્રહણ છે, સદ્‌ગુણરૂપી કમળોને વગર હેમંતે હિમ છે, સુમતિરૂપ કલ્પલતાઓને વગર ગ્રીષ્મે દાવાગ્નિ છે, લક્ષ્મીઓનો સમય વગરનો પ્રલય છે, સત્યનું અકાળમૃત્યુ છે, ઇશ્વરના ધ્યાનનું વગર અંતરપટે આવરણ છે, કુળની લાજનું લુટારાલોકોની વગરલુટે લુટાવું છે, અને સન્માર્ગથી ચુકાવવામાં ઝાકળ વરસાદ અને રાત્રિવગરનો દશમોવાડ છે, એ રીતે પ્રાચીન પુરૂષો કહે છે. જેઓ સર્વ વ્રતોમાં ચક્રવર્તી રાજારૂપ આ મોટાં વ્રતને છોડીને પરિણામે વિરસ અતિ ચપળ અને સ્વપ્નના વિલાસ જેવાં, વિષયસુખને વારંવાર ઇચ્છે છે તેઓ ઉત્તમ દેવોને રમવા યોગ્ય નંદન વનને છોડી ઘણા કાંટાવાળા ઝાડથી વિકટ વનની ઝાડીમાં ભટકે છે, તેઓ રાજહંસની પંક્તિથી શોભેલી સ્વર્ગલોકની ગંગાને ત્યાગ કરી અનેક દેડકાથી ભરેલાં પાણીનાં ખાબોચિયામાં પેસે છે, તેઓ આંખને આનંદ આપનાર શરદઋતુના ચંદ્રનો અનાદર કરી રાહુનો આદર કરે છે, તેઓ અમુલ્ય રત્નાવળીઓનો ત્યાગ કરી કાચના કટકાની માળાને ઇચ્છે છે, અને તેઓ અમૃતનો ત્યાગ કરી અતિ આકરૂં ઝેર પીવાને ઇચ્છેછે. એ મહાવ્રતની સેવાના વિયોગથી કેટલા કેટલા નિરોગી પણ રોગી નથી થયા, કેટલા કેટલા તેજસ્વી પણ નિસ્તેજ નથી થયા, કેટલા કેટલા પવિત્ર પણ અપવિત્રતાને આધીન નથી થયા, શરદઋતુના ચંદ્ર જેવી ઉજળી કીર્તિવાળા પણ કેટલા કેટલા રાહુના જેવી કાળી કીર્તિવાળા નથી થયા, પરમ સુખરૂપ અમૃ-

તના સમુદ્રમાં બુડેલા પણ કેટલા કેટલા દુ:સહ દુ:ખરૂપી ઝેરના દરિયામાં નથી બુડયા, કેટલા કેટલા વિવેકીઓમાં વખણાએલા પણ અ-વિવેકીના અગ્રેસર નથી થયા, ઘણી ધીરજવાળા પણ કેટલા કેટલા ધીરજ રહિત નથી થયા, અને કેટલા કેટલા ઉત્તમમાં પણ ઉત્તમ પુરૂષો અધમમાં પણ અધમ પુરૂષોએ હસવા યોગ્ય નથી થયા અને નથી થતા? એકપત્નીવ્રતરૂપ ચિંતામણીનું સેવન કર્યાવિના માણસોએ શું મનોહર વિદ્યા મેળવી શકાય છે? શું અસંખ્ય સંપત્તિ મેળવી શકાય છે? શું નિર્મળ વિજયલક્ષ્મી મેળવી શકાય છે? શું નાના પ્ર-કારના અભ્યુદયો મેળવી શકાય છે? શું કલ્યાણના મૂલરૂપ કુળધર્મનું રક્ષણ કરી શકાય છે, શું આ લોક અને પરલોકમાં સુખ આપનારી કુળમર્યાદાઓ પાળી શકાય છે? શું પતિવ્રતા ધર્મપત્નીઓ પ્રાપ્ત થાય છે? શું રત્ન સરખા સત્પુત્રના મુખદર્શનના સુખનો અનુભવ લઇ શ-કાય છે? શું આજ્ઞા પ્રમાણે વર્તનારા સોદરભાઇઓના નિ:સીમ સ્ને-હનું સુખ ભોગવી શકાય છે? શું ભાઇઓના સ્નેહ જેવા સ્નેહથી પવિત્ર ચિત્તવાળા સન્મિત્રો મેળવી શકાય છે? શું પુનમના ચંદ્ર જેવી નિર્મળ કીર્તિ ફેલાવી શકાય છે? શું આ લોકનાં કલ્યાણ સંપાદન કરી શકાય છે? શું પરલોકનાં કલ્યાણો મેળવી શકાય છે? અને શું સ્વર્ગ અને મોક્ષના મૂળરૂપ પરમેશ્વરનો પ્રસાદ પ્રાપ્ત કરી શકાય છે? એમાંનુ કાંઇપણ થઇ શકતું નથી. કેમકે તે સર્વ મળવાનું મુખ્ય સાધન એકપત્નીવ્રતપાળવાપણુંજ છે. જેણે સ્વપ્નમાંપણ એકપત્નીવ્રતનો ત્યાગ ન કરેલ હોય, જેણે સ્વપ્નમાં પણ પારકાં દ્રવ્યની ઇચ્છા ન કરી હોય અને જેઓએ સ્વપ્નમાં પણ પારકો દ્રોહ ન કરેલ હોય તેવા વિરલજ મનુષ્યરત્નોને માતાઓ જન્મ આપે છે. તેવાંજ મનુષ્યરત્નો ઈશ્વરના પ્રસાદનું પાત્ર થાય છે, તેવાંજ મનુષ્યરત્નોને વિજયલક્ષ્મીઓ વરે છે, એવાજ મનુષ્યરૂપી સ્થંભોથી આ આખું પૃથ્વીમંડળ સ્થિર રહેલ છે. તેવાંજ મનુષ્યરત્નોથી ઉત્તમ ધર્મ પ્રવર્તે છે, અધમનો ઉદ્ધાર કરનાર, પતિતને પાવન કરનાર, પુણ્યરૂપ તરંગવાળાં ભગવતી ગંગા પણ તે-

વાંજ મનુષ્યરત્નના સમાગમને માટે ઈચ્છા કરે છે અને તેવાંજ મનુ-ષ્યરત્નોને વિષે સઘળી આ લોક અને પરલોકની કલ્યાણની સિદ્ધિઓ નિશ્ચળ નિવાસ કરીને રહે છે. વધારે શું કહું પણ એ એકપત્નીવ્રત પોતાનો આશ્રય લેનારના મનોરથો પૂર્ણ કરવાને પોતાની કુશ-ળતાથી કામ દુઘાને કલ્પવૃક્ષોને અને ચિંતામણિયોને પણ હસી કાઢે છે એમ શાસ્ત્ર સિદ્ધછે. માટે આપણે સર્વ મિત્રોએ જીવતાં સુધી જન્મદેનારી માતાવિષે, સોદરબેહેનોવિષે અને ઔરસ પુત્રિયોવિષે જે પ્રમાણે પવિત્ર મન-વચન-કર્મથી વર્તિયે છિયે તેજ પ્રમાણે પર-સ્ત્રીઓવિષે વર્તવું. અને પોતાની ધર્મપત્નીને વિષે પોતાના અરધા અંગની પેઠે, હૃદયની પેઠે, અને પ્રાણની પેઠે નિઃસીમ અને નિર્મળ પ્રેમ રાખવો એવી મારી પ્રાર્થના છે.

પ્રિયમિત્ર ! એવી રીતે કેટલી કેટલી વાર પ્રત્યેક સભામાં કોમળ અને મનોહર પદરૂપી રત્નોથી શોભેલાં ભાષણોથી આપે સભાસદોના કાનને નથી શોભાવ્યા ? આ પ્રમાણે પ્રત્યેક સભામાં આપે આપેલાં ભાષણોથી સિદ્ધ થાય છે કે અનેક પુરાણ અને ઈતિહાસોમાં એકપત્નીવ્રતને સર્વોત્તમ ગણેલુ છે. તેમ છતાં તે મહાવ્રતનો અનાદર કરનારા લાખો લોકો કુતરાની પેઠે ચારેકોર દોડયા કરેછે. શેરિયે શેરિયે, ચોવટે ચોવટે અને રાજમાર્ગોમાં પણ તેવાજ નરપશુઓ નજરે આવે છે, જેઓને જોયાથી સજ્જનોનાં ચિત્ત ખેદરૂપ સમુદ્રમાં મગ્ન થઈ જાય છે. જગતમાં કોણ વિશ્વાસ કરવા યોગ્ય છે અને કોણ વિશ્વાસ કરવા યોગ્ય નથી, કોણ બોલાવવા યોગ્ય છે અતે કોણ બોલાવવા યોગ્ય નથી, કોણ સ્નેહ કરવા યોગ્ય છે અને કોણ સ્નેહ કરવા યોગ્ય નથી ? ઇત્યાદિ વિચારનો નિશ્ચય વાનર જેવા નરોની સંખ્યા વધી જવાથી લેશપણ થઇ શકતો નથી. આપ જેવાં મનુષ્યરત્નો તો વિરલ છે કે જેઓએ જન્મથીજ એકપત્નીવ્રતને પોતા-ના પ્રાણતુલ્ય ગણેલ હોય, જેઓને સ્વપ્નમાં પણ પારદાર્યરૂપ કાદવનો સ્પર્શ થયો ન હોય અને જેઓની કાંતિને યૌવનરૂપ પ્રદોષથી થયેલ ઘોર અંધકાર પણ પરાભવ કરી શકતો ન હોય. પ્રિયમિત્ર ! હું

ખરૂં કહું છું કે જન્મથી પરસ્ત્રિયોને માતૃતુલ્ય ગણનારાં આપ જેવાં મનુષ્યરત્નો પાંચ કે છ પણ નેત્રને આનન્દ દેતાં નથી. કેવલ જે જે દિશામાં દૃષ્ટિ કરૂં છું તે તે દિશાઓમાં ચારેકોરે દોડીદોડીને અને પોતાના કર્ણકઠોર શબ્દો સંભળાવી સંભળાવી લોકોના મનમાં ઉદ્વેગ ઉપજાવનારા દ્વિપદરાસભોને (એટલે માણસરૂપ ગધેડાઓને) જોઇને અને આપનાં બાલ્યથીજ પવિત્ર ચરિત્રો સંભારી સંભારી મારા મનમાં એમ થાય છે કે, તેવી પવિત્ર માતાઓ પણ વિરલ છે, કે જેઓનાં ઉદરમાં આપના જેવાં મનુષ્યરૂપ માણિક પાકે છે; તેવા પિતાઓ પણ પુણ્યવાન્ અને ધન્યવાદને યોગ્ય છે કે જેઓ આપના જેવા પવિત્રપુત્રોથી સત્પુત્રવાનની પંક્તિમાં ગણાતા હોય અને તે મિત્રોનું તો જન્મ અને જીવિત પણ સફલ છે કે જેઓના આપ જેવા નિર્દોષ યૌવનવાળા મિત્રસાથે મૈત્રીરસનો અનુભવ કરવાથી સૌશીલ્યને વર્ધનારા દિવસો આનંદમાં નિર્ગમન થાતા હોય.

આ પ્રમાણે પાઠશાળામાં આરંભેલું એકપત્નીવ્રતના વિષયનું ભાષણ જે પોતાના હૃદયમાં ભરાઇ આવ્યું હતું તે તેણે શત્રુશલ્યની પ્રતિમા પાસે કરી સંભળાવ્યું. આ ભાષણની સમાપ્તિ સુધી શ્રુતશીલને એમ ભાન ન હતું કે હું પ્રતિમા પાસે બોલું છું, પણ જ્યારે ભાષણ સમાપ્ત થયું ત્યારે શત્રુશલ્ય તરફથી કાંઇ પ્રત્યુત્તર ન મળવાથી તે આશ્ચર્ય પામ્યો. તેટલામાં તેને સ્મરણ આવ્યું કે આ તો મારી ભૂલ થઇ. હું તો આ પ્રતિમાપાસે બોલું છું. ચારેકોર નજર કરે છે ત્યાં હવે સૂર્યાસ્ત થવાને માત્ર અરધી ઘડીનો વિલંબ છે.

આ વાત તો કોયની અજાણી નથી, કે ધીર અને વીર પુરૂષો પ્રાણાંત આપત્તિ આવી પડે તોપણ તેથી ડરતા નથી. ધીરની ધીરતાની, વીરની વીરતાની, ગંભીરની ગંભીરતાની, વિદ્વાનની વિદ્વત્તાની અને સજ્જનની સજ્જનતાની ખરી કસોટી વિપત્તિ છે. વિચારો કે શ્રુતશીલને હવે વિપત્તિનો પાર નથી. રહ્યો. એક કોરે પોતાનાં વૃદ્ધ માતાપિતાનાં જીવનનો આધાર તેની ઉપર છે, બીજી કોરે રાજ-

કુમારનાં વૃદ્ધ માતાપિતાનું જીવનસર્વસ્વ પણ તેજ છે, ત્રીજી કોરે પવિત્ર ચંદ્રપ્રભાનાં ચિત્તનું સમાધાન કરનાર પણ તેજ છે, અને ચોથી કોર પોતાની પ્રાણપ્રિયા પ્રિયંવદાનાં તો જન્મ અને જીવિતની સફ્-લતા તેનીજ ઉપર હોય એમાં આશ્ચર્ય શું ? તે આ રાજકુમારન વિયોગની વખતમાં પોતાને અસહ્ય દુઃખો છતાં તેને ન જણાવતાં કેવી રીતે રાજકુમારનાં માતાપિતાને ધારણા દેતો, કેવી રીતે પોતાનાં માતાપિતાને ધારણા દેતો, કેવી રીતે ચંદ્રપ્રભા તથા દેવકન્યાને ધીરજ દેતો, અને કેવી રીતે પોતે ધીરજ રાખતો તે વિષે માત્ર તેનું એક મનજ સાક્ષી હતું. ટુંકામાં બોલિયે તો જો એક શ્રુતશીલ ન હોત તો તે ચાર વૃદ્ધો અને ચંદ્રપ્રભાના પ્રાણ તો રાજકુમાર સંબંધી દુઃખદ સમાચાર સાંભળતાંજ નીકળી ગયા હોત. શ્રુતશીલને જો કે પોતાના સન્મિત્રનાં વિયોગદુઃખોને સહન કરવાં તે કરતાં પ્રાણ છોડવા એ વાત વધારે ગમતી હતી, પણ તે ચાર વૃદ્ધો અને ચંદ્રપ્રભાને ધારણા દેવાજ માત્ર જીવતો હતો. તેટલામાં તેને હવે ઇન્દ્રનીલમણિ થઇ જવાની વેળા આવી પોહોંચી. તે ગમે તેવો વેગ કરીને ચાલે તોપણ સૂર્યાસ્ત થયા પેહેલાં તે સ્થલની બહાર નીકળી શકે તેટલો દિવસ હવે રહ્યો ન હતો. ચારે કોર દેખાતાં સાયંકાલનાં ચિન્હો જોઇને વિદ્વાન્ અને વિપત્તિના સમયનાં કર્તવ્યને સારી રીતે જાણનારા શ્રુતશીલે મનમાં વિચાર કર્યો કે 'હું ગમે એટલો ખેદ કરૂં, ગમે એટલા વિલાપ કરૂં અને ગમે તેવાં પ્રયત્ન કરૂં તોપણ આ વેળાએ જે મને આપત્તિ આવી પડવાની છે તે પડયાવગર રેહેશેજ નહીં. માટે તે વિષયનો વિચાર દૂર કરી મારા આધાર ઉપર રહેલાંએ હવે પછી શું કરવું એ વિષે ટુંકામાં કાંઈ લખી, પછીથી જ્યાંસુધી મારાં નેત્રો દેખે છે ત્યાંસુધી આ શિવલિંગનું એકદૃષ્ટિથી દર્શન કરૂં, જ્યાંસુધી મારી જીવ્હા ચાલે છે ત્યાંસુધી આ શિવજીની પ્રાર્થના કરૂં અને જ્યાંસુધી મારાં અંગોથી ઉઠી બેશી શકાય છે ત્યાંસુધી આ શિવલિંગને દંડવત્પ્રણામો કરૂં. બીજી ચિંતાઓ મને કાંઇજ કામ આવવાની નથી.'

એવો નિશ્ચય કરી તરતજ એક પત્રિકા લખી. તેને તે શિવમંદિરના ઉંમરા ઉપર મેલી. તે ઉડી ન જાય માટે એક ઇંદ્રનીલમણિના કટકાથી તેને દબાવી. પોતે પાસેના સરોવરમાં સ્નાન કરી આવી, પાનના પડિયામાં લઇ આવેલાં જલથી ઈન્દ્રનીલમણિમય શિવલિંગની પૂજા કરી, પછી અનેક દંડવત્ પ્રણામો કરી એક ધ્યાનથી દર્શન કરી, 'હે દીનબંધો દયાસિંધો સર્વજ્ઞ સર્વશક્તિમાન્ જગદીશ્વર ! આપની દીનદયાલુતા સામું જોઇ, આપની ભક્તવત્સલતા સામું જોઇ, આપની અધમઉદ્ધારકતા સામું જોઈ, આપની પતિતપાવનતા સામું જોઇ, અને આપની અનાથનાથતા સામું જોઇ દીન અનાથ અધમ અને પતિતજેવા આપના આ ભક્તવર્ગનો આપ ઉદ્ધાર નહિ કરો તો પછી બીજો કોણ કરશે ? નથી અમે મંત્ર જાણતા, નથી અમે યંત્ર જાણતા, નથી અમે તંત્ર જાણતા, નથી અમે વિરકિત જાણતા, કે નથી અમે ભક્તિ જાણતા; કેવલ આપનું સ્મરણ તેજ સર્વ સિદ્ધિનું મૂલ છે એટલું અમે જાણિયે છિયે; માટે આપેજ અમારા સર્વના મનોરથો સિદ્ધ કરવા જોઇયે. આ સમયે હું આપપાસે બીજું કાંઇજ માગવા ઇચ્છતો નથી, પણ આ મારા મિત્ર રાજકુમારની આ દશા છે અને હવે પછી થોડાજ ક્ષણોમાં મારી પણ તેજ દશા થવાની છે, માટે મારા આધાર ઉપર રહેલાં આ રાજકુમારનાં માતાપિતાને, મારાં માતાપિતાને, પવિત્ર ચંદ્રપ્રભાને, દયાળુ દેવકન્યાને, અને મારી પ્રાણપ્રિયા પ્રિયંવદાને દુ:ખના ડુંગરો ત્રુટી પડશે, શોકના સાગરો ઉછળશે, અને ચિંતાની ચિતાઓ પ્રજ્વલશે, તે વેળાએ કોય પણ તેઓને ધારણા દેનાર નથી. માટે આપેજ કૃપા કરી તેઓનાં અંતઃકરણમાં ધીરજરૂપ ધન અર્પણ કરવું, વૃદ્ધ ગુરૂજનોને દીર્ઘ આયુષ્ય અર્પણ કરવું, તથા ચંદ્રપ્રભા, દેવકન્યા અને પ્રિયંવદાને પોતપોતાનાં ખરાં કર્તવ્યનું જ્ઞાન અર્પણ કરવું, એજ હું માગું છું. તે સાથે મારો દેહ શિલારૂપ થઇ ગયા પછી મારો જીવાત્મા જો ક્યાંય જન્મ લહે તો આ રાજકુમારનો જ્યાં જન્મ થયો હોય ત્યાંજ લહે, એનોજ મિત્ર

થાય, એનોજ પ્રીતિપાત્ર થાય અને એનાંજ સુખદુઃખમાં સરખો ભાગ લેનાર થાય. એટલુંજ નહિ પણ તે જન્મનું મારૂં આયુષ્ય એટલું આપવું કે મિત્રના વિયોગનું દુઃખ મારે સહન કરવું ન પડે.' એટલી પ્રાર્થના કરી સૂર્ય સામી દૃષ્ટિ કરે છે ત્યાં સૂર્યનું અર્ધ મંડલ બહાર હતું. પોતે વિચાર્યું કે 'હવે સૂર્યાસ્તને કાંઇજ વાર નથી, માટે તરત હું મારા મિત્રની પ્રતિમાને મળી તેનીજ પાસે બેસું કે જેથી બેયની જડપ્રતિમાઓ પણ વિયુક્ત ન રહે.' એમ વિચારી તરતજ તે શત્રુશલ્યની પ્રતિમા પાસે આવી તેને આલિંગન કરી નીચે પ્રમાણે આનંદથી આવું બોલ્યોઃ—

**'चित्रपवित्रचारित्रप्रियमित्रमणेऽद्य धन्योहम् ।**
**साधुभिरशोचनीयस्त्वत्तुल्यदशावशो भविष्यामि ' ॥**

(વિચિત્ર અને પવિત્ર છે ચરિત્ર જેનાં એવા હે મિત્રમણિ ? આજે હું તમારા જેવી દશાને વશ થાઇશ તેથી ધન્ય છું અને સાધુ પુરૂષો હવે મારો શોક નહિ કરે.)

**'यदि विद्याप्रदानस्य स्तवः सर्वोपि वास्तवः ।**
**तर्ह्यवश्यं भविष्यामः सर्वेपि सुखिनो द्रुतं ॥ '**

(જો વિદ્યાદાનની સ્તુતિયો શાસ્ત્રોમાં જે જે લખી છે તે ખરી છે, તો જરૂર આપણે સર્વ થોડા સમયમાં સુખી થાશું.) આટલું બોલે છે એટલામાં ભગવાન્ લોકસાક્ષી સૂર્યદેવનું મંડળ અસ્ત થયું અને શ્રુતશીલની સંજ્ઞાપણ અસ્ત થઇ ગઇ. જેવી પ્રતિમા શત્રુગલ્યની હતી તેવીજ પ્રતિમા શ્રુતશીલની થઇ રહી. જે સમયે શ્રુતશીલ સંજ્ઞારહિત અને ઇંદ્રનીલમણિમય થયો, તેજ સમયે સ્ફાટિકમણિમય પ્રદેશના શિવાલયની પૂતળીને સંજ્ઞા પ્રાપ્ત થઇ. તે ચારે કોરે જુવે છે તો તેટલામાં દેવ દાનવ કે માનવ કોય જોવામાં આવતું નથી. માત્ર શુદ્ધ સ્ફાટિકમણિનો ઉત્તમ પ્રદેશજ જોવામાં આવે છે. તેણે તેજ શિલાલેખની આજ્ઞાપ્રમાણે ત્યાંથી નીકળી બીજા પર્વતની ગુફામાં જવાસારૂં

ચાલવાનો આરંભ કર્યો. ચાલતાં ચાલતાં મધ્ય રાત્રિ થવા આવી ત્યારે તે પહાડનો અંધારો માર્ગ ઓળંગી ઇંદ્રનીલમણિમય-પ્રદેશમાં આવી પોહોંચી. ચંદ્રમાના પ્રકાશથી ચારેકોર સ્પસ્ટ જણાતા પ્રદેશો જોઇ તે હર્ષ પામી તરતજ શિવાલયમાં આવી. શિવજીનાં દર્શન કરતાંજ તેણે શ્રુતશીલની લખેલી પત્રિકા જોઇ. તે હાથમાં લેઇ પોતે વાંચીને તથા શિલાલેખ વાચીને નિશ્ચય કર્યો કે 'આ એ મહાત્માઓ આ સ્થલના પ્રભાવથીજ ઈંદ્રનીલમણિમય થયેલા છે. આ બન્ને મિત્ર છે. આમાંનો એક પ્રથમ શિલારૂપ થયેલ છે અને બીજો તો આજેજ સાયંકાલે આ પત્રિકા લખ્યા પછી તરત શિલારૂપ થયેલો છે એવું અનુમાન થાય છે. જો કે હું પોતે કોણ છું, આ ઠેકાણે ક્યાંથી આવી છું અને હવેપછી મારૂં શું થવાનું છે, તે કાંઈજ જાણતી નથી; તેમ આ ચીઠી લખનારે જેઓની ઉપર તે ચીઠી લખી છે તેઓ કોણ છે તે પણ હું જાણતી નથી, તો પણ તેઓનાં નામ વાંચવાથી મને કાંઇ અલૌકિક સ્નેહ ઉત્પન્ન થાય છે.' મૂર્તિઓને સારી પેઠે જોઇને, 'ખરે આ રાજચિન્હથી શોભતી મૂર્તિ ઘણા સમયથી થયેલી છે, અને આ બ્રાહ્મ્ય ચિન્હોથી શોભતી મૂર્તિ આજેજ સાયંકાલે થયેલી છે. આ મહાત્માનું પવિત્ર નામ શું હશે તે હું જાણતી નથી, પણ તેની ધીરજ, તેની પિતૃભક્તિ, તેની માતૃભક્તિ, અને તેની મિત્રધર્મમાં પ્રવીણતા તથા વિદ્યાદાનમાં ઉદારતા અને શ્રદ્ધા કેવી છે તે આ પત્રિકાજ કહી આપે છે. તેની સ્વરૂપસંપત્તિ તો મારી નજરેજ જોવામાં આવે છે. ધન્ય છે તે માતાપિતાને કે જેઓનું આવું મનુષ્યરત્ન પુત્ર હશે, ધન્ય છે તે મિત્રોને કે જેના આ મહાભાગ મિત્ર હશે, ધન્ય છે તે સ્ત્રીને કે જેના આ ભદ્રશીલ પ્રાણનાથ હશે. મારૂં મન પણ તેને વરવા ઉત્કંઠિત છે. જો વરવું તો આજ પતિને વરવું. પણ આ પત્રિકામાં લખેલાં ગંભીર વૃત્તાંતવિષે પ્રથમ મારે જાણીતું થવું જોઇયે, ને તે ચંદ્રપ્રભા, દેવકન્યા અને પ્રિયંવદાને મળવાથીજ થવાશે. એટલુંજ નહીં પણ તેઓને પણ

આ મહાભાગના વિયોગથી દુઃખદ રાત્રિ થઇ પડી હશે, માટે હું તેને મળું તો આ પત્રિકા ઉપરથી તેને ધારણા મળશે. માટે જેમ બને તેમ આંહિ વિલંબ ન કરતાં ચાલવું તે ઉત્તમ છે.' એમ વિચારી શિવજીને તથા તે બે પ્રતિમાઓને પ્રણામ કરી તે ચાલવા માંડી. તેણે રાત્રિના પ્રભાવથી કેટલાંક મનુષ્યોનો કોલાહલ સાંભળ્યો, જેથી તે સામા પર્વતનો માર્ગ મેલી મનુષ્યના કોલાહલ ઉપર ચાલવા લાગી. થોડીજ વારમાં તેને એક નાનું બારણું દૃષ્ટિએ પડયું. તેમાંથી બહાર નીકળી જુવે છે, ત્યાં તો એક કોરે હજારો કન્યાઓ વિલાપ કરે છે, બીજી કોરે હજારો વિદ્યાર્થિઓ રૂવે છે, ત્રીજી કોરે અનેક ઋષિયો અને ઋષિપત્નીઓ ઉદ્વેગથી અશ્રુ પાડે છે, ચોથી કોરે વૃદ્ધ દંપતી મૂર્છા પામી પડેલ છે, પાંચમી કોરે વૃદ્ધ રાજા અને રાણી મૂર્છા પામી છે, અને છઠ્ઠી કોરે ચંદ્રપ્રભા દેવકન્યા અને પ્રિયંવદા એ ત્રણે દુઃખના આવેશથી મૂર્છા ઉતરી ગયા પછી ઇંદ્રનીલમણિના પ્રદેશમાં જઇ ઈન્દ્રનીલમણી થઈ જવા ઇચ્છે છે, અને તેઓને વિદ્યાનિધિ આદિ શ્રુતશીલના પ્રથમ વર્ગના વિદ્યાર્થિયો ધારણા આપે છે. અનેક પ્રકારનાં વાક્યો સાંભળતાં પણ તે સ્ત્રિયોને ધૈર્ય ન આવ્યું, અને આ દુઃખ સહન કરવું તે કરતાં સારૂં છે કે બેભાન થઇ જાવું. એમ વિચારી એકાએક શોકના વેગથી તે ઈન્દ્રનીલમણિના પ્રદેશ તરફ જાય છે અને વિદ્યાર્થિયો તથા કન્યાઓ પગમાં પડી પડી પ્રાર્થના કરે છે. તેટલામાં આ દેવકન્યાને આવતી જોઇ સહુએ આશ્ચર્યથી કોલાહલ કરવો બંધ કર્યો. દેવકન્યા પણ બેધડક તેની પાસે આવી 'આમાં ચંદ્રપ્રભા કોનું નામ છે' એમ પુછવા લાગી. વિદ્યાનિધિએ ચંદ્રપ્રભા વતાવ્યાં કે તરત તેના હાથમાં તેણે તે પત્રિકા આપી. તેણે તે ધીરજથી વાંચી, જેમાં નીચે પ્રમાણે લખેલું હતું.

**यत्र धन्या देवकन्या यत्र चंद्रप्रभा शुभा ।**
**प्रिया प्रियंवदा यत्र पत्रिका तत्र यात्वियं ॥**

मातश्चंद्रप्रभे मातर्देवकन्ये दयामये ।
प्रिये प्रियंवदे चैषा चरमा परमार्थना ॥
स्मृत्वा स्मृत्वा मुनिवचो धृत्वा धृत्वा च धीरतां ।
कार्या गुरूणां शुश्रूषा मनोवाक्कायकर्मभिः ॥
यदि प्रियोस्मि वो भद्रा यदि पाल्यं वचश्च मे ।
बालाध्ययनशालायां तदौदास्यं न यास्यथ ॥
अत्र युष्मासु कल्याण्यो बहुना लिखितेन किं ।
निःशृंखलासु संपत्सु प्राणांतासु विपत्स्वपि ॥
धैर्यं धैर्यं पुनर्धैर्यं धार्यमार्यैरनुत्तमम् ।
देयं देयं पुनर्देयं विद्यादानमनुक्षणम् ॥
हंतुमापत्सहस्राणि दातुं संपच्छतान्यपि ।
जागर्त्येकं जगत्यत्र विद्यादानमनुत्तमम् ॥
न स्वमित्रसमावस्थाप्राप्तिरेषा दुनोति मां ।
प्रत्युतानंदसंदोहममंदमभिवर्षति ॥
न तत्तद्विषये चिंता कार्या केनापि काप्यहो ।
पुनः शंभुप्रसादेन संगमो भवितैव नः ॥

(જ્યાં ધન્ય દેવકન્યા છે, જ્યાં શુભ ચંદ્રપ્રભા છે, અને જ્યાં પ્રિય પ્રિયંવદા છે, ત્યાં આ પત્રિકા પોચે. હે માતા ચંદ્રપ્રભા, હે દયાલુ દેવકન્યા અને હે પ્રિયા પ્રિયંવદા! આ મારી ઉત્તમોત્તમ છેલી પ્રાર્થના છે કે મુનિરાજનું વચન સંભારી સંભારીને, તથા ધીરજને ધારણ કરી કરીને, મન વચન અને કર્મથી આપણા સર્વ ગુરૂજનોની તમે સેવા કરજો. જો હું તમને પ્રિય હોઉં, અને જો મારૂં વચન તમે માનવાયોગ્ય ગણતાં હો, તો હું કહું છું કે બાલાધ્યયનશાલાના કામમાં જરા પણ ઉદાસી લાવશો માં. આ વિષયમાં હું તમને વધારે શું લખું? અસંખ્ય સંપત્તિઓ આવી પડે અને પ્રાણાંત આપત્તિ આવી પડે તો પણ

ધીરજ ધીરજ અને ધીરજજ ધારણ કરવી, તથા ક્ષણે ક્ષણે વિદ્યા વિદ્યા અને વિદ્યાનુંજ દાન કરતાં રેહેવું. હજારો આપત્તિયોને હણવા માટે અને સેંકડો સંપત્તિયોને આપવામાટે જગતમાં એક વિદ્યાદાનજ જાગે છે. મને મારા મિત્રના જેવી જે અવસ્થા પ્રાપ્ત થાય છે તેથી હું કાંઇ ખેદ નથી પામતો, પણ ઉલટો આનંદમાં મગ્ન થાઉ છું માટે એવિષે કોઇએ કાંઈજ ચિંતા કરવી નહિ. વળી ઈશ્વરકૃપાથી આપણ સર્વનું મળવું થાશેજ.) આ પત્રિકા ચંદ્રપ્રભાએ આંખમાંથી આંસુડાં પાડતાં વાંચી અને દેવકન્યાએ તથા પ્રિયંવદાએ તેવીજ દશાથી સાંભળી. આ પત્રિકા વંચાઈ રહી કે પ્રથમ તો તેઓ સર્વ મૂર્છિત થઇ ગયાં. બે ઘડિએ સર્વને મૂર્છા દૂર થઇ કે તરત વિદ્યાનિધિ આદિ પ્રથમ વર્ગના બાલકોએ હાથ જોડી આ પ્રમાણે વિનંતિ કરી.

" માતા દેવકન્યા ! માતા ચંદ્રપ્રભા ! અને માતા પ્રિયંવદા ! પરમોપકારી પવિત્ર રાજકુમાર શત્રુશલ્યના વિયોગદુ:ખનું તો હજી વિસ્મરણ થયું નથી તેટલામાં તો, તેનુંજ રૂપાંતર ગણિયે, તેનુંજ મૂર્તિમાન્ હૃદય ગણિયે, અથવા તેનોજ બહિશ્વર પ્રાણ ગણિયે તોપણ અઘટિત ન કેવાય તેવા અમારા સદ્ગુરૂ શ્રુતશીલનો અસહ્ય વિયોગ આવી પડયો એ કાંઈ ઓછી આપત્તિ નથી. આવી આપત્તિમાં ધીરજ રાખવી તે અતિ ધીર માણસનું કામ છે, સાધારણ માણસનું કામ નથી. જો કે આ બધાં વૃત્તાંતો એવાં એવાં હૃદયભેદક છે કે અતિ ધીર અને ગંભીર માણસોની ધીરતાને પણ વિસ્મરણ કરાવી નાંખે; તોપણ વિચારવાનું એ છે કે તેવી રીતે તે ધીરજ છોડી નાંખવાથી, ગંભીરતા ત્રોડી નાંખવાથી, અનેક પ્રકારના વિલાપો કરવાથી, સર્વ સુખનો ત્યાગ કરવાથી, અને છેવટ પ્રાણનો પણ ત્યાગ કરવાથી ફલ કાંઇજ નથી. તેમ આ વેળાની આપત્તિનું કર્તવ્ય પણ આપનું એ નથી; કારણ કે આ આપત્તિને છેડે હજી આપણે ઉત્તમ આશા ધરાવિયે છિયે. માટે અમારી વિનતિ એ છે કે અમારા સદ્ગુરૂશ્રીએ જે જે કર્તવ્ય પત્રિકામાં લખેલ છે, તે તે કર્તવ્યઉપર પૂર્ણ લક્ષ દઇ આપ સર્વ માન્ય માતાઓએ

આ દુ:ખદ દિવસોનું નિર્ગમન કરવું જોઇએ. વિશેષ અમ જેવાં બાલકો આપ જેવાંઓને શું કહી શકે ?'

એમ કહી પ્રણામ કરી વિદ્યાનિધિ આદિ બાલવર્ગ નીચે બેઠો, કે તરત પ્રથમ વર્ગની કન્યાઓ કે જેઓએ દેવકન્યા ચંદ્રપ્રભા અને પ્રિયંવદા પાસેથી સર્વ વિદ્યામાં ઉત્તમોત્તમ જ્ઞાન મેળવ્યું હતું, તેઓ ઉભી થઇ વિવેકથી વિનયથી અને નમ્રતાથી હાથ જોડી નીચેપ્રમાણે પ્રાર્થના કરવા લાગી.

માન્યમાતાઓ! જલદેવની પાસે કલશના જલ જેવું, પવનદેવની પાસે પંખાના પવન જેવું, સૂર્યદેવની પાસે દીવા જેવું, અને ચંદ્રદેવની પાસે ચંદન જેવું આપ જેવાંની પાસે અમજેવી અલ્પજ્ઞ અલ્પશક્તિવાળી બાલિકાઓનું બોલવું છે. આપજેવાંની પાસે બોલવાની અમારી બુદ્ધિ શું, અમારી શક્તિ શું અને અમારો અધિકાર શું ? કાંઇજ નહીં. તોપણ જ્યારે આપ આ સમયે અસહ્ય આપત્તિમાં મગ્ન છો ત્યારે આપની પાસે આપે જે કૃપા કરી આજદિવસ સુધી અમને શીખવેલું છે તેનું સ્મરણ આપવા અમારૂં મન ઉત્કંઠા કરે છે, માટે અમારા તરફથી થતા આ અવિવેકવિષે આપ માયાળુ માન્યમાતાઓ ક્ષમા કરશો એવો અમને દૃઢ વિશ્વાસ છે. આપેજ અમને અનેક સમયે એવો ઉપદેશ આપેલ છે કે, 'પ્રિય પુત્રિયો ! જ્યારે જ્યારે અપ્રતિક્રિય એટલે આપણાથી ન મટાડી શકાય તેવી આપત્તિયો આવી પડે, ત્યારે ત્યારે ધૈર્યરૂપ ધનનો ભંડાર હૃદયમાં ભરી રાખવો. આપણાં પ્રારબ્ધની પ્રબલતાથી જે જે આપત્તિયોનો અનુભવ કરવાનું ઈશ્વરી આજ્ઞાથી આપણા લલાટમાં લખાયેલ છે, તે તે આપત્તિયો આપણે લાખો લોકોની સહાયતા મેળવિયે, કરોડો પ્રતિક્રિયા કરિયે અને પરાર્ધ પ્રયત્નો કરિયે તો પણ તે પાછી ફરતી નથી. વિપત્તિનું હૃદય નિર્દય અને કઠોર છે, તેથી તે આપણે કરૂણાજનક વિલાપ કરિયે, આંસુડાંઓના વરસાદ વર્ષાવિયે અને માથાં કુટિયે છાતિ કુટિયે ને પછડાટિયો ખાઇયે, તો પણ હૃદયમાં દયા લાવી દૂર જતીજ નથી. આપત્તિયો અનેક પ્રકારની હોય છે. ગમે તે પ્રકારની આપત્તિ આવે, પણ તેની સામે થવાનેજ

શૃંગારમંજરી જ્યાંસુધી જીવે છે ત્યાંસુધી કદી તને આ દુઃખથી મુક્ત કર્યાવિના રેહેશેજ નહિ.' એમ કહી તેજ માણિક્યમય શિવાલયમાં બિરાજેલાં માણિક્યમય શિવલિંગને અને માણિક્યમય સતીની પ્રતિમાને, પ્રણામ કરીને 'હે દીનબંધો! હે જગદ્બંધો! હે પ્રણતપ્રાણબંધો! આપ અમારા પ્રાણપતિયોનું અને અમારૂં સર્વ ઠેકાણે કલ્યાણ કરશો.' એમ કહી ચાલવા લાગી ને તે સાથે લાવણ્યલતિકા પણ તેજ પ્રમાણે પ્રાર્થના કરી ચાલવા લાગી. ઉગ્રતપામુનિના પદપંક્તિના એંધાણને આધારે તેઓ ચાલતાં ચાલતાં એક પર્વતની ગુફામાં આવી તેમાં પણ ધીરજ રાખી પ્રથમની પેઠે ચાલી જઈ એક સુંદર પ્રકાશવાળા પ્રદેશમાં આવી પોહોંચ્યાં. જેવો પ્રથમનો પ્રદેશ હતો તેવોજ આ પ્રદેશ હતો, જેવું પ્રથમનું સરોવર હતું તેવુંજ ત્યાં સરોવર હતું, જેવું પ્રથમ શિવાલય હતું તેવુંજ ત્યાં શિવાલય હતું, અને જેવી પ્રથમના પ્રદેશમાં લતાઓ વૃક્ષો વનસ્પતિયો જલપક્ષિયો અને સ્થલપક્ષિયોની શોભા હતી તેવીજ ત્યાં પણ શોભા હતી. તે શિવાલયમાં ઉગ્રતપામુનિ સમાધિસ્થ થઇ દૃઢ આસનથી બેઠા હતા તેને જોઇ લાવણ્યલતિકાએ કહ્યું કે 'પ્રિય બેન શૃંગારમંજરિ! આપ હવે આ લતામંડપમાંજ રોકાઇ જાઓ. જુવો આ શિવાયલયમાં તેજ મહામુનિ બિરાજે છે. માટે આપણે સાથે રહેવું ન જોઈએ.' આવું લાવણ્યલતિકાનું વચન સાંભળી શૃંગારમંજરી 'બેન લાવણ્યલતિકા! હું તમારૂં વચન માન્ય કરૂં છું. તમારા કૃત્યમાં તમને ઈશ્વર જય આપે એમ ઇચ્છું છું.' એમ કહી તેજ લતામંડપમાં ધીરેથી બેઠી અને લાવણ્યલતિકા ઉત્સાહથી આગળ ચાલી. લાવણ્યલતિકાનું લાવણ્ય કાંઈ અદ્‌ભુત પ્રકારનુંજ હતું તેથી તે મણિમય અલંકારોને તિરસ્કાર કરતી હતી, એટલુંજ નહિ પણ જે અંગ અલંકારથી શોભાયમાન લાગે તે અંગની શોભામાંજ ધિક્કાર છે એમ માની, કાંઇ પણ અલંકાર કોય પણ સમયે ધારણ કરતી ન હતી. જેમ અલંકાર ધારણ ન કરતી તેમજ વસ્ત્ર પણ નાના પ્રકારનાં રંગબેરંગી ધારણ ન કરતી. નિરંતર ધોળાંજ વસ્ત્રો ધારણ કરતી ને માત્ર પોતે જન્મથીજ

પૂર્વજન્મના સંસ્કારનેલીધે પરમ શિવભક્ત હતી તેથી શુદ્ધ સ્ફાટિકમણિની એકાવલિ કંઠમાં, સ્ફાટિકમણિનાં કર્ણપૂર કર્ણમાં, અને સ્ફાટિકમણિનાં કંકણ હાથમાં ધારણ કરતી. પણ તેનાં અંગની સ્વાભાવિક કાંતિજ અતિ શુદ્ધ સ્ફાટિકમણિને પણ હશી કાઢે એવી હતી. લાવણ્યલતિકાએ કલ્હારકલિકાની પ્રમાણે નૃત્ય ગાન અને હાવભાવ વિગેરે મુનિને મોહ પમાડવાનાં પ્રયત્નો કરવા માડયાં અને તે સર્વ પ્રદેશને શોભાવી ધીરે ધીરે તે શિવાલયમાં જઇ પોહોચી. ત્યાં જઇ ઊંચા સ્વરથી ગાન કરવા માંડયું, જે સાંભળી ઉગ્રતપામુનિ સમાધિથી જાગૃત થઇ નેત્ર ઉઘાડી જુવે છે ત્યાં જેમ પ્રથમનો પ્રદેશ માણિક્યમય લાગતો હતો તેમજ આ સમયે તે પ્રદેશ લાવણ્યલતિકાની સ્વાભાવિક શરીરની કાંતિ અને સ્ફાટિકમણિના અલંકારોથી સ્ફાટિકમણિમય હોય નહિ જાણે તેવો શોભતો હતો. આ રચના જોઇ તરત મુનિરાજ ઉગ્રતપા પ્રથમની પ્રમાણે બોલ્યા કે 'પુત્રિ લાવણ્યલતિકા! હું તને સારી રીતે ઓળખું છું કે તું પૂર્વજન્મની દેવકન્યા છે અને મને છેતરવા આવતાં મારાજ શાપથી મનુષ્યના જન્મને પ્રાપ્ત થઈ છે. તારૂં ઉત્તમોત્તમ દેવપણું છુટી મનુષ્યપણું પ્રાપ્ત થયું, ઉત્તમોત્તમ સ્વર્ગભૂમિ છોડી ભૂલોકની ભૂમિમાં આવવું થયું અને ઉત્તમોત્તમ સુખ છોડી અનેક દુઃખોને તું પ્રાપ્ત થઇ તો પણ તેં તારો જાતિસ્વભાવ છોડયો નહિ ત્યારે અવિવેકનું ફલ ભોગવ. પણ જેમ મારા તપનો ભંગ કરવા પ્રયત્ન કરી તેં મારૂં મન દુખાવ્યું છે તેમજ આ તપોવનને તારી સ્વાભાવિક અંગની કાંતિથી અને અલંકારની કાંતિથી સુશોભિત કરી મારા મનને આનંદ પણ આપેલ છે. માટે જેવો આ તપોવનનો પ્રદેશ સ્ફાટિકમણિમયજ દેખાય છે તેવોજ નિરંતર રહે અને તું પણ સ્ફાટિકમણિની શિલાની પુતળી હોય તેમ તારા પાપનો ક્ષય થાય ત્યાંસુધી આંહીજ અચલ રહે. આજથી કોય પણ દેવ દાનવ કે માનવ આંહિ રાતદિવસ રેહેશે તો તે સ્ફાટિકમણિમય થઇ જાશે.' આ વચનોની સમાપ્તિ થાતાંજ લાવણ્યલતિકા સ્ફાટિકમણિની પુતળી થઇ ગઇ. ત્યાર પછી

તરત ઉગ્રતપાને પ્રથમની પ્રમાણેજ પશ્ચાતાપ થતાં તેણે પ્રથમની પ્રમાણેજ પુતળી ઉપરની શિલામાં નીચે પ્રમાણે અભિપ્રાયનો શ્લોક લખ્યો. 'દેવ દાનવ કે મનુષ્યે અહીં રેહેવું નહીં. જે આ વાત નહિ માનીને રાતદિવસ રેહેશે તે સ્ફાટિકમણી થઇ જાશે. દૈવેચ્છાથી કોઈ આવી ચડે તેણે પૂર્વ કે પશ્ચિમ દિશાના પર્વતમાં જાવું; પણ અહીં રેહેવું નહીં.'

પછી પોતે શિવજીને, વૃક્ષોને, સરોવરોને અને ટુંકામાં આખાય પ્રદેશને પ્રણામ કરીને ફરી સમાગમને માટે મનમાં ઈશ્વરપ્રાર્થના કરી. અતિ પ્રિયજનના વિયોગથી જેટલું અને જેવું સજ્જનોના હૃદયમાં દુ:ખ આવે તેટલું અને તેવુંજ દુ:ખ ઉગ્રતપાને તે તપોવનના વિયોગથી થવા લાગતાં કંઠ ગદ્‌ગદ થઇ ગયો અને ચિત્ત ઉદાસ થઇ ગયું. પણ શો ઉપાય? પોતાનાજ અવિચારીપણાનું ફળ પોતાને ભોગવવું પડે તેમાં કોનો દોષ?

હવે મુનિરાજ પ્રથમની પ્રમાણેજ ત્યાંથી તરત ચાલી નીકળ્યા. મુનિરાજ અતિ દૂર ગયા પછી ધીરેધીરે શૃંગારમંજરી તે શિવાલયમાં આવી. લાવણ્યલતિકાને સ્ફાટિકમણિની શિલારૂપ થઇ ગયેલી જોઇને તથા પરમકૃપાળુ પરમેશ્વર સતીપતિની સ્ફાટિકમણિમય મૂર્તિનું દર્શન કરી લાંબો નિ:શ્વાસ નાંખી તરતજ તે મુનિરાજના પગલાંનાં એંધાણથી એક પર્વતની ગુફામાં પેઠી, ને કેટલીકવારે તે ગુફામાંથી બહાર નીકળી જ્યાં ચારેકોર જુવે છે ત્યાં પ્રથમના જેવું મનોહર તળાવ, તેવુંજ મનોહર શિવાલય, તેવીજ મનોહર લતાઓ, તેવાજ મનોહર લતામંડપો, તેવાજ મનોહર છાયાવૃક્ષો, અને તેવાજ મનોહર પક્ષિયો તથા સુંદર શિવાલયમાં સમાધિ કરીને બેઠેલા તેજ મુનિરાજ જોવામાં આવ્યા. એક ઘાટાં લતાગૃહમાં બેશીને તેણે જોયા કર્યું કે મુનિરાજ રાતદિવસમાં શું કૃત્ય કરે છે? મુનિરાજ સમાધિમાંથી જાગૃત થયા પછી ફલ ફૂલ અને પલ્લવો લઇ આવ્યા. ત્યારપછી તે પોતાનાં વલ્કલ વસ્ત્રો ધોઈ આવી સરોવરમાં સ્નાન કરવા ગયા. ત્યાં સાયંકાલની સંધ્યા આદિ કૃત્ય સમાપ્ત કરીને શિવાલયમાં આવી શિવપૂજન

કરી નૈવેદ્ય ધરી પુષ્પાંજલિ અર્પણ કરી કંદ મૂલ ફલ વિગેરેથી આ-હાર કરી પાછા સમાધિ ચડાવી ગયા. પાછા સૂર્યોદય થયાની પેહેલાં સમાધિમાંથી જાગૃત થઇ ફલ-ફૂલ વીણતાં જતાં સ્નાન સંધ્યા કરી આવી શિવપૂજન કરવા બેઠા. આશરે દોઢ પ્રહર દિવસ ચડયે તે શિવપૂજન સ્તોત્રપાઠ અને મંત્રજપ સમાપ્ત કરી સમાધિ ચડાવી ગયા તે ચાર ઘડી બાકી દિવસ રહ્યો ત્યારે સમાધિમાંથી જાગૃત થઈ આ-હાર કરી સાયંકાલ માટે ફલ-ફુલ લેવા ચાલ્યા. આ પ્રમાણેનું તેનું કૃત્ય જોઇ શૃંગારમંજરી બીજે દિવસ હજી ઘણી રાત્રિ હતી અને મુ-નિરાજ હજી સમાધિમાંજ હતા તેટલીવારમાં તે સુંદર સુગંધિ ફૂલ લઈ આવી, સંપૂર્ણ પાકેલાં ફળો લઇ આવી, કોમલ કોમલ બિલિપત્રો, કોમલ તુલસીદલો, ને તુલસીની મંજરીઓ અને બીજાં પણ કેટલાંક પૂજોપયોગિ પલ્લવો વીણી આવી તેના સુંદર પડાઓ મુનિરાજની પાસે રાખી દીધા. પછી મુનિરાજનાં વલ્કલ વસ્ત્રો ધોઇ આવી વૃક્ષોની શા-ખાઓ ઉપર સુકવી દીધાં. મુનિરાજનાં ખાલી પડેલાં કમંડલુ ભરી આવી તેની પાસે મેલી દીધાં. અને પછી શિવાલય તથા પાસેનો બધોય પ્રદેશ તેણે વાળીને સ્વચ્છ કર્યો એટલુંજ નહિં પણ જ્યાંસુધી દૃષ્ટિ પહોંચે ત્યાંસુધી ચારેકોર વાળીને સ્વછ કર્યું અને પછી બીજાં પુષ્પો વીણી આવી મુનિરાજ જે માર્ગેથી સરોવરમાં સ્નાન કરવા જાતા તે બધાય માર્ગમાં શિવાલયથી તે સરોવરનાં તીર સુધી સુંદર પુષ્પો વેરણી દીધાં ને પછી પોતે શિવપૂજન કરી છેટેના લતાગૃહમાં છપાઇ ગઇ. મુનિરાજ જ્યાં સમાધિમાંથી જાગૃત થઇ જુવે છે ત્યાં પોતાની પાસે પુષ્પોના પડાઓ, બિલિપત્રોના પડાઓ, જળથી પૂર્ણ ભરેલાં કમંડલુઓ, અને વૃક્ષની શાખાઓઉપર સુકાતાં ધોયેલ વલ્કલો જોવામાં આવ્યાં. માત્ર સ્નાન કરવા જવું પોતાને રહ્યું. આસનઉપરથી ઉઠી શિવનાં દર્શન કરે છે ત્યાં શિવાલય જલથી ધોઇને સ્વચ્છ કરેલું અને શિવજીની પણ તરતજ કોય પૂજા કરી ગયેલ છે એવું જોવામાં આવ્યું, તેથી મુનિરાજ આશ્ચર્ય પામી સ્નાન કરવા ચાલ્યા ત્યાં તો બધો પ્રદેશ

સ્વચ્છ કરેલો અને પોતાને માર્ગે પુષ્પો પાથરેલાં જોઇ તેનું મન અતિ પ્રસન્ન પ્રસન્ન થઇ ગયું. તેણે જાણ્યું કે કોયપણ ભક્તિમાન્ માણસે આ કૃત્ય કરેલું છે. ગમે તે હો, આપણે શું છે? એમ વિચારી સ્નાન કરી આવી નિત્ય પ્રમાણે શિવપૂજન વિગેરે કરી મુનિ સમાધિ ચડાવી ગયા કે તરત શૃંગારમંજરી લતાગૃહમાંથી નીકળી સાયંકાલનેમાટે બધી સામગ્રી તૈયાર કરી આવી તથા સ્નાન કરવા જવાના માર્ગ ઉપરથી કરમાયેલાં પુષ્પો દૂર કરી નવાં પુષ્પો ને પલ્લવોની પથારી છેક સરોવર સુધી કરી શિવપૂજન કરી પાછી લતામંડપમાં છપાઇ બેઠી મુનિરાજ જ્યારે ચાર ઘડી બાકી દિવસ રહ્યો તે સમયે સમાધિમાંથી જાગ્રત થઇ જુવેછે તો તે પ્રમાણેજ ફલ, ફૂલ, પલ્લવ, કંદ, મૂલ, જલ, અને વલ્કલ, એ સર્વ તૈયાર રાખેલાં જોવામાં આવ્યાં. તેમજ સ્વચ્છ કરેલું શિવાલય અને શિવાલયથી સરોવરસુધી જલથી છાંટેલો અને પુષ્પની પથારીથી શણગારેલો પોતાને ચાલવાનો સુંદર માર્ગ જોવામાં આવ્યો. મુનિરાજ સ્નાન કરી આવી, શિવપૂજન વિગેરે સંપૂર્ણ કરી સમાધિમાં બેઠા. શૃંગારમંજરીએ મુનિરાજની સેવા તેમજ શિવપૂજન પણ નિષ્કપટ ભક્તિથી કર્યું. વામદેવ! તમારૂં તો અજાણ્યું નથી કે જગતમાં ભક્તિ જેવું કોઇ પણ બીજું કલ્યાણનું સાધન નથી. નિષ્કપટ ભક્તિ એ એક ભક્તજનોની કામનાઓ પૂરવામાં કામદુઘા છે, નિષ્કપટ ભક્તિ એ એક ભક્તજનોના સંકલ્પ સિદ્ધ કરવામાં કલ્પલતા છે અને નિષ્કપટ ભક્તિ એ એક ભક્તજનોના ચિંતવેલા અર્થ આપવામાં ચિંતામણિ છે. ભક્તિથી કેટલા કેટલા દેવતાઓ સિદ્ધ થયા છે, ભક્તિથી કેટલા દાનવો સિદ્ધ થયા છે અને ભક્તિથી કેટલાં કેટલાં માનવો સિદ્ધ થયાં. છે? એટલુંજ નહિં પણ પશુઓ, પક્ષિઓ, વાનરો, અને કિન્નરો પણ ભક્તિથી સિદ્ધ થઇ ગયેલા છે. ભક્તિ નથી જોતી જ્ઞાતિને કે જાતિને, ભક્તિ નથી જોતી સુરૂપને કે કુરૂપને, ભક્તિ નથી જોતી સુકુલને કે દુષ્કુલને. ભક્તિ નથી જોતી સુગુણને કે દુર્ગુણને, ભક્તિ નથી જોતી વિદ્વાનને કે અવિદ્વાન્‌ને, અને ભક્તિ નથી જોતી ધનવાનને કે નિર્ધન-

ને, માત્ર જે પોતાનો આશ્રય કરે છે તે ગમેતો પાપીમાં પાપી હોય, ગમેતો પતિતમાં પતિત હોય, અને ગમે તો અધમમાં અધમ હોય તોપણ તેને તરતજ પરમેશ્વરના પ્રસાદનું પાત્ર કરી મેલે છે, સર્વ કલ્યાણોનું પાત્ર કરી મેલે છે, અને સર્વ લોકોના પ્રણામનું પાત્ર કરી મેલે છે.

શૃંગારમંજરીએ, નિષ્કપટ મન-વચન-કર્મથી છ માસ સુધી શિવની તેમજ ઉગ્રતપાની ભક્તિ કરી તે નિષ્ફલ કેમજ જાય? ઉગ્રતપામુનિના મનમાં એક દિવસ એવું થયું કે આજે આશરે છ છ માસ થયા હોય પણ મારી આવી રીતની પ્રીતિથી સેવા કરે છે પણ મારી નજરે જોવામાં આવતું નથી માટે આજે રાત્રિયે સમાધિ ન કરતાં ખોટી સમાધિ કરીને જોવું કે આ સર્વ સેવા કોણ કરે છે. આ વિચાર હૃદયમાં રાખી સાયંકાલે સૂર્યાર્ઘ શિવપૂજન વિગેરે સત્કર્મ સમાપ્તિ કરી નિત્યની પ્રમાણે નેત્ર વીંચીને બેઠા. કેટલીક રાત્રિ વીતી ગયા પછી અને ચન્દ્રોદયનો પૂર્ણ પ્રકાશ થયા પછી શૃંગારમંજરીએ જે જે સેવાની સામગ્રી તૈયાર કરી તે મુનિરાજે જોઇ. છેવટ શૃંગારમંજરી શિવપૂજન, પુષ્પાંજલિ અને સ્તુતિપાઠ પૂર્ણ કરીને બોલી કેઃ—

**'मुनेरस्यतपः सिद्धिरविघ्नास्तु दयानिधे ।**
**ममोपकारिणः संतु राजानः सुखिनः सदा ॥**
**वत्सा कल्हारकलिका लावण्यलतिकापि मे ।**
**प्रियसख्यौ शापमुक्ते भवतां त्वत्प्रसादतः ॥**
**तयोराशापमुक्ति स्यां तादृक् शापवती विभो ।**
**अहमेषा प्रार्थना मे प्रणतप्रियशंकर ॥'**

(હે કૃપાનિધે શંકર! આ મુનિરાજ ઉગ્રતપાની તપની સિદ્ધિ નિર્વિઘ્ન થાઓ, મારી ઉપર ઉપકાર કરનાર રાજાઓ સદા સુખી રહો, અને આપના પ્રસાદથી મારી પ્રિય સખી કલ્હારકલિકા અને લાવણ્યલતિકા શાપથી મુક્ત થાઓ. એટલુંજ નહિં પણ હે શરણે આવેલાં જનો જેને પ્રિય છે એવા શંકર, તે બેય મારી સખીઓ શાપથી મુક્ત

ન થાય ત્યાંસુધી હું પણ તેવાજ શાપનું પાત્ર થાઊં અર્થાત્ શિલારૂપ થઈ જાઊં એટલી મારી પ્રાર્થના છે.)

એ પ્રમાણે પ્રાર્થના કરી સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરી શિવાલયમાં-થી બહાર નીકળી મુનિરાજને પણ તેજપ્રમાણે પૂર્ણ ભક્તિથી પ્રણામ કરી જ્યાં લતાગૃહમાં જવા ચાલવા માંડી પાછું વાળી જોયું, તેટલામાં મુનિરાજે નેત્ર ઉઘાડયાં. શૃંગારમંજરી મુનિરાજનાં નેત્ર ઉઘાડાં જોઇ ઘણાજ હર્ષથી પાછી ફરી પ્રણામ કરી ઉભી રહી. ઉગ્રતપાએ કહ્યું કે 'પુત્રિ શૃંગારમંજરિ! તારી નિષ્કપટ ભક્તિથી હું તારા ઉપર ઘણો પ્રસન્ન છું માટે જે ઈચ્છિત વરદાન માગવું હોય તે માગી લે. આવાં મુનિરાજનાં વચન સાંભળી પરમ આનંદથી શૃંગારમંજરી બોલી કે 'મુનિરાજ! મેં તો આપની કાંઈજ ભક્તિ કે સેવા કરી નથી પણ આપને દુ:ખ અને ખેદ ઉપજાવવાના કારણરૂપજ હું છું, તેમ છતાં આપ મારા પૂર્વાપરાધ ઉપર વિચાર ન કરતાં હાલની થોડી બનેલી સેવાથી સંતોષ પામો છો એજ આપની મહત્તા છે. આપ જેવા મહાત્માઓ મોટા મોટા અપકારોથી રોષ પામતા નથી પણ થોડા પણ ઉપકારથી સંતોષ પામે છે અથવા મહાત્માઓનાં પવિત્ર ચરિત્રો કાંઇ જુદાજ પ્રકારનાં હોય છે. એ વિષે હું અલ્પજ્ઞ શું કહી શકું?

મહાત્માઓની પ્રકૃતિ કાંઈ જુદાજ પ્રકારની હોય છે, મહાત્માઓ-ની કૃતિ કાંઈ જુદાજ પ્રકારની હોય છે, અને મહાત્માઓની કોમલતા કાંઇ જુદાજ પ્રકારની હોય છે. મહાત્માઓ પોતાના શત્રુપ્રત્યે પણ મિત્રતાથી વર્તે છે, મહાત્માઓ પોતાને દુ:ખ દેનારને પણ સુખ આપે છે, મહાત્માઓ પોતાના અપકાર કરનારનો પણ ઉપકાર કરે છે, ટુંકા-માં બોલિયે તો મહાત્માઓની ઉપમા માત્ર મહાત્માઓનેજ આપી શ-કાય. હું એમ માનું છું કે આપ જેવા મહાત્માઓના પ્રભાવથીજ સર્વ જગતનું કલ્યાણ થાય છે.' ઈત્યાદિ અનેક નમ્રભાવ ભરેલાં શૃંગારમંજ-રીનાં વાક્યો સાંભળી ફરીથી ઉગ્રતપાએ કહ્યું કે 'પુત્રિ શૃંગારમંજરિ! તારાં નમ્રતાવાળાં કોમલ વચનોથી, તારી સરલતાથી, તારી સુશીલતા-

થી અને તારી વિશ્વહિતૈષિતાથી મારૂં મન ઘણુંજ પ્રસન્ન થયું છે માટે તું કાંઈ પણ શંકા ન લાવતાં તારૂં ઈચ્છિત વરદાન માગી લે.' આવાં કૃપાપૂર્ણ મુનિરાજનાં વચનો સાંભળી શૃંગારમંજરીએ હાથ જોડી પ્રાર્થના કરી કે 'મુનિરાજ, આ માણસ નિરંતર જે ઈશ્વર પાસે માગે છે તે વિષે આપ અજાણ્યા નથી તો પણ આપ આજ્ઞા કરો છો તો ફરીથી વિજ્ઞપ્તિ કરૂં છું કે ઈશ્વર આપનાં તપની સિદ્ધિ નિર્વિઘ્ન કરે, અમારી ઉપર ઉપકાર કરનાર રાજાઓ સદાયકાલ સુખી રહે, તથા કલ્હારકલિકા અને લાવણ્યલતિકા એ બેય મારી સખીઓ તરત શાપથી મુક્ત થાય અને જ્યાંસુધી તેઓ શાપથી મુક્ત ન થાય ત્યાંસુધી હું પણ તેના જેવીજ દશાને ભોગવનાર થાઉં એવી મારી પ્રાર્થના ઈશ્વર પાસે તેમજ આપ પાસે છે.' એટલું કહી શૃંગારમંજરી બોલતી બંધ થતાં ઉગ્રતપા બોલ્યા કે 'પુત્રિ શૃંગારમંજરિ! તારી પ્રથમની પ્રાર્થનાએ તેમજ ત્રીજી પ્રાર્થનાએ તારા પુણ્યોમાં ઘણોજ વધારો કર્યો છે પણ તારી બીજી પ્રાર્થના કે જેમાં તું તારાઉપર ઉપકાર કરનાર રાજાઓ સદાયકાલ સુખી રહે એવું માગે છે તે થવું કઠણ છે. કારણ કે આ વાત તો વેદ શાસ્ત્ર પુરાણ અને ઇતિહાસથી પ્રસિદ્ધ છે કે પારકું અહિત ઇચ્છનારનું પુણ્ય નાશ પામે છે, પારકું અહિત ઇચ્છનારનું યશ નાશ પામે છે, પારકું અહિત ઇચ્છનારનું તેજ નાશ પામે છે, પારકું અહિત ઇચ્છનારની લક્ષ્મી નાશ પામે છે, પારકું અહિત ઇચ્છનારની કીર્તિ નાશ પામે છે, પારકું અહિત ઇચ્છનારની કાંતિ નાશ પામે છે, પારકું અહિત ઇચ્છનારની બુદ્ધિ નાશ પામે છે, અને પારકું અહિત ઇચ્છનારની આરોગ્યતા નાશ પામે છે. પારકું અહિત ઇચ્છવું એ મોટામાં મોટું પાપ છે, પારકું અહિત ઇચ્છવું એ મોટામાં મોટો દુર્ગુણ છે, અને પારકું અહિત ઇચ્છવું એ મોટામાં મોટો ઈશ્વરાપરાધ છે. ઘણું શું પણ પારકું અહિત ઇચ્છનારનું નથી આ લોકમાં હિત થાતું કે નથી પરલોકમાં હિત થાતું. પારકું અહિત ઇચ્છનાર જેમ જેમ પારકું અહિત ઇચ્છે છે તેમ તેમ પોતાનું અહિત થાતું જાય છે.

જેમ જગતમાં પારકું હિત ઈચ્છવું એ બરોબર બીજું પુણ્ય નથી તેમજ જગતમાં પારકું અહિત ઈચ્છવું એ બરોબર બીજું પાપ નથી. હવે વિચારી જો કે તારાઉપર ઉપકાર કરનાર રાજાઓએ મારૂં કેટલું અહિત ઇચ્છેલ છે, મારૂં કેટલું અહિત કરાવેલ છે, અને મારૂં અહિત થવામાં કેટલો આનંદ માનેલ છે? હવે તેનું ફળ એજ થયું છે કે તેઓ માત્ર પોતાનાંજ કૃત્યોથી પોતાનાં કૃત્યોપ્રમાણે નોખાં નોખાં નરકોનો અનુભવ કરે છે. તે નરકોથી ક્યારે મુક્ત થશે તે કાંઇ હું કહી શકતો નથી. નરકમાંથી મુક્ત થયા પછી પણ તેઓને કેટલાંક પોતાનાં કૃત્યોપ્રમાણે કૃમી, કીટ, પશુ, પક્ષિયો વિગેરે યોનિયોમાં જન્મ આવશે અને ત્યારપછી નિઃશેષ પાપ થયે મનુષ્ય અવતાર આવશે. હવે તેઓ સદાસુખી રહે એવું વરદાન હું શી રીતે આપી શકું? એવું ઉગ્રતપાનું વચન સાંભળતાંજ 'મુનિરાજ! શું તેઓ અમારા ઉપર પરમ ઉપકાર કરનારા પવિત્ર રાજાઓ નાશ પામ્યા અને તેઓ નોખાં નોખાં નરકોનો અનુભવ કરે છે? હાય ધિક્કાર, હવે જીવવું નિષ્ફળ છે. દયાળુ મુનિરાજ! જો કે અમે તો આપનું અહિત ઇચ્છવામાં અને કરવામાં કાંઇજ ઓછ રાખી નથી તોપણ આપ આપની મહત્તા સામું જોઈ જેટલું બને એટલું અમારૂં હિત કરશોજ એવી મને દૃઢ આશા છે.' એમ બોલતાં તે મુર્છિત થઇ પૃથ્વીપર પડી ગઇ. મુર્છિત થયેલી શૃંગારમંજરીને જોઇ ઉગ્રતપા મુનિને તેણે કરેલી પોતાની ભક્તિથી તથા તેની તે રાજાઓપ્રત્યે શુદ્ધ પ્રીતિથી ઘણીજ દયા આવી ગઇ. તરત પાસેનાં સરોવરમાંથી શીતલ જળ લઇ આવી છાંટવા માંડયું, પોતાના વલ્કલના છેડાથી પવન નાખવા માંડયો અને ચંદનના પલ્લવો નીચોવી તેનો રસ તેના કપાળ ઉપર ચોપડવા માંડયો, તેથી તેને કેટલીક વારે સંજ્ઞા આવી. નેત્ર ઉઘાડી જુવે છે ત્યાં ઉગ્રતપા પોતાની આ પ્રમાણે સેવા કરતા જોવામાં આવ્યા કે તરત સંભ્રમથી બેઠી થઈ 'પરમ દયાળુ મુનિરાજ! એટલો બધો શ્રમ મારેમાટે શું કરવા લીધો? જો કે આપે આ સમયે મને

આ પુનર્જન્મ આપેલ છે તે ઓછો ઉપકાર નથી તોપણ મને મારા ઉપર અપાર ઉપકાર કરનાર રાજાઓ ઉપર જે ભક્તિ અને જે પ્રેમ છે તેથી તેઓવિના મને આ જીવિત કરતાં મરણ વધારે સુખદાયક છે. માટે કૃપા કરી પાછી મને સંજ્ઞાવગરની કરો અને તે પણ મારી પ્રિયસખી કલ્હારકલિકા અને લાવણ્યલતિકા જેમ શિલારૂપ થઈ ગયેલ છે તેમજ હું પણ શિલારૂપ થઇ જાઉં.' એમ બોલતી અને આંખોમાંથી આંસુની ધારાઓ વર્ષાવતી તેના પગમાં પડી. તેનાં આવાં કરૂણા ઉપજાવનાર અને હૃદયભેદક વચનો સાંભળી ઉગ્રતપાના મનમાં ઘણીજ કરૂણા ઉત્પન્ન થવાથી તે બોલ્યા કે 'પુત્રિ શૃંગારમંજરિ! તું સારી રીતે જાણે છે કે વિપત્તિની વેળાએ ધૈર્યવિના બીજું કાંઇજ શરણ નથી માટે ધૈર્યજ રાખવું જોઇએ. પણ જ્યારે તારા મનમાં એમજ આગ્રહ છે કે જ્યાંસુધી મારી બે સખીઓ શાપથી મુક્ત નથી થઇ ત્યાંસુધી હું પણ તેના જેવીજ દશા ભોગવું તો હું તારી ઇચ્છા પ્રમાણે કહું છું કે તું ઈંદ્રનીલમણિમય થઈ જાઇશ અને આ પ્રદેશ પણ બધો ઈંદ્રનીલમણિમય થઈ જાશે. આંહી આવીને જે કોય સાયંકાળસુધી રેહેશે તે પણ ઈંદ્રનીલમણિરૂપ થઇ જાશે અને જે સમયે તમારાજ પ્રાણપ્રિય આ પ્રદેશમાં આવી ચડશે ને મારા લખેલા નિયમથી વધારે વાર આંહી સ્થિતિ કરશે ત્યારે તેઓ તે તે પ્રદેશમાં તે તે મણીરૂપ થઈ જાશે. તમે શાપથી મુકાશો તેમાં પણ પ્રથમ તારોજ પતિ આ પ્રદેશમાં આવશે અને સાયંકાળસુધી આંહિ સ્થિતિ કરશે તેથી તે ઇંદ્રનીલમણીરૂપ થઇ જાશે અને તું ઈંદ્રનીલપણાંથી મુક્ત થઇ દેવકન્યાપણાંને પ્રાપ્ત થઇશ. પછીથી લાવણ્યલતિકાનો પતિ આંહી આવશે ને આંહી મારા લખેલા નિયમથી વધારે રોકાશે તેથી તે સ્ફટિકમણીમય થઈ જાશે અને લાવણ્યલતિકા શાપથી મુક્ત થઇ દેવકન્યાપણાંને પ્રાપ્ત થાશે. ત્યારપછી કલ્હારકલિકાનો પતિ આ પ્રદેશમાં આવશે અને આંહી મારા લખેલા નિયમથી વધારે વાર રોકાવાથી તે પણ માણિક્યરૂપ થઇ જાશે અને કલ્હારકલિકા શાપથી મુક્ત

થઇ દેવકન્યાપણાંને પ્રાપ્ત થાશે' એમ કહી મુનિરાજ બોલતા રહી ગયા કે શૃંગારમંજરીએ હાથ જોડી વિનતિ કરી કે 'હે દયાળુ મુનિરાજ! જો કે આપે કૃપા કરી અમારો સર્વનો શાપથી મુકાવાનો સમય બતાવ્યો પણ તે અમારાંજ મંદભાગ્યથી પાછો દુ:સહ શાપરૂપ થયો; કેમકે જ્યારે જે અમારૂં સંસારસર્વસ્વ, જે અમારૂં હૃદયસર્વસ્વ, અને જે અમારૂં પ્રાણસર્વસ્વ, તેજ એક ઈંદ્રનીલમણીરૂપ, બીજો સ્ફટિકમણિરૂપ, અને ત્રીજો માણિક્યરૂપ થઇ જાય પછી અમને દેવકન્યાપણું પ્રાપ્ત થાય તોપણ શું કામનું? કાંઈ નહીં. તેના કરતાં તો તે તે મણિશિલારૂપ રેહેવું એજ વધારે અમને સુખરૂપ છે; અને તેમ નહિ તો જેમ બને તેમ સર્વને સાથે શાપથી મૂકાવો એવી મારી પ્રાર્થના છે.' એ પ્રમાણે શૃંગારમંજરીનાં વચન સાંભળી ઉગ્રતપા ઘડીમાત્ર વિચારીને બોલ્યા કે 'પુત્રિ શૃંગારમંજરિ! તારૂં બોલવું યથાર્થ છે. પણ તારૂં અજાણ્યું નહિં હોય કે આખું જગત્ દૈવાધીન છે. શું દૈવની પ્રેરણાવિના કોઇ પણ કાંઇ કરી શકે છે? કાંઇજ નહિં યોગ, યાગ, તપ, વ્રત, દયા, દાન, વિગેરે અને પુણ્યોકરી ઉત્તમ દેવપણાંને પ્રાપ્ત થઈ માત્ર વગર સ્વાર્થે કોયનાં પણ અહિતમાં મનની પ્રવૃત્તિ કરી દેવલોકથી ભ્રષ્ટ થઇ ભૂલોકમાં પડવું એ શું પોતાની ઈચ્છાથી બન્યું છે? તેમજ આ ભૂલોકમાં પણ ઉત્તમ રાજકુળમાં અવતાર લેઈ ઉત્તમ વિદ્યા સંપાદન કરી, ઉત્તમ ગુણો સંપાદન કરી, અને ઉત્તમ સંપત્તિઓ સંપાદન કરી ઉત્તમ રાજ્યાસનો મેળવી સર્વ જગતનું હિત કરવાને બદલે પારકાં અહિત કરવામાં પ્રવૃત્તિ કરી પોતે નરકનું અનુભવી થવું અને પોતાની પ્રાણપ્રિયાઓને પાષાણરૂપ થવું એ શું પોતાની ઈચ્છાથી બન્યું છે? તેમજ આ માણસ કે જેણે સર્વ સુખનો ત્યાગ કરી માત્ર તપનેજ શરણ કરેલ છે તેણે ગમે તેટલો પોતાનો કોઇ અપરાધ કરે તોપણ સહન કરી તેઓનું કલ્યાણજ ઇચ્છવું જોઈયે તેને બદલે પરતંત્ર અબલાઓને દેવકન્યાપણાથી ભ્રષ્ટ કરી ભૂલોકની અપ્સરા થવા અને ભૂલોકની અપ્સરામાંથી મણિમય પૂતળીઓ

થઈ જવા શાપ આપી અનેક વર્ષનાં કરેલાં તપને થોડાં કારણુનેમાટે ઓછું કરવું એટલુંજ નહિં પણ હવે પછી આ પ્રદેશમાં આવનારનેમાટે પણ શાપ આપી રાખી પોતાનાજ તપરૂપ ઘણે કષ્ટે મેળવેલ ખજાનાને ખાલી કરવા પ્રવૃત્ત થવું એ શું પોતાની ઇચ્છાથી બન્યું છે? સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં તે સર્વ માત્ર દૈવનીજ પ્રેરણાથી બનેલ છે. કોયના પણ હિતને માટે કે અહિતને માટે એક પણ અક્ષર બોલવો તે દૈવની ઇચ્છાવિના કે પ્રેરણાવિના બોલી શકાતોજ નથી. દૈવની ઇચ્છાનું બળ કાંઇ અચિંત્ય છે. દૈવના કર્તવ્યને કોય જાણી શકતું નથી, દૈવના કર્તવ્યને કોઇ અટકાવી શકતું નથી અને દૈવના કર્તવ્યને કોઇ ફેરવી શકતું નથી. કોય માણસ કોઇને કાંઇ સારૂં કે નરતું કહે ત્યારે તેના ઉપર રાગ કે દ્વેષ લાવવો તે ભૂલ છે; કેમકે તેમાં તે માણસ દૈવને આધીન છે. જેમ દૈવની પ્રેરણા થાય તેમ તે બોલે તેમાં તેનો શો ગુણ કે શો દોષ? કાંઇજ નહીં. જે તેવી રીતે દૈવને નથી ઓળખતો તે તેવે તેવે સમયે મોહ પામે છે. પુત્રિ, એ દૈવના વિલાસની વાત શું કહું? દૈવ નથી દેવ કે નથી દાનવ, દૈવ નથી યક્ષ કે નથી રાક્ષસ, દૈવ નથી સિદ્ધ કે નથી સાધ્ય, દૈવ નથી ગંધર્વ કે નથી ચારણુ, દૈવ નથી વિદ્યાધર કે નથી કિંનર, દૈવ નથી ભૂત કે નથી પિશાચ, પણ એ સર્વને વશ રાખનાર, એ સર્વને પ્રેરણા કરનાર, અને એ સર્વને પોતાની ઇચ્છા પ્રમાણે ક્ષણમાં હસાવનાર અને ક્ષણમાં રોવરાવનાર અચિંત્ય શક્તિવાળું, અતર્ક્ય મહિમાવાળું, અદ્ભુત ક્રિયાવાળું તે દૈવ છે. જે દૈવને આધીન દેવ, દાનવ, યક્ષ, રાક્ષસ, સિદ્ધ, સાધ્ય, વિદ્યાધર, ગંધર્વ, ભૂત, પ્રેત, પિશાચ, મુનિ, માનવ, પશુ, અને પક્ષિઓ વિગેરે પ્રાણિયોથી પરિપૂર્ણ અનેક બ્રહ્માંડ છે, તે દૈવ બીજી કાંઇ વસ્તુ નથી પણ માત્ર પોતપોતાનું પૂર્વજન્મનું કૃત્યજ છે. જે જે કૃત્ય હસતે મોઢે આનંદથી કરેલ હોય છે તેનાં પરિણામનું ફળ રોતે રોતે મોઢે ચાખવું પડે છે એ કાંઇ ઓછું આશ્ચર્ય છે? આપણુંજ કરેલું કર્મ તે ઉપર કહેલી શક્તિવાળું થઇ પડે છે માટે

પ્રથમ કર્મ કરવા ટાણેજ વિચારવું જોઇએ કે આનું પરિણામ શું આવશે. આ વેળા કરેલો વિચાર કાંઈજ ઉપયોગી નથી. જે કાંઇ મારાથી બોલાયું છે તે દૈવની પ્રેરણાથીજ બોલાયું છે માટે તેમાં ફેરફાર થાય તેમ નથી તોપણ મારાથી બનશે તે હું તારી નિર્મળ ભક્તિનેલીધે તારા હિતનો વિચાર કરીશ.' આ પ્રમાણે ઉગ્રતપાનું બોલવું સાંભળી શૃંગારમંજરી બોલી કે 'મુનિરાજ! જેવી આપની આજ્ઞા. ત્યારે હવે મને તેં શાપને આધીન કરો. આ વચન સાંભળી 'પુત્રિ! તું ઇન્દ્રનીલમણીરૂપ થઇ જા.' એવું વચન મુનિયે કહ્યું કે તરત તે ઈન્દ્રનીલમણીરૂપ થઇ ગઇ. શૃંગારમંજરીને ઇન્દ્રનીલમણીની પુતળીરૂપ થઇ ગયેલી જોઇ ઉગ્રતપા તેની નિર્મલ ભક્તિથી ઘણો ખેદ પામ્યા ને તેણે લાંબો નિઃશ્વાસ નાંખી પ્રથમની પેઠે ત્યાં પણ નીચે પ્રમાણે શ્લોક લખ્યો—

'श्रेयः स्वामिछता स्थेयं नेह केनापि कर्हिचित् ।
यस्तु स्थास्यति चासायमींद्रनीलत्वमेष्यति ॥'

(જે પોતાનું કલ્યાણ ઇચ્છતા હોય તેણે કોઇએ કદિપણ આંહી રેહેવું નહીં અને જે આંહિ સાંજસુધી રહેશે તે ઇન્દ્રનીલમણીરૂપ થઈ જાશે.)

આ પ્રમાણે શ્લોક તે પુતળી ઉપર લખી ઉગ્રતપા ચાલી નીકળ્યા. વામદેવ! તમારૂં અજાણ્યું નથી કે સારૂં કે નરતું કૃત્ય જેટલું અને જેવું ફળ કરનારને આપે છે તેટલુંજ અને તેવુંજ ફળ કરાવનારને પણ આપે છે. એ શાસ્ત્રના નિયમ પ્રમાણે જેમ તે ત્રણ અપ્સરાઓ પોતાનાંજ કૃત્યોથી દેવપણામાંથી મનુષ્યપણું અને મનુષ્યપણામાંથી શિલાપણું પામી તેમજ તે અપ્સરાઓને તેવાં કૃત્યોમાં યોજનારા રાજાઓ પણ તેજ સમયે આકસ્મિક વ્યાધિથી પીડિત થઇ તરત યમરાજની રાજધાનીના અતિથિ થયા; અને નાનાપ્રકારનાં નરકોનો અનુભવ કરવા લાગા. તેના ચાકરો નિર્નાયક અને પ્રબલ હોવાથી જેને હાથ જે આવ્યું તે લઇ પોતપોતાની ઇચ્છા પ્રમાણે નોખી નોખી દિશામાં ચાલી

નીકળ્યા. ચાકરોનો પોતાના ધણી પ્રત્યે શો ધર્મ છે તે તે બિચારા અજ્ઞાની શું જાણે. ધણીના સુખથી સુખ, ધણીના દુઃખથી દુઃખ, ધણીના લાભે લાભ અને ધણીની હાનિયે હાનિ અંતઃકરણમાં અહર્નિશ ગણવી. જેમ બને તેમ મન-વચન-કર્મથી પોતાના સ્વામિનુંજ હિત કરવું, મન-વચન-કર્મથી તેનુંજ કલ્યાણ ઈચ્છવું અને છેવટ પોતાના પ્રાણ આપીને પણ પોતાના ધણીનું રક્ષણ કરવું એવો કુલીન સેવકોનો નિ-ર્મલ ધર્મ છે, તે એ બિચારાના સ્વપ્નમાં પણ ક્યાંથી આવ્યો હોય. પોતપોતાના ધર્મ સમજવા એ શાસ્ત્રસંગવિના બનતુંજ નથી ત્યારે પછી સ્વપ્નમાં પણ જેઓને કાને શાસ્ત્રનો શબ્દ ન પડયો હોય તેવા લોકો શાસ્ત્રવિરૂદ્ધ કૃત્ય કરે એમાં આશ્ચર્ય શું? એવી રીતે કલ્હારક-લિકા લાવણ્યલતિકા, અને શૃંગારમંજરી પોતાની ઇચ્છા ન છતાં રાજા-ઓની આજ્ઞાથી મુનિરાજ ઉગ્રતપાનું અહિત કરવા જાતાં શિલારૂપ થઇ ગઇ; અંગ વંગ, અને કલિંગ દેશના રાજાઓ વીરસેન, રાજસિં-હ, અને કીર્તિસેન પણ તેજ મહામુનિનું અહિત કરવા જાતાં યમલો-કમાં ગયા; ચાકરો તો કૃતઘ્નિ થઇ સેનાનો સામાન બધો લેઇ નોખા નોખા પડી ગયા; અને કોય પણ પોતાના દેશમાં પોતાના રાજાની અર્દ્ધાગનાઓને સમાચાર દેવા ગયો નહીં. કુલીન સ્ત્રી એ એક કુલનું દૈવત છે; કુલીન સ્ત્રી એ એક કુલનું ભૂષણ છે; કુલીન સ્ત્રી એ એક કુલનો આધાર છે; અને કુલીન સ્ત્રી એ એક આખાં કુલને કોય સમયે દુઃખ સાગરથી ઉતારનાર થઇ પડે છે. કુલીન અને પતિવ્રતા સ્ત્રીઓ પોતા-ના પતિ તરફથી પોતાને ગમે તેટલું માન થાય તો પણ મદથી આં-ધળી થાતી નથી; કુલીન અને પતિવ્રતા સ્ત્રીઓ પોતાના પતિતરફથી પોતાને ગમે તેટલું અપમાન થાય તો પણ પતિ વિષે રોષ લાવતી નથી; કુલીન અને પતિવ્રતા સ્ત્રીઓ પોતાનાં માતા-પિતા કરતાં પણ પોતાનાં સાસુ-સસરામાં અધિક ભક્તિ રાખે છે; કુલીન અને પતિવ્રતા સ્ત્રીઓ પોતાના પતિના સુખે સુખ, પોતાના પતિના દુઃખે દુઃખ, પોતાના પતિના લાભે લાભ અને પોતાના પતિની હાનિયે હાનિ ગણે છે;

કુલીન અને પતિવ્રતાસ્ત્રીઓ પોતાનાં મન-વચન-કર્મથી પોતાના પતિનુંજ હિત ઇચ્છે છે, પોતાના પતિનુંજ હિત કરે છે અને પોતાના પતિનુંજ હિત કરાવે છે; એટલુંજ નહિં પણ કુલીન અને પતિવ્રતાસ્ત્રીઓ પોતાના પતિનું પ્રિય હિત અને કલ્યાણ થવા માટે પોતાના પ્રિયપ્રાણને પણ છોડી દેતાં આંચકો ખાતી નથી. એ કોનું અજાણ્યુ છે? કુલીન સ્ત્રીઓમાં ઉપર લખેલા ગુણો હોવાથી લોકમાં રાજાથી તે રાંક પર્યંત સર્વ મનુષ્યો કુલીન સ્ત્રીઓનેજ ઈચ્છે છે. અકુલીન સ્ત્રીઓમાં બીજા લાખો ગુણ હોય તો પણ કુલીન સ્ત્રીના કુલીનતારૂપ ગુણ પાસે તે ઝાંખા પડી જાય છે. એમ સમજીનેજ વિદ્વાન્ અને ગુણજ્ઞલોકો નથી રૂપ જોતા કે નથી રંગ જોતા, નથી ગુણ જોતા કે નથી દોષ જોતા, માત્ર કુલનેજ જુવે છે તો પરિણામે તે કુલીન સ્ત્રીઓ તેઓને વિપત્તિના સમયમાં કેવી સહાય કરનાર થઈ પડે છે તે જુવો. અંગદેશના રાજા વીરસેનને શૈવ્યા એવે નામે કુલીન અને પતિવ્રતા સ્ત્રી હતી. વંગદેશના રાજા રાજસિંહને માલવી એવે નામે કુલીન અને પતિવ્રતા સ્ત્રી હતી. અને કલિંગદેશના રાજા કીર્તિસેનને કલ્હારકલિકા સિવાય બીજી કુલીન સ્ત્રી હતીજ નહીં. આ ત્રણેય રાજાઓના રાજ્યમાં જ્યારે રાજાઓના પત્ર સમાચાર વિગેરે આવતા બંધ થયા ત્યારે સર્વ પ્રજા ઉદાસ થઇ ગઇ, પ્રધાનો સ્તબ્ધ થઇ ગયા અને મંત્રિયો વિચારમાં મગ્ન થઇ ગયા. પ્રજા તરફથી, પ્રધાનો તરફથી, મંત્રિયો તરફથી, અમીરો તરફથી, ઉમરાવો તરફથી અને રાણિઓ તરફથી અનેક દૂતો નોખા નોખા દેશો, નોખી નોખી દિશાઓ, નોખાં નોખાં વનો, નોખાં નોખાં ઉપવનો, નોખા નોખા પર્વતો, અને નોખા નોખા આશ્રમો ફરીફરીને જોઇ આવ્યા પણ કોયને ક્યાંયથી પણ તે ત્રણ રાજાઓ વિષે કાંઇ પણ સમાચાર ન મળ્યા કે તેઓ ક્યાં ગયા કે તેઓનું શું થયું. જેમ જેમ રાજા વિષે સમાચાર ન મળતા ગયા તેમ તેમ પવિત્ર પતિવ્રતા શૈવ્યા અને માલવીના અંતઃકરણમાં હજારો પ્રકારની દુઃશંકાઓ ઉત્પન્ન થવા લાગી; હૃદયમાં ત્રાસ થવા લાગો અને આં-

ખ્યોમાંથી આંસુની ધારાઓ પડવા લાગી. તેઓ પોતાના પ્રાણપતિના પ્રવાસથીજ દુર્બળ, વિવર્ણ અને મલીનવસ્ત્રવાળાં થઇ ગયાં, તેમાં હવે તો આ મહાદુ:ખદાયક તેનો વિયોગ આવી પડયો એટલે તેની દયા ઉપજાવે એવી સ્થિતિ થઇ જાય તેમાં નવાઇ શું ? જ્યારે તે રાજાઓના સમાચાર મેળવવાને માટે જે જે સાધનો કર્યાં તે સર્વ વ્યર્થ થયાં ત્યારે હવે ઈશ્વરપરાયણ થઇ પુણ્ય કરવું એજ શરણ છે એમ માની રાણી શૈબ્યાએ માલવીઉપર લખી મોકલ્યું કે 'પ્રિયસખી માલવી ! આપ મારાં પ્રિયસખી છો ને હું આપની પ્રિયસખી છું, આપનો મારાં સુખદુ:ખમાં ભાગ છે અને મારો આપનાં સુખદુ:ખમાં ભાગ છે, આપ મન-વચન-કર્મથી મારૂં હિત ઇચ્છો છો અને હું મન-વચન-કર્મથી આપનું હિત ઇચ્છું છું ; આપનું અજાણ્યું નથી કે આપણા પ્રાણપ્રિયનું એવડી મોટી સેનાસહિત અકસ્માત્ અદૃશ્ય થઇ જાવું એ કોય દેવનો કે મુનિયોનો શાપ થયાવિના બને નહીં; તેથી હવે તે વિપત્તિના સમુદ્રને ઉતરવા માટે માત્ર પુણ્યકર્મ શિવાય કાંઈજ સાધન નથી; માટે આ પત્રિકા વાંચી કાં તો તમે આંહી પધારો અથવા હું આપપાસે આવું. કેમકે:—

**'नानादु:खशतांधानां किंकर्तव्यजडात्मनां ।**
**अकुंठप्रसरं चक्षुः प्रिये प्रियसमागमः ॥ '**

(અનેક પ્રકારનાં દુ:ખોથી જેઓ આંધળા થઇ ગયા હોય અને હવે શું કરવું તે વિષે જે જડ થઇ ગયા હોય તેવાઓને પ્રિયજનનો સમાગમ એ એક અકુંઠિત પ્રસારવાળું ચક્ષુ છે. એટલે વિપત્તિની વેળામાં પ્રિયસમાગમ એ આંધળાને આંખ પ્રાપ્ત થવા જેવો છે.)'

અંગદેશના રાજા વીરસેનની રાણી શૈબ્યાની પવિત્ર પત્રિકા વાંચીને તરતજ બંગદેશના રાજા રાજસિંહની રાણી માલવીએ કેટલાક આપ્ત માણસો સાથે લઇ, પોતાના રાજ્યની સંભાળ રાખવા વૃદ્ધ પ્રધાનોને ભળામણ કરી અંગદેશમાં જવા પોતાની નગરીની બહાર પ્રમદવનમાં ત્રણ દિવસસુધી પ્રસ્થાનું કરી પડાવ રાખ્યો. બંગદેશની

બધી પ્રજા રાજા રાજસિંહના વિયોગથી તો વ્યાકુળ હતી અને તેમાં વળી માયાળુ મહારાણી માલવી પણ પોતાની સખી શૈવ્યાને મળવાના મિષથી, અંગદેશમાં પોતાનો પતિ આવે ત્યાંસુધી રેહેવા જાય છે એવું સાંભળી આકુળવ્યાકુળ થઇ પ્રમદવનને ચારેકોરથી ઘેરી રાણીનાં દર્શનમાટે તથા અંગદેશમાં વધારે ન રોકાતાં પાછું તરત બંગદેશમાં આવવાની પ્રાર્થના કરવામાટે ત્રણ દિવસ થયા નગરીની બહારજ પડી હતી. ત્રિજે દિવસે રાણી માલવીએ પોતાના સાસરાના ચાર પ્રધાનો કે જે ઘણાજ વૃદ્ધ અવસ્થાના હતા તેને પોતા પાસે બોલાવીને કહ્યું કે 'આર્ય મંત્રગુપ્ત! આર્ય કીર્તિવર્મા! આર્ય બુદ્ધિસાગર અને આર્ય સત્યશીલ! આપ ચારેય જણ આ બંગદેશના સ્તંભરૂપ છો. આ આખા દેશનો ભાર આ સમયે તમારી ઉપર રહેલો છે, અને પોતાના પિતાતુલ્ય દયાળુ રાજાથી વિખુટી પડેલી આ પ્રજાને વિશ્રામનું સ્થાનક તમેજ છો. વળી હું તમને માત્ર મારા રાજ્યના પ્રધાનજ નથી ગણુતી પણ તમે મારા સ્વર્ગવાસી સાસરાના સમયના પ્રધાનો છો માટે તમને હું મારા સાસરાતુલ્યજ ગણું છું; અને તેથી તમને પુછું છું કે આ આપણા દેશની સર્વ પ્રજાએ આ પ્રમદવનને ઘેરી લીધું છે; એક બાળકને પોતાની માતાથી જૂદું પડતાં જેટલું અને જેવું દુઃખ થાય તેટલું અને તેવુંજ આ સમયે મારા ભાવિ વિયોગથી આ સર્વ પ્રજાને દુઃખ થાય છે એમ એ સર્વની અશ્રુભરેલી દૃષ્ટિ, વારંવાર નિશાસા નાખવાથી સુકાતા હોઠ, અસહ્ય દુઃખ ને ખેદને સૂચવનારા શબ્દોવાળી વાણી, શૂન્ય થઇ ગયેલાં હૃદયો, અને ઝાંખી પડી ગયેલી તેની મુખમુદ્રાઓ બતાવી આપે છે; તેમજ મને મારા પ્રિયપુત્ર ચિરંજીવી ચંદ્રહાસથી જૂદું પડવાથી તેટલું દુઃખ નથી થાતું કે જેટલું આ મારી પ્રિયપ્રજાથી જૂદું પડતાં દુઃખ થાય છે; એટલા માટે જો તમારી આજ્ઞા હોય તો હું, પોતેજ તેને આશ્વાસના કરી સારી પેઠે ધારણા આપી આંહીથી જવા રજા લઉં.' પ્રધાનોએ હાથ જોડી વિનતિ કરી કે, 'માતાજી માલવી! અમે ગમે તેવા વૃદ્ધ

હોઇયે તોપણ તમારા બાળકજ ગણાઇએ અને આપ રાજપત્ની અને રાજમાતા છો માટે ગમે તેવી નાની અવસ્થાનાં હો તોપણ બધી પ્રજાની માતારૂપ છો. આપ આટલું બધું અમને માન આપોછો તે આપનુંજ ભૂષણ છે. સર્વ પ્રજા આપને પુત્રતુલ્ય છે માટે આપ તેને દર્શન દેઇ આશ્વાસના કરશો તેથી ઘણા દિવસ થયા પોતાના પિતાતુલ્ય રાજાના વિયોગદુ:ખથી પીડાયેલી તે બિચારી પ્રજાને ઘણોજ સંતોષ અને શાંતિ થાશે. આ ઉત્તમોત્તમ વિચાર દર્શાવી આપે મહારાજ રાજસિંહનું અર્ધાંગપણું યથાર્થ દર્શાવ્યું છે.' ઇત્યાદિ પ્રધાનોનું બોલવું સાંભળી તરતજ દ્વારપાલને આજ્ઞા કરી કે 'આજે બપોર પછી આપણા પ્રમદવનમાં જે માધવીમંડપનો વિશાલ ચોક છે તેમાં સભા કરવી છે માટે ત્યાં યોગ્ય ગોઠવણ કરાવો અને આ પ્રમદવનને ફરતી જે પ્રજા પડીછે તેને આમંત્રણ કરી આવો કે આજે મધ્યાન્હ પછી આંહી આવે.' 'જેવી આપની આજ્ઞા' એમ કહી દ્વારપાલ તે તજવીજ કરવા ગયા પછી પ્રધાનોને પણ તે વેળાએ આવવાનું કહી તેને રજા આપી પોતે કાંઇ ભાષણ મનમાં ગોઠવી લખી લીધું. મધ્યાન્હ નમી ગયા એટલે સર્વ પ્રજા માધવીમંડપમાં આવીને હાજર થઇ. વૃદ્ધ પ્રધાનોએ આવી સર્વને જેને જેમ ઘટે તેને તેમ માન આપી યોગ્ય આસને બેસાડી દીધા. થોડી વાર થઇ એટલામાં વૃદ્ધ બે પ્રધાન આગળ અને વૃદ્ધ બે પ્રધાન પછવાડે ચાલ્યા આવે છે એમ પોતાના સોળ વર્ષના કુમાર ચંદ્રહાસને સાથે લેઇ માધવીમંડપના દરવાજા પાસે આવી પાલખીમાંથી નીચાં ઉતરી વગરકનાતે અને વગર ચકે કોમળ ચરણથી ચાલ્યાં આવતાં મહારાણી માલવીને દેખતાંજ આખી સભા ઉભી થઇ અને જયજય શબ્દ કરવા લાગી, પુષ્પોથી વધાવવા લાગી, મોતીથી વધાવવા લાગી, અને ઘણા પ્રેમથી હર્ષાશ્રુભરેલી નજરે મસ્તક નમાવી પ્રણામ કરવા લાગી. 'પ્રિયપુત્ર! જો આ તારા પિતાજીની પાળેલી પ્રજા' એમ કહી સર્વને અનુક્રમે બેય પડખે કૃપાદૃષ્ટિએ જોતાં જોતાં જતાં તે રાણીએ સુવર્ણનાં સિંહાસન ઉપર બેશી પોતાના પુત્રને ખોળામાં બેસાર્યો. રાણી

સિંહાસન ઉપર બેઠા પછી પ્રધાનોના કેહેવાથી સર્વ પોતપોતાને સ્થાનકે બેશી ગયા એટલે મંત્રગુપ્ત નામના વૃદ્ધ પ્રધાન ઉભા થઇને બોલ્યા કે 'માયાળુ મહારાણી માલવી તમોને પુછે છે કે તમે મને જે કેહેવા માટે આવ્યા હો તે હું સાંભળવા આતુર છું માટે ખુશીથી તમારો અભિપ્રાય મને જણાવો.' એ વૃદ્ધ પ્રધાનનું વચન સાંભળી સર્વ પ્રજાના અનુમતથી બીજા વૃદ્ધ પ્રધાન બુદ્ધિસાગરે ઉભાં થઇ હાથ જોડી આ પ્રમાણે ભાષણ કરવા માંડયું.

'માયાળુ માતાજી! હું આ સર્વ પ્રજાની પ્રેરણાથી તેનો અભિપ્રાય આપની પાસે નિવેદન કરૂં છું. આપનું અજાણ્યું નથી કે પ્રજાને રાજા છે એજ પિતા છે, રાજા છે એજ દૈવત છે, અને ટુંકામાં રાજા છે એજ સર્વસ્વ છે. જેવા અને જેટલા રાજાઓમાં સદ્‌ગુણો શાસ્ત્રમાં લખેલા છે તેવા અને તેટલાજ સદ્‌ગુણોથી શોભેલા અમારા દયાળુ મહારાજ રાજસિંહ પોતાની આખી સેના અને પોતાના પ્રિયમિત્રો સાથે કોણ જાણે ક્યાંય લોપ થઇ ગયેલ છે. તે માટે જે દુઃખ, જે ખેદ અને જે ચિંતા થાય છે તેવિષે આપ અજાણ્યાં નથી. તેઓની શોધને માટે આપ, આપના પ્રધાનો અને આ સર્વ પ્રજા હજી પ્રયત્નમાંજ છે, પરંતુ અમારા મંદ ભાગ્યથી હજી કોય પ્રયત્ન સફલ થયું નથી. એટલામાં વળી આપ પણ અંગદેશમાં પધારો છો, એટલુંજ નહિ પણ અમારા સાંભળવામાં એમ છે કે જ્યાંસુધી મહારાજાનું પધારવું નહિ થાય ત્યાંસુધી આપ ત્યાંથી પાછાં આંહી પધારશો નહીં. જો આ વાત ખરી હોય તો ખરેખર હવે અમારા મંદ ભાગ્યની સીમા રહી નહીં, હવે અમારી દુર્દશા પૂર્ણ થઇ ચૂકી અને હવે અમારાં પાપો પરિપૂર્ણ ફલી ચૂકાં. આપજ વિચારો કે જ્યારે આપ અમને આવી રીતે તજીને ચાલી નીકળશો ત્યારે અમારૂં પાલન કોણ કરશે, અમને લાડ કોણ લડાવશે, અને અમારૂં પોષણ કોણ કરશે? આપ અમારા દયાળુ મહારાજનાં અર્દ્ધાંગ છો એટલે આપને જેટલી અમારી ઉપર દયા આવે, આપને જેટલી અમારી ઉપર વાલપ આવે અને

આપને જેટલી અમારી ઉપર મમતા રહે તેટલી કોયને નજ રહે માટે અમારી વિનતિ એ છે કે જો કદી આપને અંગદેશમાં અવશ્ય પધારવુંજ હોય તો સુખેથી પધારી ત્યાં આપનાં પ્રિયસખી મહારાણી શૈબ્યાને મળી પાછી આ પ્રજાની સંભાળ વેહેલી લેવી. ટુંકામાં આપવિના આ સર્વ આપની પ્રજા નિરાધાર, અનાથ અને દીન છે; માટે વારંવાર હજારો પ્રણામ કરી અમે એજ પ્રાર્થના કરિયે છિયે કે જેમ બને તેમ આપે કુમારસહિત પાછું તરત આંહી પધારી આપની આ અનાથ પ્રજાને સનાથ કરવી.'

આમ બોલી બુદ્ધિસાગર બેશી ગયા પછી લાંબો નિશ્વાસ નાંખી આંખમાં આવેલાં આંસુઓને રૂમાલથી દૂર કરી સિંહાસનથી નીચાં ઉતરી ઉભાં રહી માલવીએ બોલવાનો આરંભ કર્યો.

'મારી વહાલી પ્રજાએ મારા પ્રાણપ્રિય ઉપર, મારા પ્રિયપુત્ર ઉપર અને મારી ઉપર જે ભક્તિ, જે મમતા, અને જે પ્રેમ આ સમયે દેખાડેલ છે તેવિષે હું તેનો ઉપકાર માનું છું. મારી ભક્તિવાળી પ્રજા મને મારા ચંદ્રહાસ જેવી પ્રિય છે. જેવું અને જેટલું તમોને મારાથી વિખુટું પડતાં દુઃખ થાય છે તેટલું અને તેવુંજ મને તમારાથી જુદું પડતાં દુઃખ થાય છે. હું અંગદેશમાં જાઉં છું તે પણ તમારા પિતાતુલ્ય મહારાજાને પ્રાપ્ત થવાનાં કોઈ સાધન માટેજ જાઉંછું. તમ સર્વના આશિર્વાદથી અને પુણ્યથી પરમેશ્વર, મહારાજાની પ્રાપ્તિ કરાવશે એવી આશા રાખું છું. પ્રિયપુત્ર ચંદ્રહાસને સાથેજ લઇ જવાની હતી પણ હવે તમારી આવી દશા જોઇ હું તેને આંહીજ તમારી સંભાળ માટે રાખી જાઉં છું. તેમજ આ ચાર પ્રધાનો કે જેઓ મારા સાસરાના સમયના છે તેઓને પણ હું તમારી સંભાળ કરવા રાખી જાઉં છું. મને ભરોસો છે કે આ પ્રધાનો અને કુમાર ચંદ્રહાસ કોય દિવસ તમને કોય પ્રકારની અડચણ નહિજ આવવા દે. તમે જેમ સાંભળ્યું છે તેમજ મારો વિચાર છે કે મહારાજાનું આંહી પધારવું થાય ત્યારેજ મારે પાછું અહીં આવવું. પણ તેથી તમે ઉદાસ

ન થતાં ઈશ્વર પાસે એકચિત્તથી પ્રાર્થના કરતાં રેહેજો કે મહારાજાનું વેહેલું આંહી પધારવું થાય અને હું પણ તરત આંહી આવું. શાસ્ત્રોમાં જે જે પ્રજાના ધર્મો પોતાના રાજા વિષે લખ્યા છે તે તે સર્વ તમારામાં હું દેખું છું અને તેથી સંતોષ માની કહું છું કે ઈશ્વર તમારી અમારી ઉપર ખરી ભક્તિ, ખરી મમતા અને ખરો પ્રેમ જોઈ તમારૂં કલ્યાણ કરશે. (તથાસ્તુ.)

આ પ્રમાણે સર્વ પ્રજાને સંભળાવીને પોતાના પ્રધાનોને અને પુત્રને કહ્યું કે, 'આર્ય પ્રધાનો અને પવિત્ર પુત્ર ચંદ્રહાસ! તમારૂં અજાણ્યું નથી કે રાજાઓને ખરી સ્ત્રી પૃથ્વીજ છે અને રાજાઓને ખરી સંતતિ પ્રજાજ છે. મારા વહાલા પુત્ર! તું તો સર્વ જાણે છે તોપણ આ સમયે મારી આ પ્રિયપ્રજાના પ્રેમથી એ બોલ ફરીથી સંભળાવું છું. રાજ્ય એ શબ્દ સંસ્કૃત ભાષાનો છે અને તેનો અર્થ એછે કે રાજાનું જે કામ તે રાજ્ય. જ્યારે એટલોજ અર્થ વિચારી બેસી રહીયે ત્યારે તો જે કાંઇ રાજા કામ કરે તે રાજ્ય ગણાય અને જો એમજ થાય તોતો તે મોટો અનર્થ થયો કહેવાય. જો કે રાજ્ય બેજ અક્ષરનો શબ્દ છે તોપણ તેનો અર્થ ઘણો ગંભીર અને ઘણો વિસ્તારવાળો છે. પણ રાજ્ય શબ્દના અર્થને જાણવાની પેહેલાં રાજા એટલે શું એ સમજવું જોઇએ. નથી છત્ર ધારણ કરવાથી માણસ રાજા કેહેવાતું, નથી ચમર ધારણ કરવાથી માણસ રાજા કેહેવાતું, નથી ઊંચા આસન ઉપર બેસવાથી માણસ રાજા કેહેવાતું, નથી ઝવેરાતથી ઝળકી રહે માણસ રાજા કેહેવાતું, નથી હાથી ઘોડા ગાડી વિગેરે વાહનો હોવાથી માણસ રાજા કેહેવાતું, અને નથી અખુટ ખજાનાઓ હોવાથી માણસ રાજા કેહેવાતું. જેની ઉપર છત્ર ધરાય તેજ જો રાજા ગણાતો હોત તો રાજાથી તે રાંકસુધી સહુ કોય તાપમાં અને વરસાદમાં છત્ર ધારણ કરેછે. જે ચમર ધારણ કરે તેજ જો રાજા ગણાતો હોત તો રાજાઓના અને અમીરોના ઘોડાઓ પણ ચમર ધારણ કરેછે. જે ઊંચા આસન ઉપર બેસે તે જો રાજા ગણાતો હોત તો ગીધપ-

ક્ષીઓઆદિ પક્ષી સર્વથી ઉંચાંજ બેસેછે. હાથી ઘોડા વિગેરે જેને વાહનો હોય તેજ જો રાજા કેહેવાતો હોત તો પૃથ્વીમાં ઘણાં માણસો એવાં છે કે જેને ઘેર હાથી ઘોડા તથા ગાડીયો વગેરે હોય છે. જેઓની પાસે ઘણું ઝવેરાત હોય તે જો રાજા ગણાતો હોત તો ઘણા ઝવેરિયો પાસે અસંખ્ય ઝવેરાત હોય છે. જેને અખુટ ખજાનાઓ હોય તેજ જો રાજા ગણાતો હોત તો મોટાં મોટાં નગરોમાં એવા એવા ગૃહસ્થો હોય છે કે જેના ઘરમાં અખુટ ખજાનાઓ હોય છે. આવાં લક્ષણોથી કોય પણ રાજા કહેવાય નહિ; કારણ કે એ લક્ષણોમાંથી એકેય લક્ષણ રાજાનું અસાધારણ લક્ષણ ન ગણાય. એ તો માત્ર શોભાનાં છે. રાજાનું ખરૂં લક્ષણ અને ખરો અર્થ તો એજ છે કે પ્રજાનું જે રંજન કરે તે રાજા. રંજનના બે અર્થ છે. એકતો પ્રજાને રાજી રાખવી તે અને બીજો રંગવું એટલે પ્રજાના અંતઃકરણને પોતાની પ્રીતિ અને સદ્‌ગુણોથી પોતાઉપર એવું પ્રીતિવાળું કે જે પ્રીતિ કોય દિવસ ઉતરે નહીં. આવી રીતિએ પ્રજાનું જે રંજન કરવું તેજ રાજાનું કામ છે. માટે પ્રજાને રંજન કરવારૂપ જે રાજાનું મુખ્ય કામ છે તેનું નામ રાજ્ય છે. આ સમયે જ્યાંસુધી તારા પવિત્ર પિતાજી આંહી નથી પધાર્યાં ત્યાંસુધી આ આપણા રાજ્યની ધોંસરી આ વૃદ્ધ-પ્રધાનોની સહાયથી તારે ઉપાડવાની છે. માટે આ આપણા પૂર્વજોની પાળેલી રાજ્યભક્તિવાળી આપણી પ્રજાનું મન-વચન-કર્મથી તું રંજન કરજે. રાજાઓને પોતાની પ્રજા એજ કામદુઘા છે, રાજાઓને પોતાની પ્રજા એજ ચિંતામણી છે અને રાજાઓને પોતાની પ્રજા એજ કલ્પ-લતા છે; પણ તેનું પાલન, લાલન અને પોષણ પૂર્ણ પ્રેમથી કરવું જોઇએ. કેટલાક રાજાઓ ધન મેળવવામાટે કીમિયા ગોતે છે, કેટલાક રાજાઓ ધન મેળવવામાટે પારશમણી ગોતે છે, કેટલાક રાજાઓ ધન મેળવવામાટે દક્ષિણાવર્તશંખને ગોતે છે અને કેટલાક રાજાઓ ધન મેળવવામાટે હિમાઇપક્ષીની પાંખોને ગોતે છે. પણ મારા વાલા પુત્ર! તે તેઓની ભારે ભૂલ છે. રાજાઓથી જો પોતાની પ્રજાનું

સંપૂર્ણ રીતે લાલન પાલન અને પોષણ ન થઈ શક્યું તો, નથી કીમિયો ધન આપી શકતો, નથી પારશમણી ધન આપી શક્તો, નથી દક્ષિણાવર્તશંખ ધન આપી શક્તો, કે નથી હીમાઉપક્ષીની પાંખો ધન આપી શક્તી. માટે સર્વ પ્રકારની સિદ્ધિ રાજાઓને પ્રજાનું રંજન કરવું તેમાં રહી છે. પ્રાચીન વિદ્વાનોનો પણ એવો મત છે કે પૃથ્વી છે તે કામદુધા ગાય છે, માટે તેની પાસેથી જો પોતાનું મનવાંછિત દૂધ મેળવવું હોય તો પ્રથમથી પ્રજારૂપ વાછડાંને તૃપ્ત કરવાં જોઇયે. પ્રજાનાં દુઃખોથી દુઃખ પામવું, પ્રજાનાં સુખોથી સુખ પામવું, અને રાતદિવસ પ્રજાનુંજ પ્રિય અને હિત થાય તેવું વિચારવું એજ રાજાઓનું કૃત્ય છે. આ પ્રજારૂપ પારિજાતનું ઉપવન આ સમયથી હવે હું તારે સ્વાધીન કરૂં છું; માટે તું એવી રીતે તેનું રક્ષણ કરજે કે જેથી એમાંનો કોયપણ ઉત્તમ રોપ કરમાય નહિ, જેથી એમાંનો કોય પણ અમૂલ્ય રોપ સુકાય નહિ, જેથી એમાંનો કોય પણ અમૂલ્ય રોપ ગરભાઇ જાય નહિ, જેથી એમાંના કોય પણ કોમલ રોપનાં મૂળને દુષ્ટ કારભારીરૂપ ઉધી ખાય નહિ, જેથી એમાંના કોઇ પણ રોપને ઉન્મત્ત રાજપુરૂષરૂપ ઉંદરો ઉખેડી કાઢે નહિ, જેથી એમાંના કોય પણ રોપને ચાડિયાલોકની વાણીરૂપ દાવાનળની જ્વાળા બાળે નહિ, અને જેથી એમાંના કોય પણ રોપનાં ફળોને નીચ નરરૂપ વાનરો વીંખી નાખે નહિ. મારા વાહાલા પુત્ર! અને મારા માન્ય પ્રધાનો! આપણી આ પવિત્ર પ્રજામાંથી કોય પણ માણસ કોય પણ સમયે દૈવયોગથી, દશાયોગથી કે ભાગ્યયોગથી અપરાધમાં આવી પડે તોપણ તેના અપરાધ સામું ન જોતાં બીજીવાર તેવો અપરાધ તેનાથી ન બને તેવાંજ પ્રયત્ન તમે કરજો. કેટલાક રાજાઓ જ્યારે કોય માણસ અપરાધમાં આવે છે ત્યારે વિચાર્યા વિના નિર્દય બની જઈ તેઓની ઉપર દંડ અને શિક્ષાઓ કરવામાં ઓછા ઉતરતા નથી; પણ તેઓએ વિચારવું જોઇયે કે ભૂલ એ એક માણસમાત્રનો સાધારણ ધર્મ છે. એક ઈશ્વરવિના જેનામાં ભૂલ ન આવે તેવો કોય પણ પુરૂષ કે

સ્ત્રી આખા જગતમાં ભાગ્યેજ મળી આવશે. વળી પ્રજાના અપરાધ જોઇ શિક્ષા આપવા ટાણે પોતે વિચારવું જોઇયે કે જે અપરાધ પ્રજાથી થયેલ છે તે અપરાધ આપણાથી થએલ છે કે નહિ? જ્યારે આપણે પણ તેવા અપરાધોમાં કોય કોય વેળા આવી પડિયે છિયે ત્યારે પછી પ્રજા ઉપર આમ શું કરવા નિર્દય બની જાવું જોઇયે? અથવા એ વાત દૂર રહી પણ પ્રથમ એજ વિચારવાનું છે કે આપણી પ્રજા છે તે આપણી સંતતિ જેવી છે, કાંઈ આપણી શત્રુ નથી, ત્યારે તેને શિક્ષા કરવાની વેળાએ જેમ માવતર અપરાધમાં આવી પડેલાં બાલકને તેના કલ્યાણને માટે હૃદયમાં દયા છતાં ઉપરથી રોષ કરી ફરીથી તેવા અપરાધમાં ન પડે માટે શિક્ષા કરે છે તેવી રીતે શિક્ષા કરવી જોઇએ. આથી હું એમ નથી કેહેતી કે આપણી પ્રજા ભલે અપરાધ કરે ને તેને કાંઈ શિક્ષા કરશો નહિ. મારૂં કેહેવું એમ છે કે અજ્ઞ અને ઉન્મત્ત રાજકુમારો પોતાની પ્યારી પ્રજા થોડા પણ અપરાધમાં આવી પડે કે અતિ નિર્દય બની જઇ અસહ્ય શિક્ષા આપવા લાગી જાય છે, એવી દશા પવિત્ર મહારાજાના વિયોગથી વ્યાકુલ થઇ રહેલી આ મારી માયાળુ પ્રજાને મારા ગયા પછી આવવી ન જોઇએ. મને સંપૂર્ણ ભરોસો છે કે આપ વૃદ્ધ પ્રધાનો પાસે છો તો ચિરંજીવી ચંદ્રહાસ કોય પણ રીતે મારી પ્રજાને અસંતોષ નહિજ કરાવે. તોપણ મારા અને પ્રજાના મનમાં સંતોષ થવા માટે મેં આટલું ભાષણ કરેલું છે. મારા વહાલા ચંદ્રહાસ! જેટલું અને જેવું ધ્યાન પ્રજાને સંતોષ પમાડવામાં આપવું જોઈએ તેથી પણ તું અધિક આપીશ એવી મને આશા છે; તોપણ કહું છું કે જેમ આપણી આ પવિત્ર પ્રજા ઉદાસ ન થાય, જેમ તે ઉદ્વેગ ન પામે, જેમ તે તારી નિંદા ન કરે, જેમ તે તારી ઉપેક્ષા ન કરે, જેમ તે તારી હાંસી ન કરે, અને જેમ તે તારી ઉપર મન-વચન-કર્મથી પ્રસન્ન રહે, તેવુંજ આજથી તારે પ્રજાને વિષે મન-વચન-કર્મથી વર્તવું અને આ વૃદ્ધ પ્રધાનો કે જેઓ આપણા રાજ્યના જંગમ કીર્ત્તિસ્તંભ છે, જેઓ આપણા રાજ્યના ભરપૂર ભંડાર છે, જેઓ

આપણા રાજ્યરૂપ કલ્પવૃક્ષના મૂલરૂપ છે, અને જેઓ આપણા રાજ્યના અમૂલ્ય રત્નરૂપ છે તેઓની શિખામણ પ્રમાણે તેઓની સલાહ પ્રમાણે અને તેઓની આજ્ઞા પ્રમાણે તું વર્તજે. તારૂં અજાણ્યું નથી કે વૃદ્ધોની સેવા એ એક કલ્પલતા છે. યૌવાનમદથી અંધ બની ગયેલા કેટલાક રાજકુમારો પોતાના પડછંદાની પેઠે જેમ પોતે બોલે તેમજ બોલનાર (હાજીયા) અને અલ્પજ્ઞ પોતાના સમવય મિત્રોને પાસે રાખી વૃદ્ધલોકો ઉપર અરૂચિ ધરાવે છે. પણ તેનું ફલ એજ થાય છે કે પોતેજ તરત સઘળી પ્રજાની આગળ અરૂચિનું પાત્ર થાય છે. એટલુંજ નહિ પણ અપકીર્ત્તિનું પાત્ર થાય છે, અપમાનનું પાત્ર થાય છે, અલક્ષ્મીનું પાત્ર થાય છે, અપ્રતિષ્ટાનું પાત્ર થાય છે, અને ઉપહાસનું પાત્ર થાય છે. શું વૃદ્ધોવિના રાજ્યનીતિનું જ્ઞાન મળેછે ? શું વૃદ્ધોવિના રાજરીતિનું જ્ઞાન મળે છે ? શું વૃદ્ધોવિના વિવેક પ્રાપ્ત થાય છે ? શું વૃદ્ધોવિના વિનય પ્રાપ્ત થાય છે ? શું વૃદ્ધોવિના સદ્ગુણો પ્રાપ્ત થાય છે ? શું વૃદ્ધોવિના મોટાં રાજકાર્યો પાર પડે છે ? શું વૃદ્ધોવિના પુરાતન ઇતિહાસો જાણી શકાય છે ? શું વૃદ્ધોવિના રાજ્યના કોણ કોણ શત્રુઓ કોણ કોણ મિત્રો અને કોણ કોણ ઉદાસી છે તે જાણી શકાય છે ? શું વૃદ્ધોવિના મોટો જય મેળવી શકાય છે? ખરૂં જોઇએ તો વૃદ્ધોવિના એમાનું કશું કદી થતું નથી. માટે સર્વ કાર્યમાં વૃદ્ધ પ્રધાનોની આવશ્યકતા છે ને તે ઈશ્વરકૃપાથી જેવા જોઇએ તેવા વૃદ્ધ પ્રધાનો તારીપાસે છે માટે તેની સેવાનો લાભ લેવા ચુકીશ નહિ. માન્ય પ્રધાનો અને મારી પવિત્ર પ્રજા! જો કે ઈશ્વરકૃપાથી કુમાર ચંદ્રહાસ કોય દિવસ કોય પ્રકારે તમારા અંતઃકરણને અસંતોષ ઉપજાવશે નહિજ, તોપણ બાલભાવનેલીધે યૌવનમદના પ્રભાવથી, રાજમદના કે ધનમદના પ્રભાવથી કાંઇપણ તમારા અંતઃકરણમાં અસંતોષ થાય તેવું આચરણ કરે તો તેથી તમારે તત્કાળ ઉદાસ ન થતાં, ઉપેક્ષા ન કરતાં અને કોય પ્રકારનો ભિન્નભાવ ન જાણતાં એકાંતમાં નિષ્કપટ મન-વચન-કર્મથી, વિનયપૂર્વક નમ્રતાથી, સારી રીતે સદુપદેશ દેવો.

એટલુંજ નહિ પણ યોગ્ય લાગે તો સારી રીતે ઠપકો દેવાને પણ તમે અધિકારી છો. ટુકામાં એટલુંજ કે કુમાર ચંદ્રહાસ, વૃદ્ધ પ્રધાનો અને મારી પ્રિય પ્રજા પરસ્પર પૂર્ણ પ્રેમથી વરતી પરસ્પર આશ્રય આપી અને પરસ્પર ઉપકારો કરી હું અને મહારાજા આવિષે ત્યારે સાંભળી સંતોષ પામિયે તેવી રીતે વર્તજો એ મારી છેલી ભળામણ છે. અને પરમ કૃપાળુ પરમેશ્વર તમ સર્વેને સદ્બુદ્ધિ, સ્નેહ અને સંપરૂપ સંપત્તિ આપી સદૈવ સુખમાં મગ્ન રાખે એવીજ તેના પાસે મારી પ્રાર્થના છે' એટલું બોલી મહારાણી શૈબ્યા સિંહાસન ઉપર બેઠાં કે તરત રાજકુમાર ચંદ્રહાસે ઉભા થઇ હાથ જોડી વિનતિ કરી 'માયાળુ માતાજી! આપે જે મને અમૂલ્ય ઉપદેશ આ સમયે આપેલ છે તે પ્રમાણે વર્તવાને હું કદીપણ ચુકીશ નહિ. આ પવિત્ર પ્રજાવિષે આપે કાંઈ ચિંતા રાખવી નહિ. આપની કૃપાથી તથા સદ્ગુરૂના પ્રસાદથી મારી પ્રજા ઉપર મારો શો ધર્મ છે તે હું સારી રીતે જાણું છુ. તેમાં વળી આ સમયે આપના ઉપદેશથી તો મારૂં સર્વસ્વ આ પ્રજા છે એવો મારા મનમાં નિશ્ચય થયો છે. માટે નિષ્કપટ મન-વચન-કર્મથી હું તે પ્રજાનું પાલણ પોષણ લાલન કરવા ચુકીશ નહીં. જોકે મારા પવિત્ર પિતાજીના તથા મહામાયાળુ આપના વિયોગથી થતાં દુઃખનું વિસ્મરણ તથા આપ બેયનાથી થતો સંતોષ તો આપ બેયનું આંહીં વધારવું થયાવિના થવો કઠણ છે તોપણ મારાતરફથી હું તેને કોયપ્રકારે અસંતોષ નહીંજ થવા દઊં એ નિઃસંશય જાણવું. અને આ વૃદ્ધપ્રધાનોવિષે પણ આપે ચિંતા ન રાખવી. એઓનાવિષે પણ જેટલી અને જેવી હું આપવિષે માન્યબુદ્ધિ રાખુંછું તેટલી અને તેવીજ રાખીશ. ટુંકામાં આપની આશીષથી, આપની પુણ્યાઇથી અને ઈશ્વરકૃપાથી આપને સંતોષ થાશે તેવી રીતેજ સર્વ વિષયમાં હું કરીશ. એવિષે કાંઇજ ચિંતા કરશો નહિ.'

પ્રવીણ રાજકુમાર ચંદ્રહાસે ઉપર પ્રમાણે બોલીને વિશ્રામ લીધો કે તરતજ મંત્રગુપ્ત નામના વૃદ્ધ પ્રધાને ઉભા થઈને નીચેપ્રમાણે કહ્યું:-

'માયાળુ રાજમાતા ! યુવરાજ ચંદ્રહાસના ભાષણમાં જે કાંઈ મારે બોલવાનું હતું તેનો સાર આવી ગયો છે તોપણ હું ટુંકામાં થોડી વિનતિ કરૂં છું. જો કે રાજનીતિના ગ્રંથો મેં અનેક જોયા છે તો પણ આપે આ સમયે જે કુમાર ચંદ્રહાસને ટુંકાં વાક્યોમાં ગંભીર અર્થથી રાજનીતિનો અમૂલ્ય ઉપદેશ કર્યો છે તે કોઇ જુદાજ પ્રકારનો બોધ આપનાર છે. શાસ્ત્રોમાં વાણીને કામદુધારૂપ ગણી છે તે ખોટું નથી. એ કામદુધા જેવો દોહોનાર અને જેવું પાત્ર હોય તેવુંજ દૂધ આપે છે, એ આ સમયે અમને આપના રાજનીતિવિષેના ભાષણ ઉપરથી નિઃસંશય અનુભવ થયો છે. ઘણા ઘણા રાજાઓ, ઘણા ઘણા પ્રધાનો, અને ઘણા ઘણા રાજપુરૂષો, રાજનીતિના ગ્રંથોને વાંચે છે, વિચારે છે અને રાત-દિવસ મનન કરે છે; તોપણ તેઓમાંથી પ્રજા વિષે જે આપે અભિપ્રાય આપ્યો તેજ પ્રમાણે માનનાર અને તેજપ્રમાણે વર્તનાર ઘણાજ વિરલ મળી આવશે. તેનું કારણ એજ કે જેનું જેનું જેવું અંતઃકરણ હોય છે તેને તેને તેજ પ્રમાણે રાજનીતિનો અર્થ સમજવામાં આવે છે. માયાળુ માતાજી ! રાજનીતિના ગ્રંથો વાંચી તેનો અર્થ જાણવો એ વાત તો દૂર રહી પણ કેટલાક એવા પણ રાજકુમારો છે કે જેઓ જેમ બને તેમ પ્રજાનું સર્વસ્વ હરી પોતાને સ્વાધીન કરવાથીજ પોતાનું રાજનીતિમાં નિપુણપણું ગણે છે; કેટલાક એવા પણ રાજકુમારો છે કે જેઓ પરસ્ત્રિયોપર પાપદૃષ્ટિ કરવામાંજ પોતાની પ્રવીણતા માને છે અને કેટલાક એવા પણ રાજકુમારો છે કે જેઓ પોતાની પ્રજાને પીડવામાંજ પોતાની પ્રૌઢતા જાણે છે. માત્ર રાજકુમારોજ નહિ પણ કેટલા કેટલા રાજપ્રધાનો અને રાજપુરૂષો આપણા જોવામાં નથી આવ્યા ને નથી આવતા કે જેઓ માત્ર પોતાનું પેટ ભરવામાંજ રાજનીતિની કુશલતા સમજે છે; કેટલા કેટલા રાજપ્રધાનો અને રાજપુરૂષો આપણે નથી સાંભળ્યા અને નથી સંભળાતા કે જેઓ લુચ્ચાઈ, લફંગાઈ, કપટ, દગા વિગેરે દુર્ગુણોનેજ રાજનીતિ માનીલે છે; તથા કેટલા કેટલા રાજપ્રધાનો અને રાજપુરૂષો આપણે

નથી અનુભવ્યા અને નથી અનુભવાતા કે જેઓ ચોરપણાને, જારપણાને, ચાડિયાપણાને અને ભડવાપણાને રાજનીતિનાં તત્વ જાણે છે; ને તેવાં તેવાં કર્મો પોતે કરી મનમાં સમજે છે કે અમે પણ મોટા રાજનીતિના પેચના પોચનાર છિયે. એટલુંજ નહિ પણ બુદ્ધિના બારદાનસરખા તેઓ એમજ નિશ્ચય માની રાખે છે કે 'જે જે મોટા રાજપ્રધાનો થઇ ગયા છે, જે જે મોટા રાજપુરૂષો થઇ ગયા છે, અને જે જે થતા જાય છે તે તે પણ અમારી પેઠે ઉપરનાં રાજનીતિનાં તત્વોથીજ તે તે પદે પોચ્યા છે; તેવિના રાજ્યમાં વધવાનું અને ઉંચે પદે પોચવાનું બીજું સાધનજ નથી.' અરે હાય! ધિઃકાર છે તેઓને, ધિક્કાર છે તેઓની બુદ્ધિને, ધિક્કાર છે તેની વિચારશક્તિને, ધિક્કાર છે તેના જન્મને અને ધિક્કાર છે તેના જીવિતને કે જેઓ પોતાની મંદબુદ્ધિને લીધે અનર્થનેજ અર્થ માની બીજા પણ બાલબુદ્ધિવાળાઓને ભારે ભમાવે છે. પ્રતિદિવસ પડતી દશાનેલીધે, પૂર્વનાં પાપોનેલીધે, કે હીનભાગ્યપણાને લીધે જે રાજાની સભામાં ઉપર લખેલાં લક્ષણવાળા બેપગા રાસભો રાજપ્રધાનનું પદ મેળવી ચારેકોર ભુંકતા હોય અને વગરપુછડાવાળા વાનરાઓ રાજપુરૂષોનું પદ મેળવી દોડાદોડ કરતા હોય તે રાજા રાજાધિરાજ છતાં રંકમાં રંક કેમ ન થાય, તે રાજા મહાવિદ્વાન્ છતાં મૂર્ખની ગણનામાં કેમ ન ગણાય અને તે રાજાની મોટી પણ પાદશાહી પલ એકમાં પાયમાલ કેમ ન થઇ જાય? પાદશાહીની વાતતો દૂર રહી પણ કદિ ઈંદ્રની સભામાં પણ એવા રાજપ્રધાનો અને એવા રાજપુરૂષો હોય તો ઈંદ્રને પણ થોડા દિવસમાં તેઓ ઈંદ્રપદથી ભ્રષ્ટ કરેજ એમ હું માનું છું. પણ મહારાજ રાજસિંહની પુણ્યાઇથી અને આપની પુણ્યાઇથી પવિત્ર રાજકુમાર ચંદ્રહાસની તો મનોવૃત્તિ બાલકપણથીજ વિલક્ષણ છે. એ તો જાણે કેમ રાજનીતિ પૂર્વજન્મથીજ શિખેલા હોય તેમ જોવામાં આવે છે. એમનાં બાલપણામાં બોલાએલાં વાક્યો ઉપરથી પણ મોટા વિદ્વાનો વિસ્મય પામતા તો પછી આજે આવી અવસ્થાએ પોહોચેલા અને વિદ્યાભ્યાસથી

શુદ્ધબુદ્ધિવાળા રાજકુમારનું વાક્ય લોકોને આશ્ચર્યમગ્ન કરે એમાં શી નવાઇ છે? અથવા એમાં આશ્ચર્ય જેવું શું છે? મહારાજજેવા જેના પિતા છે, અને આપજેવાં જેનાં માતા છે, તે રાજકુમાર સર્વ સદ્‌ગુણરૂપી રત્નોનો રત્નાકરરૂપ થાયજ એ નિઃસંદેહ વાત છે. આપ ભળામણ કરો છો કે પ્રધાનોની સંમતિ લઇ રાજ્યનાં કામ કરવાં, પણ આપની કૃપાથી અને પુણ્યાઇથી અમને પણ સંમતિ આપવાને તે સમર્થ છે. માટે પ્રજાવિષે તો આપે કાંઇજ ચિંતા ન રાખવી. જેમ ચંદ્રહાસ આપની આજ્ઞા માથે ચડાવે છે તેમજ અમે પણ આ સમયની આપની અમૂલ્ય આજ્ઞાને માથે ચડાવિયે છિયે અને મન-વચન-કર્મથી પ્રજાની સારી રીતે સંભાળ રાખવાનાને બંધાઇયે છિયે.'

એમ કહી પવિત્ર પ્રધાન મંત્રગુપ્ત પોતાને સ્થાન કે બેઠા પછી તરત બુદ્ધિસાગર હાથ જોડીને બોલ્યા કે 'પવિત્ર રાજમાતા! આપની આ પ્રેમવાળી પવિત્ર પ્રજા આ સમયે મને પ્રેરણા કરે છે કે આપ માયાળુ માતાજીના ભાષણથી, ચતુર રાજકુમાર ચંદ્રહાસના ભાષણથી અને અનુભવી આર્ય મંત્રગુપ્ત પ્રધાનના ભાષણથી અમને અંતઃકરણમાં અત્યંત સંતોષ થયો છે. અને અમને પૂર્ણ ભરોસો છે કે મહારાજાની પેઠે અને આપની પેઠેજ રાજકુમાર ચંદ્રહાસ અને આ પવિત્ર ચાર પ્રધાનો અમારી સંભાળ લેવા તત્પર રેહેશેજ. માટે અમારે વિષે કાંઈપણ ચિંતા ન રાખતાં આપ સુખેથી પધારો અને પાછું મહારાજસહિત આપનું દર્શન થાય તેવું ઈશ્વર પાસે અમે માગિયે છિયે તે અમારી માગણીને ઈશ્વર સફલ કરો.' એમ કહી બુદ્ધિસાગર બેશી ગયા પછી મહારાણી માલવી પોતે ઉભાં થઇ બોલ્યાં કે 'મારા વાહાલા પુત્ર ચંદ્રહાસનાં વચનોથી, મારા પવિત્ર વૃદ્ધ પ્રધાનોનાં વચનોથી, અને મારી ભક્તિવાળી પ્રજાનાં વચનોથી, હવે હું નિશ્ચિંત થઇ અંગદેશ તરફ ચાલવા રજા લઉં છું. તેમજ સર્વનું કલ્યાણ થાય એવું ઈશ્વરપાસે માગું છું.' આવું મહારાણીનું વચન સાંભળતાંજ સર્વ સભા ઉભી થઇ પુષ્પની વૃષ્ટિ કરવા લાગી અને પ્રણામો કરવા લાગી.

મહારાણી માલવી પણ પોતાના પુત્રસહિત બેય પડખે ઉભેલી ભક્તિવાળી પોતાની પ્રજાને સ્નેહનાં આંસુથી ભરેલી દૃષ્ટિથી જોતાં જોતાં પ્રમદવનની બહાર નીકળી ચંદ્રહાસનો હાથ જે પોતાના હાથમાં હતો તે ચારેય પ્રધાનોના હાથમાં સોંપી 'પુત્ર તું વિદ્વાન્ છે, વિવેકવાન્ છે, અને વિનયવાન્ છે, માટે વિશેશ હું શું કહું? પણ આ આર્ય વૃદ્ધ પ્રધાનોની આજ્ઞા કોય કાળે ઉલ્લંઘન કરીશ નહિ અને આ આપણી પ્રિય પ્રજાનું પૂર્ણ પ્રેમથી રંજન કરજે તો કોય દિવસ તને કોય પ્રકારની આપત્તિ આવશેજ નહિ. હું પણ ઈશ્વરની પૂર્ણ કૃપાથી જો તારા પવિત્ર પિતાજી મળશે તો થોડા સમયમાં તારા મુખદર્શનના સુખનો અનુભવ કરીશ.' આટલું બોલી આંસુ આવવાને લીધે મહારાણી માલવી બંધ રહી જતાં કુમાર ચંદ્રહાસે તથા પ્રવીણ પ્રધાનોએ આંસુભરેલી આંખો વીચીને કહ્યું કે,—

'માતા! આપ સર્વ વાતે નિશ્ચિંત રહો અને સુખેથી પધારો. આપનો માર્ગ કલ્યાણરૂપ થજો એવી ઈશ્વર પાસે અમે પ્રાર્થના કરિયે છિયે.'

આ પ્રમાણે કુમાર ચંદ્રહાસે અને વૃદ્ધ પ્રધાનોએ પ્રેમપૂર્વક કહેલાં વાક્યો સાંભળી રહીને તરત એક તાંબુલની બીડી પોતાના કુમારના હાથમાં આપી અને સુંદર શોભાવાળી સુગંધી ફુલની માળા તેને પેહેરાવીને રાજ્ય માતા માલવી બોલ્યાં કેઃ—

'મારા પવિત્ર પુત્ર! તારા પૂણ્યવાળા પિતા, પિતામહ અને પ્રપિતામહ જેવી ઉત્તમ રીતિએ પ્રજાનું રંજન કરતા આવ્યા છે તેવી રીતે ઘણા કાળસુધી તું પણ તેનું રંજન કરજે. ઈશ્વર તેમાં તને સહાય થશે.'

આ પ્રમાણે રાણી માલવીએ પુત્રને આશીર્વાદ આપી સર્વે જોઇ રેહે તેમ સુવર્ણથી જડેલા સુંદર રથમાં બેશી સારથીને રથ હાકવાનો હુકમ કર્યો. હુકમ પ્રમાણે રથ આગળ ચાલવા લાગ્યો તેની પાછળ કુશળ કુમાર ચંદ્રહાસ, વૃદ્ધ પ્રધાનો અને પ્રેમવાળી સઘળી પ્રજા

ઘણે દૂરસુધી વળાવવા માટે ચાલ્યાં ગયાં. મહારાણી માલવીએ ઘણો આગ્રહ કરી સર્વને રોકાઇ જવાનું કેહેતાં નિર્મળ જલવાળી એક નદીને તીરે ક્ષીરવૃક્ષની છાયા તળે છેવટના પ્રણામ કરી સર્વે ત્યાં ઉભાં રહ્યાં. જ્યાંસુધી મહારાણી માલવીનો રથ દેખાયા કર્યો, જ્યાંસુધી તેનો ધ્વજ દેખાયા કર્યો અને જ્યાંસુધી તેની રજ દેખાયા કરી ત્યાંસુધી રાજકુમાર અને પ્રધાનો સહિત સઘળી પ્રજા તે ઠેકાણે ચિત્રમાં ચીતરેલી હોય તે પ્રમાણે રથની કોરે નેત્ર અને હૃદય રાખી ઉભી થઇ રહી. પ્રવીણ પણ રાજકુમારને માયાળુ માતાના વિયોગથી આંખોમાંથી આંસુની ધારા પડવા લાગી, હૃદય ભરાઇ જવા લાગ્યું, અને આખું જગત્ શૂન્ય જેવું દેખાવા લાગ્યું. તે ઠેકાણેથી એક પગલું પણ નગર તરફ ભરવાની શક્તિ રહી નહિ. આવી રાજકુમારની સ્થિતિ જોઇ પ્રેમવાળી સર્વ પ્રજા પણ થોડીવાર તેવીજ સ્થિતિમાં રહી. તે સમયમાં એવું કોઇ પણ મનુષ્ય ન હતું કે જેની આંખ-માંથી આંસુ ન પડયાં હોય અને મુખમાંથી લાંબા નિશ્વાસ ન નીકળ્યા હોય. મુહૂર્તમાત્ર સર્વ આ પ્રમાણે શૂન્ય રેહેતાં મંત્રગુપ્ત પ્રધાને કહ્યું કે, 'ભાઇઓ ; મહાત્માઓની સર્વ પ્રકારની સ્થિતિ સામાન્ય લોકોને શીખામણ લેવા જેવી થઇ પડે છે. આ સમયે જોકે પવિત્ર રાજ-કુમાર પોતાનાં માયાળુ માતાના વિયોગથી પરમ દુ:ખમાં મગ્ન છે તોપણ તે ઉપરથી આપણે અમૂલ્ય બોધ એજ લેવાનો છે કે પુત્રોએ પોતાની માતા ઉપર કેવી ભક્તિ રાખવી જોઇએ, પુત્રોએ પોતાની માતાની આજ્ઞા કેવી રીતે પાળવી જોઇએ, અને પુત્રોએ પોતાની માતાને સંતોષ કેવી રીતે કરાવવો જોઈએ. જે માત્ર પોતાની મા-તાના થોડા દિવસના વિયોગથી થતાં દુ:ખમાં પણ આખા જગતને શૂન્ય જેવું દેખે છે તે રાજકુમારનાં આ સદાચરણથી આપણને આ અતિ ઉત્તમ શીખામણ મળી છે. ધન્ય છે તેમને અને તેમના પવિત્ર વિચારોને.' આવી રીતનાં ગંભીર વચનો બોલી કુમાર ચંદ્રહાસને આશ્વાસના કરી સઘળી પ્રજા સહિત વૃદ્ધ પ્રધાનો તેને રાજધાનીમાં

તેડી ગયા. મહારાણી માલવી પણ પોતાના પ્રિયપુત્રના વિયોગથી ખેદ પામતાં ઉદાસ થઇ શૂન્ય હૃદયે કેટલેક દિવસે મહારાજા રાજસેનની રાજ્યધાની પાસે આવી પહોચ્યાં. મહારાણી શૈબ્યા પોતાનાં સખી માલવીનું આવવું સાંભળી, ઘણાં આનંદથી તેની સામાં આવી તેને ઘણા સ્નેહથી મળી અત્યંત આદરસહિત પોતાના દરબારમાં તેડી લાવ્યાં. થોડા દિવસ પછી માલવીનો માર્ગનો શ્રમ દૂર થયો એટલે મહારાણી શૈબ્યાએ પોતાના પુત્ર રૂક્માંગદને પોતાની પાસે બોલાવીને દેવી માલવી સાંભળે તેમ કહ્યું કે,—

'મારા વહાલા પુત્ર! તમારૂં અજાણ્યું નથી કે તમારા પિતાજી પોતાના બેય મિત્રોસહિત આજ ૭ માસ થયાં ક્યાંઇ અદૃશ્ય થઇ ગયા છે, જેને શોધતાં શોધતાં હજીસુધી કશા સમાચાર મળ્યા નથી. એમને શોધી કહાડવા જેટલાં પ્રયત્નો કર્યાં તેટલાં નિષ્ફળ થયાં ત્યારે હવે સર્વે આપત્તિરૂપ સાગરને ઉતારનાર એક ધર્મ છે, તેનો આશ્રય કરવાથી આ આપત્તિ દૂર થશે એમ વિચારીને મેં મારાં વહાલાં બેન માલવીને તેડાવ્યાં અને તે પોતાનું મોટું રાજ્ય છોડી તથા પ્રિયપુત્ર ચંદ્રહાસના વિયોગના દુઃખને ન ગણી આંહી આવેલાં છે. માટે હવે તમારા પિતાજીએ મેળવેલા અખૂટ ખજાનાઓની કુંચીઓ હું તમને સોપી દઉં છું. અને તમારા પિતાજીએ કૃપા કરીને જે જે મને આપેલું છે તે દ્રવ્ય સઘળું ધર્મનાં ઉત્તમ કૃત્યોમાં ખરચી નાંખવા હું તમારી રજા લઉં છું.'

આટલા અક્ષરો બોલીને રાણી શૈબ્યાએ ભરેલા ભંડારોની કુંચિયો પોતાના પુત્ર રૂક્માંગદને સોપી દીધી. પવિત્ર કુમાર રૂક્માંગદે તે કુંચિયો પોતાના સ્વાધીનમાં ન લેતાં આંખમાં આંસુ લાવી હાથ જોડીને આ પ્રમાણે કહ્યું,—

'માયાળુ માતાજી! હું મારા આત્માને અકૃતાર્થ માનું છું, અપુણ્યવાન્ માનું છું અને મંદભાગ્યવાન્ માનું છું કે આપ મને અને રાજ્યને નોખું ગણીને પોતાનાજ ધનથી ધર્મ કરવાની ઇચ્છા રાખો છો. આ

રાજ્ય, આ ખજાનાઓ અને હું, એ સર્વે આપનાંજ છે. એ જો આપના ઉપયોગમાં ન આવે તો પછી શા કામનાં ? આ આખું રાજ્ય મારા પિતાજીના કલ્યાણનેમાટે અથવા આપની આપત્તિ દૂર થવા માટે બ્રાહ્મણોને, તપસ્વિયોને કે કોઈ દેવાલયોમાં અર્પણ કરી દેવા આપની ઇચ્છા હોય તો હું તેમાં રાજી છું; આ અખૂટ ખજાનાઓ એક દિવસમાં દીન અને અનાથ લોકો પાસે લુટાવી દેવા ઇચ્છતાં હો તોપણ હું રાજી છું; અને મને પોતાને કોઈ મહાત્માઓની સેવા કરવા તીર્થાટન કરવા, કે તીવ્ર તપ કરવા આપ આજ્ઞા કરતાં હો તો આ સમયથીજ તે આજ્ઞા ઉપાડવાને તત્પર છું. હવે ફરીથી આ રાજ્ય વિષે રાજ્યના ખજાના વિષે અને મારા વિષે આપ અંતઃકરણમાં લેશ પણ ભિન્નભાવ લાવો તો તમોને મારા સમ આપું છું.'

આટલું બોલી રહી ભંડારની કુંચીઓ માતાજી શૈબ્યા પાસે મેલી દઇ દંડવત્પ્રણામ કરી હૃદય ભરાઇ આવવાથી બે ઘડી મુંગા રહી રાજકુમાર રૂક્માંગદ મહારાણી માલવી પાસે હાથ જોડી ફરીને બોલ્યા કે,—

'માયાળુ માતા માલવિ ! જેટલી અને જેવી આ રાજ્ય ઉપર, આ ખજાનાઓ ઉપર અને મારી ઉપર મારાં માયાળુ માતાજીની સત્તા છે તેટલીજ અને તેવીજ આપની પણ આ સર્વની ઉપર સત્તા છે. આપે એમજ જાણવું કે આ રાજ્ય અને રાજ્યના ખજાનાઓ આપના પુત્ર ચંદ્રહાસનાજ છે. કોઇ પણ પ્રકારે આપ મારામાં અને ચંદ્ર-હાસમાં જુદાઇ લેખશો તો હું ખરેખર મારા પિંડને મંદ ભાગ્યવાળો જાણીશ. માટે મારાં માતાજી અને આપ બેય મળીને જેવી રીતે આપને ઇચ્છા હોય તે પ્રમાણે ધર્મનો સમારંભ કરો અને હું આપનો સેવક આપ જે જે આજ્ઞા કરશો તે માથે ચડાવી લેવા સદૈવ તત્પર ઉભો છું.' એ પ્રમાણે કુમાર રૂક્માંગદનાં વિનયવાળાં વચન સાંભળી રાણી શૈબ્યા તથા મહારાણી માલવીએ આંખમાં આવેલાં હર્ષનાં આંસુને દૂર કરી રાજકુમાર રૂક્માંગદને કહ્યું કે 'પ્રિય પુત્ર ! તમ જેવા પવિત્ર

પુત્રને તેમજ ઘટે છે. જે જે તમે વચનો કહ્યાં છે તે તે પુત્ર-ધર્મનાં મૂળતત્વરૂપ છે. અમે જ્યારે તમ જેવા પ્રવીણ પુત્રથી ભિન્નભાવ રાખશું ત્યારે પછી બીજા કોને પોતાનો ગણશું? ઈશ્વરકૃપાવિના કે પૂર્વજોની પુણ્યાઈવિના આપ જેવાં કે ચંદ્રહાસ જેવાં પુત્રરત્ન થવાં દુર્લભ છે. પરમ દયાળુ પરમેશ્વરનો અમે એજ ઉપકાર માનિયે છિયે કે તમ જેવાં બે અમૂલ્ય રત્નો અમને એમણે અર્પણ કરેલાં છે. રૂક્‌માંગદ અને ચંદ્રહાસ એ માત્ર દેહ અને નામજ જુદાં છે, એમ અમે ગણિયે છિયે. અને તેથી અમે બેય પોતાને બે પુત્ર છે એમ માનિયે છિયે. સર્વજ્ઞ સર્વશક્તિમાન્ જગદીશ્વર તમને બેયને ચિરંજીવ રાખે અને તમે અમારી નિરંતર સેવા કરો એવું અમે ઈશ્વર પાસે પ્રણામપૂર્વક માગિયે છિયે.'

રાજકુમાર રૂક્‌માંગદે માતાઓનાં વચન સાંભળીને કહ્યું કે 'માતાજી? આપ જાણો છો કે ધર્મના કાર્યમાં વિલંબ કરવોજ ન જોઈએ. માટે આપની ઇચ્છા પ્રમાણે ધર્મના કાર્યનો આરંભ કરો. આ સર્વ ધનના ભંડારો આપને સ્વતંત્રપણે દાન પુણ્ય વિગેરે ઉત્તમ કૃત્યો કરવામાટે અર્પણ કરૂં છું અને હું પોતે, આપણું સર્વ રાજ્ય, પ્રધાનો, અને આપણા સર્વે કુળપરંપરાગત રાજસેવકો આપને આધીન છિયે. માટે અમ સર્વની ઉપર પણ જે જે આજ્ઞા કરવી હોય તે નિઃશંકપણે કરશો, કે જેથી અમે સર્વે કૃતાર્થ થઇશું.' આટલું બોલી રાજકુમાર રૂક્‌માંગદ માતાને પ્રણામ કરી રજા લઇ પોતાના સભામંડપમાં ગયા. પછી તુરત કુલીન પતિવ્રતા બેય મહારાણીઓએ તેજ દિવસેથી દાન-પુણ્યો કરવા માંડયાં, વ્રત–નિયમો પાળવા માંડયાં, બ્રહ્મભોજન કરાવવા માંડયાં, શાસ્ત્રશ્રવણ કરવા માંડયાં, સદાવ્રતો આપવા માંડયાં અને જેટલાં જેટલાં શાસ્ત્રોમાં ધર્મકૃત્યો સાંભળવામાં આવ્યાં તે તે ધર્મકૃત્યો વિધિપૂર્વક શ્રદ્ધાસહિત કરવા માંડયાં. એમ કરતાં કરતાં કેટલોક કાળ વીતી ગયો.

વામદેવ! તમારૂં અજાણ્યું નથી કે પુણ્યકૃત્યો જેમ જેમ

થતાં જાય છે, તેમ તેમ કલ્યાણના ઉત્તમોત્તમ માર્ગમાં મનુષ્યોને ખેં-ચતાં જાય છે. તેજ પ્રમાણે રાણી શૈબ્યાને અને માલવીને કરેલાં પુણ્યોનાજ પ્રભાવથી મનમાં એવો વિચાર આવ્યો કે 'આપણે હજી કાંઈજ પુણ્યરૂપ કાર્ય કર્યું નથી. પુણ્ય વસ્તુ કાંઈક બીજીજ છે. એ કોય મહાત્માઓના સંગ વિના ઓળખવામાં આવતીજ નથી. માટે કોઈ પણ મહાત્માઓનાં દર્શન થાય તો તેના કહેવાથી આપણે તે પ્ર-માણે પુણ્ય કરિયે,' એવા વિચારમાં બેય જણા જ્યાં મગ્ન થાય છે ત્યાં એ બેયનાં કરેલાં અસંખ્ય પુણ્યોના પ્રભાવથી, શૃંગારમંજરીના નિષ્કપટ ભક્તિભાવથી અને પોતાના સ્વભાવસિદ્ધ દયાળુપણાથી રાજાઓ અને અપ્સરાઓનો ઉદ્ધાર કરવામાટે ઉગ્રતપા મુનિ રાણી શૈબ્યા અને માલવી પાસે આવી ઉભા રહ્યા. ઉગ્રતપામુનિની ભવ્ય અને દિવ્ય આકૃતિ જોતાંજ બેય રાણિયોએ ઉભાં થઇને પ્રણામપૂર્વક આસન નાખી આપી તે ઉપર બેસવા વિનતિ કરી. રાણીઓનાં ભક્તિભાવ ભરેલાં આગ્રહનાં વચનોથી ઉગ્રતપામુનિ તે ઉપર બેઠા પછી રાણિઓએ યથાયોગ્ય સત્કાર કરી પ્રણામ કરી વિનતિ કરી કે 'મુનિરાજ! અમારા પ્રાણનાથ ઘણાં વર્ષો થયાં કોણ જાણે ક્યાં અદૃશ્ય થઈ ગયા છે તે અમે જાણતાં નથી. સર્વ ઉપાયો નિષ્ફળ થયા ત્યારે પુણ્યકર્મનો માત્ર આધાર રાખીને તે માર્ગે અમે ચાલવા માંડયું છે પણ હવે અમને એમ થાય છે કે પુણ્ય વસ્તુ કાંઇ જુદીજ છે ને તે કોય મહાત્માની કૃપાવિના ઓળખાતી નથી. આવો વિચાર કરતાં હતાં એટલામાં આપનું પધારવું થયું તો આશા છે કે આપ અમને ખરૂં પુણ્યકર્મ બતાવશો.' ઉગ્રતપામુનિ તો તેજ કામ માટે ત્યાં આવ્યા હતા ને વળી રાણિયોએ તેને પ્રશ્ન કર્યું એટલે પ્રસન્ન થઇ બોલ્યા કે 'પુત્રિ શૈબ્યા! પુત્રિ માલવિ! આ જગતમાં અનેક પ્રકારનાં પુણ્યકર્મ છે, અનેક પ્રકારનાં દાન છે, અને અનેક પ્રકારનાં સત્કર્મો છે પણ એ સર્વ કરતાં પણ વિદ્યાદાનનો પ્રભાવ કાંઇ જુદોજ છે. વિદ્યાદાનની બરોબરી નથી સુવર્ણદાન કરી શકતું, વિદ્યાદાનની બરોબરી નથી રત્નદાન કરી શકતું, વિદ્યાદાનની બરોબરી નથી ભૂમિદાન

કરી શકતું, વિદ્યાદાનની બરોબરી નથી અન્નદાન કરી શકતું, વિદ્યાદાનની બરોબરી નથી સર્વસ્વદાન કરી શકતું અને વિદ્યાદાનની બરોબરી નથી અભયદાન પણ કરી શકતું. જેણે વિદ્યાદાન દીધું, તેણે સર્વ પુણ્યકર્મો કીધાં, જેણે વિદ્યાદાન દીધું તેણે સર્વ ધર્મકૃત્યે કીધાં, જેણે વિદ્યાદાન દીધું તેણે સર્વ સત્કૃત્યો કીધાં, જેણે વિદ્યાદાન દીધું તેણે અસંખ્ય ગોદાન દીધાં, જેણે વિદ્યાદાન દીધું તેણે અસંખ્ય સુવર્ણદાન દીધાં, જેણે વિદ્યાદાન દીધું તેણે ક્રોડો રત્નનાં દાન દીધાં, જેણે વિદ્યાદાન દીધું તેણે સાગરપર્યંત પૃથ્વીનું દાન દીધું, જેણે વિદ્યાદાન દીધું તેણે ત્રણ લોક અથવા ચતુર્દશ ભુવનને ઉત્તમ અન્નપાનથી તૃપ્ત કીધાં, જેણે વિદ્યાદાન દીધું તેણે અસંખ્ય વાર સર્વસ્વદાન દીધાં, અને જેણે વિદ્યાદાન દીધું તેણે અનેક લોકોને અભયદાન આપ્યાં એમ હું માનું છું. વિદ્યાદાનનો મહિમા જેટલો કહીયે તેટલો ઓછો છે. વિદ્યાદાન કરવાની પ્રીતિ થવી અથવા વિદ્યાદાન કરવા તત્પર થવું એ કાંઈ ઓછાં પુણ્યોથી બનતું નથી. અનેક જન્મનાં પુણ્યો ભેળાં થાય ત્યારેજ વિદ્યાદાન આપવાની પ્રીતિ થાય છે. અને તેથી પણ વધારે પુણ્ય હોય છે ત્યારે વિદ્યાદાન આપવામાં તત્પર થવાય છે. એક પણ અક્ષર કોઇને શ્રદ્ધાપૂર્વક સ્નેહથી શિખવવામાં આવે છે તો તે અક્ષર આ લોકમાં અને પરલોકમાં કલ્પવૃક્ષરૂપ થઈ પડે છે, તો પછી વિદ્યાનું દાન તો કામદુધારૂપે થઈ પડે તેમાં શું આશ્ચર્ય? સુવર્ણોથી વિદ્યા મેળવી શકાતી નથી, રત્નોથી વિદ્યા મેળવી શકાતી નથી, પૃથ્વીથી વિદ્યા મેળવી શકાતી નથી, અન્નથી વિદ્યા મેળવી શકાતી નથી, સર્વસ્વ અર્પણથી વિદ્યા મેળવી શકાતી નથી, અને અભયપણાથી પણ વિદ્યા મેળવી શકાતી નથી. પણ વિદ્યાથી કરોડો તો શું પણ તેથી પણ વધારે સોના મોહોરો મેળવી શકાય છે, વિદ્યાથી અસંખ્ય રત્નો મેળવી શકાય છે, વિદ્યાથી સમુદ્ર પર્યંત પૃથ્વી પણ મેળવી શકાય છે, વિદ્યાથી અસંખ્ય લોકોને નિરંતર અન્ન આપવાની શક્તિ મેળવી શકાય છે, વિદ્યાથી સર્વસ્વ મેળવી શકાય છે તથા વિદ્યાથી પોતે અભય થવાયછે અને

બીજા અનેકને અભય કરી શકાય છે. ટુંકામાં હું તમોને એટલુંજ કહું છું કે આજસુધી તમે જે જે પુણ્યો કર્યાં છે અને કરો છો તેનુંજ ફળ એ છે કે તમારા મનમાં હજી પુણ્યકર્મ કાંઈ બીજુંજ છે અને તે કોઇ મહાત્માના મુખથી કેવામાં આવે તો ઓળખાય એવો તર્ક આવ્યો. જે સમયમાં તમને તેવો તર્ક થયો તેજ સમયમાં તમારી પાસે મને ખેંચી લાવનારાં પણ તેજ તમારાં પુણ્યકૃત્યો છે, અને જે કાંઈ પુણ્યકર્મ કાંઇ જુદું છે એમ તમે તર્ક કરતાં હતાં, તે પુણ્યકર્મ તે વિદ્યાદાનજ સમજવું. વિદ્યાદાનથીજ તમે અવશ્ય તમારા પ્રાણનાથને મળશો, માટે વિદ્યાદાનનું સત્કર્મ યાવજ્જીવિત આરંભો. હું સત્ય કહું છું કે તમારૂં કલ્યાણ કરનાર, તમારા પ્રાણનાથનું કલ્યાણ કરનાર અને તે અપ્સરાઓનું કલ્યાણ કરનાર આ લોકમાં અને પરલોકમાં વિદ્યાદાન વિદ્યાદાન અને વિદ્યાદાનજ છે. બીજું કાંઈ નથી. એટલું કહી ઉગ્રતપા મુનિ અકસ્માત્ અંતર્ધાન થઇ ગયા. રાણી શૈબ્યા અને રાણી માલવી આશ્ચર્ય પામી અંતર્ધાન થયેલા મુનિને પ્રણામ કરી તેના કરેલા અલભ્ય અને અમૂલ્ય ઉપદેશરૂપ ઉપકારનું વારંવાર સ્મરણ કરી તરતજ તેણે પોતાની રાજધાનીમાં પોતાનાં નગરોમાં અને પોતાનાં ગામડાઓમાં બાળકોનેમાટે અને કન્યાઓનેમાટે શાળાઓ ઉઘાડીને ઉત્તમોત્તમ વિદ્વાનોને તેની ઉપર અધ્યક્ષો રાખ્યા. ઉત્તમોત્તમ વૈદ્યોને વિદ્યાર્થિઓની તથા વિદ્યાગુરૂઓની સંભાળ રાખવા રાખ્યા, કલાકુશલ લોકોને વિદ્યાર્થિઓને કલા શિખવવા માટે રાખ્યા, પ્રત્યેક પાઠશાલાની પાસે વિદ્યાર્થિયોને ભોજનમાટે વિશાળ ભોજનશાળાઓ બંધાવી અને વિદ્યાર્થિયોને વિશ્રામ લેવાના સમયે વિનોદ થવા માટે પ્રત્યેક વિદ્યાલયપાસે વિચિત્ર વૃક્ષોવાળા નજરબાગ રચાવ્યા. તે તે વિદ્યાલયોમાં અનેક વિદ્યાર્થિયો આનંદથી અનેક પ્રકારની વિદ્યા ભણવા લાગ્યા. જેવી જેવી બાલકોની પાઠશાલાઓની સુંદર રચના હતી તેવી તેવીજ કન્યાઓની કન્યાશાલાઓની સુંદર રચના હતી. પુસ્તકશાળાઓ પણ જોનાર માણસોનાં મનને અને નેત્રને આનંદ ઉપજાવે તેવીજ સ્થાપી. તે તે પુસ્તકશાળામાં જઇ અનેક લોકો અનેક પ્રકારનાં જ્ઞાન

મેળવવા લાગાં. આ પાઠશાળાઓ માત્ર અંગદેશ અને બંગદેશનાજ મોટા નગરોથી માંડી નાના ગામડાંમાં સ્થાપી હતી એમ ન હતું, પણ પોતાના પ્રાણનાથના મિત્ર બંગદેશના પતિને ધર્મપત્ની નથી માટે તેનો ઉદ્ધાર કેમ થાશે, એમ ગણી બંગદેશમાં પણ નગરોમાં ને ગામડામાં વિદ્યાલયો પુસ્તકાલયો ને કન્યાશાળાઓ સ્થપાવી હતી. પ્રતિદિવસ પોતે વિદ્યાશાળાઓમાં અને કન્યાશાળાઓમાં જઇ દીકરાઓની અને દીકરીઓની પરીક્ષા લેવા માંડી. જેવી જેવી જેની વિદ્યા તે તે પ્રમાણે તેને ઇનામો (પારિતોષિક) વેંચવા માંડયાં. પુસ્તકાલયોમાં જે જે પુસ્તકો જોઈયે તે તે અપાવવા માંડયાં. એમ નોખા નોખા પોતાના દેશો, નોખાં નોખાં નગરો અને નોખનોખાં ગામડાઓમાં પોતાની સ્થાપેલી પાઠશાળાઓ અને કન્યાશાળાઓ તપાસવાનું કામ કરતાં એકાદ માસની નિવૃત્તિ આવે તો તે કોય વેળા બેય રાણીઓ ચંદ્રહાસની નગરીમાં નિર્ગમન કરે અને કોઇ વેળા તે રૂક્માંગદની નગરીમાં નિર્ગમન કરે. એમ કરતાં તે બેય રાણીઓનું વય વૃદ્ધ થઇ જવાથી શરીર જીર્ણ થઇ ગયાં, કાંને સાંભળવાની શક્તિ ક્ષીણ થાવા લાગી, આંખે દેખવાની શક્તિ ક્ષીણ થાવા લાગી, જીવ્હાયે બોલવાની શક્તિ ક્ષીણ થાવા લાગી, હાથે લખવા વિગેરે કામ કરવાની શક્તિ ક્ષીણ થાવા લાગી અને પગે ચાલવાની શક્તિ પણ ક્ષીણ થાવા લાગી પણ તેની વિદ્યાદાનપ્રત્યેની પ્રીતિ જરા પણ ક્ષીણ ન થઇ. તે તો દિવસે દિવસે વધતીજ ગઇ.

એ પ્રમાણે વિદ્યાદાનવિષે મન-વચન-કર્મથી તત્પર રહેલાં રાણી શૈબ્યા તથા રાણી માલવી ઘણીજ વૃદ્ધ અવસ્થાને પ્રાપ્ત થયા છતાં અને પોતાના પ્રાણપ્રિયવિષે કાંઈ પણ સમાચાર ન મળ્યા છતાં એઓના મનમાં વિદ્યાદાન કરવાવિષે કાંઈ પણ અનાદર થયેજ નહિ. ઉલટો પ્રતિ દિવસે એ બેયના અંતઃકરણમાં તો વિદ્યાદાનવિષે પ્રેમ વધારે વધારે વધતો ગયો અને એમજ નિશ્ચય થઈ ગયો કે ગમે તો આ જન્મમાં કે ગમે તો બીજા જન્મમાં પણ અમારૂં અને અમારા પ્રાણપ્રિયનું કલ્યાણ કરનાર આ એક વિદ્યાદાનજ છે. પોતાની માતા-

ઓની વૃદ્ધ અવસ્થા થવાથી ચતુર ચંદ્રહાસે અને રૂક્માંગદે નિરંતર તેની સાથેજ રેહેવા માંડયું અને રાજકાર્ય સઘળું પોતાના પ્રવીણ પ્રધાનોને સોંપી દીધું. એક દિવસે બંગદેશની રાજધાનીની નગરીમાં પ્રથમ બાલકોની પરીક્ષા લઈ આવીને કન્યાશાલાની પરીક્ષા લેવાનો મહારાણી શૈબ્યાએ આરંભ કર્યો. સર્વ કન્યાઓની સારી રીતે પરીક્ષા લેઇ પુસ્તક, વસ્ત્ર, અલંકાર વિગેરેનાં ઇનામો વેંચી પ્રથમ વર્ગની કન્યાઓ કે જેઓનો વિદ્યાભ્યાસ પૂર્ણ થયો હતો અને જેને વિવાહયોગ્ય વય હોવાથી પાઠશાલામાંથી રજા દેવાની હતી તેઓને રોકીને બીજી કન્યાઓને રજા આપી. બીજી કન્યાઓ કન્યાશાલાની બાહાર ગયા પછી પ્રથમવર્ગની કન્યાઓને સ્ત્રીધર્મનું સંપૂર્ણ જ્ઞાન આપવામાટે સતીધર્મ-વિષે ઉત્તમોત્તમ ભાષણ કરવા માંડયું. એ ધર્મસંબંધિ ભાષણની મધુરતા એવી હતી કે જે સાંભળતાં સર્વ કન્યાઓ ચિત્રમાં આળખેલી હોય તેવીજ થઇ ગઇ. મહારાણી માલવી, કુમાર રૂક્માંગદ અને કુમાર ચંદ્રહાસ જોકે જાણતા હતા કે માતાજી ઘણા વેગથી અને ઘણી વારથી ભાષણ કરે છે તેથી તેને બહુ શ્રમ પડે છે પરંતુ તે શ્રમને સહન કરે તેવું એનું શરીર નથી, તોપણ ભાષણમાં આ-વતા અલૌકિક રસનો સ્વાદ લેવાના લોભથી તેઓમાંથી કોય પણ એમ કહી શકયું નહીં કે આપ હવે આ ભાષણ ટુંકામાં સમાપ્ત કરો તો સારૂં, કેમકે આપને શ્રમ ઘણો પડે છે તે આ સમયમાં આપને સતીધર્મ ઉપર પૂર્ણ પ્રેમ હોવાથી જણાતો નથી પણ પરિણામે પછીથી ઘણો દુ:ખદાયક થઈ પડશે. કેવળ ભાષણ સાંભળવાના રસમાં જાણે પરા-ધીન હોય અને ચિત્રમાં જાણે આળખેલ હોય તેમ નિશ્ચલ અંગથી, નિશ્ચલ મનથી અને એકધ્યાને ભાષણ સાંભળ્યા કરતા હતા. મહારાણી શૈબ્યા ભાષણ કરતાં કરતાં છેવટ 'પુત્રિઓ! સ્ત્રિયોનું સંસારસર્વસ્વ, સ્ત્રિયોનું જીવિતસર્વસ્વ અને સ્ત્રિયોનું પરમ દૈવત પોતાનો પ્રાણપ્રિય, પ્રાણપ્રિય અને પ્રાણપ્રિયજ છે.' એ વાકયોની સમાપ્તિ થતાંજ પૃથ્વી ઉપર પડી ગયાં. તરતજ મહારાણી માલવીએ, કુમાર રૂક્માંગદે અને કુમાર

ચંદ્રહાસે પાસે આવી 'માતાજી! માતાજી! માતાજી!' ઇત્યાદિ શબ્દોથી બોલાવવા માંડયાં, ઘણા ઘણા ઉપચારો મૂર્છા ઉતારવાના કરવા માંડયા પણ તેના પ્રાણ તો પોતાના ભાષણના છેવટના શબ્દોની સાથેજ નીકળી ગયા હતા. જ્યારે એમજ નિશ્ચય થયો કે મહારાણી શૈબ્યાના શરીરમાં પ્રાણજ નથી ત્યારે ચંદ્રહાસ અને રૂક્માંગદ તથા સર્વ કન્યાઓ આંખમાંથી આંસુઓની ધારાઓ પાડતાં ઘણા ખેદથી હજી તો શુદ્ધ માતૃભક્તિદર્શક અને કરૂણાજનક વિલાપજ કરે છે તેટલામાં તો માલવીના પણ 'પ્રિયપુત્ર રૂક્માંગદ! પ્રિયપુત્ર ચંદ્રહાસ! હવે મારી છેલ્લી પ્રાર્થના એ છે કે વિદ્યાવૃદ્ધિનેમાટે, જે જે પાઠશાલાઓ અને જે જે કન્યાશાલાઓ સ્થાપી છે તેની સંભાળ લેતા રેહેજો. કારણ કે તમારૂં અજાણ્યું નથી કે, સર્વ પાપનું નિવારણ કરનાર, સર્વ દુઃખને દૂર કરનાર અને સર્વ પ્રકારનાં કલ્યાણનું કરનાર વિદ્યાદાન, વિદ્યાદાન અને વિદ્યાદાનજ છે.' એમ કહેતાં કહેતાંજ પ્રાણ ઉડી ગયા. આવી રીતે બેય માતાઓના એકજ સમયે પ્રાણ જવાથી રાજકુમાર ચંદ્રહાસ અને રાજકુમાર રૂક્માંગદના અંતઃકરણમાં માતાના વિયોગના દુઃખનો પારજ રહ્યો નહિ. કારણકે માતાપિતાનો જે પ્રેમ બાલકો પ્રત્યે હોય છે તેની હજારમી પાંતિયે પણ બરાબરી ધરાવી શકે તેવો પ્રેમ જગતમાં બીજા કોયનો જોવામાં આવતો નથી. માતાપિતા સંતાનમાટે જે કાંઇ કરેછે તે બીજા કોણથી થઇ શકવાનું છે? માતાપિતા સંતાનમાટે જે જે દુઃખો સહન કરેછે તે બીજા કોણથી સહન થઇ શકવાનાં છે? અને માતાપિતા સંતાનનું જે જે કલ્યાણ ઇચ્છે છે તે બીજા કોણથી ઇચ્છી શકાય છે? જો કે માતા અને પિતા, એ સંતાનોએ પરમ દયાળુ પરમેશ્વરની તુલ્ય ગણી સમાનભાવથી પૂજવા યોગ્ય છે; સર્વ પ્રાણી પોતાની માતાનો જેટલો અને જેવો આભારી છે તેટલો અને તેવોજ પોતાના પિતાનો પણ આભારી છે; સર્વ પ્રાણી જેટલો અને જેવો માતાની મમતાનું પાત્ર છે તેટલો અને તેવોજ પિતાની મમતાનું પાત્ર છે અને સર્વ પ્રાણી જેટલો અને જેવો માતારૂપ છત્રની છાયાથી તાપરહિત રહેછે તેટલો અને

તેવોજ પિતારૂપ છત્રની છાયાથી તાપરહિત રહે છે; તોપણ પોતાનાં સંતાન પ્રત્યે માતાનો ઉપકાર કાંઇ જુદાજ પ્રકારનો હોય છે. માતાની મમતા કાંઇ જુદાજ પ્રકારની હોય છે, માતાની છાયા કાંઇ જુદાજ પ્રકારની હોય છે, માતાની પ્રીતિ કાંઇ જુદાજ પ્રકારની હોયછે, માતાની કૃપા કાંઇ જુદાજ પ્રકારની હોય છે, અને માતાની વાહાલપ કાંઇ જુદાજ પ્રકારની હોયછે. જ્યારે માતાના ઉપકારો, માતાની મમતા, માતાની છાયા, માતાની પ્રીતિ, માતાની કૃપા અને માતાની વાલપ પવિત્ર પિતાજીમાં પણ નથી જોવામાં આવતી ત્યારે પછી બીજાં સંબંધિયોમાં તો માતાની વાલપનો હજારમો ભાગ પણ ક્યાંથી જોવામાં આવે? માતાને પોતાનાં સંતાનનું મુખ દેખી જે હર્ષનાં આંસુડાં આવેછે તે બીજા કોને આવશે? માતાને પોતાનાં સંતાનમાટે જે ચિંતા થાય છે તે બીજા કોને થાશે? માતાને પોતાનાં સંતાનનો ઉદય જોવામાં જે આતુરતા રહે છે તે બીજા કોને રેહેશે? માતા પોતાના સંતાનને જેવી રીતે અમૃતની દૃષ્ટિથી જુવે છે તેવી રીતે બીજું કોણ જોશે? અને માતા જેવી રીતે પોતાના સંતાનનાં સુખે સુખી અને દુઃખેં દુઃખી થાયછે તેવું બીજું કોણ થશે? કોઇજ નહિં. કેટલીક માતાઓ પોતાનાં સંતાનના કલ્યાણ માટે ઉપવાસ કરતી જોવામાં આવે છે, કેટલીક માતાઓ પોતાનાં સંતાનના સુખને અર્થે એકટાણું જમતી જોવામાં આવે છે, કેટલીક માતાઓ પોતાનાં સંતાનના હિતને માટે અનેક પ્રકારના નિયમો પાળતી જોવામાં આવેછે, કેટલીક માતાઓ પોતાનાં સંતાનના શ્રેય સારૂ અનેક પ્રકારનાં દુઃખ વેઠતી જોવામાં આવછે, કેટલીક માતાઓ પોતાનાં સંતાનનો અભ્યુદય થવા સારૂ સર્વ સુખોનો ત્યાગ કરી જીવીતનું નિર્ગમન કરતી જોવામાં આવે છે અને ઘણી ઘણી માતાઓ તો પોતે પોતાના પ્રાણ ખોઇને પણ પોતાનાં વહાલાં સંતાનનું પ્રિય અને હિત કરતી જોવામાં આવેછે. આમ માતાનો પ્રેમ કાંઇ એક મનુષ્યનીજ જાતમાં છે તેમ નથી, પણ પ્રાણિમાત્રમાં માતાનો પ્રેમ અધિક છે. પશુ અને પક્ષિયોને પણ માતાજ

પાલન કરે છે. દૂર ફરી ફરી પોતે ન ખાતાં દાણાના કણ ચાંચમાં રાખી માતાજ બચ્ચાંની ચાંચમાં નાંખે છે. પશુઓમાં પણ પોતાના બાલકોને માટે બીજાઓને દૂર રાખવા પશુજાતિની માતાઓ વેગથી મારવા દોડે છે, આવો પ્રેમ એ પ્રાણીઓમાં છે ત્યારે મનુષ્યજાતની માતાઓ એવો પ્રેમ રાખે તેમાં શી નવાઇ ? માઘ માસની અસહ્ય ટાઢમાં ભિનામાં પોતે સુઈને સંતાનને કોરામાં સુવારનાર પણ માતા છે. પોતે કડવાં ઔષધોનું પાન કરી સંતાનને સારૂં કરનાર પણ માતા છે, અને પોતે ક્ષુધા તૃષા સહન કરી સંતાનને સારૂં સારૂં ખવરાવનાર પણ માતા છે. એમ માતાની વાલપવિષે જે બોલિયે તે ઓછું છે. માતાની માયાળુતાવિષે બોલવા બેસિયે તો ગ્રંથોના ગ્રંથો લખાય તો પણ પાર આવે નહિ. એવી એવી માતાની માયાળુતાને ભૂલી જઇને, માતાની પ્રીતિને વીસારીને, માતાની પોતા ઉપરની ચિંતાને ન જોઇને, માતાની પોતા ઉપરની અમૃતદૃષ્ટિને ન ગણીને, માતાએ પોતા ઉપર કરેલા ઉપકારને અળગા મૂકીને, માતાએ પોતા માટે સહન કરેલાં દુઃખોને ન સંભારીને, અને ટુંકામાં માતાના લાખો કે કરોડો ગુણોમાંથી એક પણ ગુણ ઉપર નજર ન કરીને કેટલાક કુપુત્રો પોતાના કૃતઘ્ની. ક્રૂર અને મૂર્ખ સમવય મિત્રોને આધીન થઈને, કેટલાક કુપુત્રો પોતાની નિર્લજ્જ નીચ અને અદેખી અર્દ્ધાગનાને આધીન થઇને, કેટલાક કુપુત્રો સર્પ જેવા બેજીભા વાંકી ચાલવાળા અને છિદ્રનેજ ગોતવાવાળા ચાડીયા લોકોને આધીન થઇને, કેટલાક કુપુત્રો કામને આધીન થઇને, કેટલાક કુપુત્રો ક્રોધને આધીન થઇને, કેટલાક કુપુત્રો લોભને આધીન થઇને, કેટલાક કુપુત્રો મોહને આધીન થઇને, કેટલાક કુપુત્રો તનના મદને આધીન થઇને, કેટલાક કુપુત્રો ધનના મદને આધીન થઇને, કેટલાક કુપુત્રો ઇર્ષ્યાને આધીન થઇને, કેટલાક કુપુત્રો ગર્વને આધીન થઇને, કેટલાક કુપુત્રો અભિમાનને આધીન થઈને, કેટલાક કુપુત્રો પારકી પ્રેરણાને આધીન થઇને, કેટલાક કુપુત્રો પોતાની મૂર્ખતા, પોતાની અજ્ઞાનતા, અને પોતાનીજ મૂઢતાને આધીન થઇને પોતે કૃતઘ્ની.

થઇ બેસે છે. નથી માતાને વંદન કરતા, નથી માતાને પૂજ્ય ગણુતા, નથી માતાને માન્ય ગણુતા અને નથી માતાને કોયપણુ પ્રકારથી સંતોષ ઉપજાવતા. સંતોષ ઉપજાવવાની વાત તો દૂર રહી પણ ઉલટાં માતાને અનેક પ્રકારના ક્લેશજ આપવા ભેઠ બાંધે છે. આવા ક્રૂર, અને કૃતઘ્ની કુપુત્રોનો શું કોઈ દિવસ જય થવાનો? શું કોય દિવસ યશ વધવાનો? શું કોય દિવસ અભ્યુદય થવાનો? શું કોય દિવસ તેઓ લક્ષ્મીવાન્ થાવાના? શું કોય દિવસ તેઓ કીર્તિમાન્ થવાના? શું કોય દિવસ તેઓ આનંદમગ્ન રેહેવાના? કદી નહીં. નથી તેવા કુપુત્રોને આ લોકનું સુખ પ્રાપ્ત થાતું, તેમ નથી તેવા કુપુત્રોને પરલોકનું સુખ પ્રાપ્ત થતું. કેવળ આ લોકમાં અસંખ્ય અપકીર્તિના ખજાના ભરી લોક સર્વેનો તિરસ્કાર, ધિક્કાર અને અનાદરને સાથે લઇ પરલોકમાં પશ્ચાત્તાપનું પાત્ર થઈ નરકની વેદનાઓના અનુભવ કરનારાજ થઇ પડે છે. જેમ પૃથ્વીમાં કેટલાક કુપુત્રો જોવામાં આવે છે તેમ કેટલાક સુપુત્રો પણ જોવામાં આવેછે કે જેઓ માતાપિતાનેજ પરમ દૈવત માનતા હોય છે, જેઓ માતાપિતાનેજ સંસારસર્વસ્વ માનતા હોય છે અને જેઓ માતાપિતાનેજ જીવિતસર્વસ્વ માનતા હોય છે. જેટલો અંધકારમાં અને તેજમાં અંતર છે, જેટલો રાહુંમાં અને ચંદ્રમાં અંતર છે, અને જેટલો ઝેરમાં અને અમૃતમાં અંતર છે, તેટલોજ કુપુત્રોમાં અને સુપુત્રોમાં અંતર છે. સુપુત્રરૂપ રત્નોને જન્મ આપવાથીજ માતાઓ રત્નગર્ભા કેહેવાય છે. જો સૂક્ષ્મ દૃષ્ટિથી જોઇયે તો કુપુત્રને પુત્ર એવું નામજ આપવું ઘટતું નથી, કેમકે પુ એવું નરકનું નામ છે ને તે નરકથી જે રક્ષા કરે તે પુત્ર કેહેવાય છે. આ અર્થ પ્રમાણે સુપુત્ર તો પોતાનાં સારાં આચરણોથી પોતાનાં માતાપિતાની નરકથી રક્ષા કરી શકે માટે પુત્ર એ નામને યોગ્ય છે પણ કુપુત્રો તો ઉલટા પોતાનાં કુકર્મોથી પોતાનાં માતપિતાને નરકથી રક્ષા કરવાને બદલે નરકમાં નાખનારા થઈ પડે છે, તેઓ પુત્ર એવાં પવિત્ર નામને કેમજ યોગ્ય ગણાય? એઓને તો તેઓનાં માતાપિ-

નાના શરીરમાંથી થએલા માણસના આકારવાળા કીડાજ કેહેવા જોઇયે. સુપુત્રોથી કુળ શોભે છે, સુપુત્રોથી વંશ શોભે છે, સુપુત્રોથી જ્ઞાતિ શોભે છે, સુપુત્રોથી જાતિ શોભે છે, સુપુત્રોથી ઘર શોભે છે, સુપુત્રોથી શેહેર શોભે છે અને સુપુત્રોથી આખો દેશ શોભે છે; તેમજ કુપુત્રોથી કુલને દૂષણ લાગે છે, કુપુત્રોથી વંશને દૂષણ લાગે છે, કુપુત્રોથી જ્ઞાતિને દૂષણ લાગે છે, કુપુત્રોથી જાતિને દૂષણ લાગે છે, કુપુત્રોથી ઘરને દૂષણ લાગે છે, કુપુત્રોથી શેહેરને દૂષણ લાગે છે અને કુપુત્રોથી આખા દેશને દૂષણ લાગે છે; એવી રીતે જગતમાં કુપુત્ર અને સુપુત્ર એવા બે ભાગ છે. રાજકુમાર રૂક્મગાંદ અને કુમાર ચંદ્રહાસ સુપુત્રની પંક્તિના શિરોમણિરૂપ હતા. એ બન્ને રાજકુમારોથી તેઓનાં બેયનાં કુળ શોભતાં હતાં, એ બન્ને રાજકુમારોથી તેઓની નગરી શોભતી હતી, એ બન્ને રાજકુમારોથી તેઓના દેશ શોભતા હતા. એઓમાં માતૃભક્તિ સંપૂર્ણ હતી, પિતૃભક્તિ પરિપૂર્ણ હતી, વિદ્યા, વિવેક, વિનય, દયા, શૌર્ય અને ઔદાર્ય તો એઓમાં અપ્રતિમ હતાં. ટુંકામાં જે જે સદ્‌ગુણો જગતમાં ગણાય છે તે સર્વના તે બેય રાજકુમારો ભંડારરૂપ હતા. એટલુંજ નહિ પણ ઈશ્વરકૃપાથી તેઓને કૃતઘ્ની અને ક્રૂર સમવયમિત્ર મળ્યા ન હતા કે જેને આધીન થઈ તેઓ માતાજીની માયાળુતાને ભૂલી જાય; તેઓને પૂર્વનાં પુણ્યોથી નિર્લજ્જ નીચ અને અદેખી કુભાર્યા ન હોતી મળી કે જેના ભમાવવાથી તેઓ ભમીને માતાઓના ગુણોને વિસારી મૂકે; તેઓનાં સારાં ભાગ્યે ચાડીયા લોકો તેઓ પાસે આવીજ ન શકતા કે જેઓનાં વચનથી તેઓ માતાઓના ઉપકારોને અળગા મૂકે; તેઓ ગુરૂજનની કૃપાથી કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, તનમદ, ધનમદ કે યૌવનમદને કોઇપણ સમયે આધીન થાતાજ નહિ કે જેથી તેઓ માતાઓના અપાર ઉપકારને ન ગણે, માતાઓનાં અનુપમ વાલપણાને વિસારી દે કે માતાઓની અદ્‌ભુત પ્રીતિને ચુકી જાય. તેઓને તો માતાઓનાં અકસ્માત્ વજ્રપાત જેવાં મરણથીજ જગત્ જંગલ જેવું દેખાવા લાગ્યું, સંસાર

શૂન્ય જેવો દેખાવા લાગ્યો અને જીવિત ભારરૂપ થઇ પડયું. પ્રથમ તો સ્તબ્ધ જેવા થઇ રહી, પછીથી આંખમાંથી આંશૂડાંની ધારાઓ પાડતા કરૂણા ઉપજાવે તેવા નીચે પ્રમાણે વિલાપ કરવા લાગ્યા.

'સ્નેહમય અંતઃકરણવાળાં હે માતા માલવિ! અને હે માતા શૈબ્યા! અમે અનાથને છોડીને આપ અકસ્માત્ ક્યાં પધારો છો? આપનાં નેત્રકમલ ઉઘાડીને આપના એ પુત્રને અને આ આપની ધર્મપુત્રીઓને દયાભરેલી દૃષ્ટિથી થોડીક વાર પણ જુવો. આ સમયે આપનું અમારી ઉપરનું વાહાલપણું ક્યાં જતું રહ્યું? આ સમયે આપની નિરંતર ઉદયપામતી દયા ક્યાં જતી રહી? કે આપના પુત્રને અને પુત્રીઓને આપ જોતાં પણ નથી. અથવા આપ આંખો વીંચી ગયાં છો તે યોગ્યજ છે કેમ કે કૃતઘ્ની અને પાપી અમે આપની પવિત્ર દૃષ્ટિના પાત્ર નથી. હે માતાઓ! આ સમયે અમારાં દુર્ભાગ્યરૂપ ઝેરી લતાઓ ફુલી ચુકી કે જેથી આપના ચરણકમળનો વિયોગ અમને થયો. આ સમયે અમારાં પુણ્યરૂપ કલ્પવૃક્ષ સુકાઇ ગયાં, આ સમયે અમારાં પાપરૂપ ઝેહેરના ઝાડનો અંકુર પુષ્ટ થયો અને આ સમયે અમારી ભાગ્યસંપત્તિ ક્ષીણ થઇ કે જેથી આપ બેય સ્વર્ગમાં પધારો છો. માતાજી! અમે એમજ માનિયે છિયે કે ભાગ્યશાલિનાંજ શરીરો અને ઘરો પુણ્યશીલ માતાઓથી શોભા પામેલાં હોય છે. અરે હાય! આપ બેયનું સતીલોકમાં પ્રયાણ થવાથી સીમા વગરની અને વર્ણવી ન શકાય તેવી વાહાલપ તો આ સમયે નાશ પામી. આ સમયે મંદ ભાગ્યવાળા અને દૂરથી ઘેર આવેલા અમોને હર્ષનાં આંસુથી ભરેલી દૃષ્ટિથી તરત કોણ જોશે? અરે હાય! આ સમયે અમારો અભ્યુદય દેખીને કે અમારો સારો યશ સાંભળીને આપવિના બીજા કોના મનમાં અમંદ આનંદ ઉત્પન્ન થશે? 'મારો વાલો પુત્ર ચંદ્રહાસ કુશળ હશે? મારો વાલો પુત્ર રૂક્માંગદ કુશળ હશે?' એવી રીતે અમારી ચિંતા હાય હાય હવે કેને થશે? અમને ભૂખ્યા દેખીને, અમને તરસ્યા દેખીને અને અમને દુ:ખી સાંભળીને

હે માતાજી! આ સમયે આપવિના કેનું ચિત્ત ચિંતાતુર થાશે? આપે આ સમયસુધી અમારે વિષે એટલું બધું નિઃસિમ અને નિર્મળ માયાળુપણું રાખેલ છે કે જેની તુળનાજ થઇ શક્તી નથી, અરે હાય! હવે તે માયાળુપણાનો હજારમો ભાગ પણ શું અમે ક્યાંય દેખશું? 'હે વત્સ! હે વત્સ! હે પુત્ર! હે પુત્ર! આંહી આવો' એવી સ્નેહવાળી અને મધુર વાણી હાય હાય! શું હવે સ્વપ્નમાં પણ સાંભળશું? કન્યાશાળામાં ભણતી બાળક કન્યાઓને નિરંતર પરીક્ષા લઇ હવે ઇનામો (પારિતોષિક) કોણ આપશે? માતાજી! આપે પ્રતિક્ષણ જે જે અમારી ઉપર અસંખ્ય ઉપકારો કરેલ છે તેના અનૃણી અમે કલ્પ જેટલું આયુષ્ય હોય તોપણ શું થઇ શકશું? કદી નહીં, હે માતાજી! આપ બેયવિના અમને આ સમયે અમારો દેશ શૂન્ય લાગે છે, અમારી નગરી શૂન્ય લાગે છે, દશે દિશાઓ શૂન્ય લાગે છે અને સર્વ જગત્ પણ શૂન્ય લાગે છે. આપની આવી દશા દેખીને પણ અમારાં હૃદય ફાટી જતાં નથી માટે અમે અતિ કૃતઘ્નીજ છીએ. અમારા વિલાપોને અને અમારાં ખોટાં આંસુડાંઓને ધિઃકાર છે. હે માતાજી! જગતમાં અમારી બરોબર કૃતઘ્ની બીજા કોઇ નથી, અને આપ જેવાં કોઇ ક્ષમાવાન્ નથી. માતાજી! આપ બેય માતાજીરૂપ ચિન્તામણી અદૃશ્ય થવાથી અમારાં મંદભાગ્યે અમારૂં સર્વસ્વ નાશજ પામ્યું. જ્યાંસુધી અમે અમારા કર્મયોગથી સંસારમાં જન્મ પામિયે ત્યાંસુધી ઈશ્વરકૃપાથી જન્મે જન્મે આપજ અમારાં માતા અને આપનાજ અમે પુત્ર થઈયે એવું માગિયે છીએ.' એમ બોલતાં બોલતાં ચંદ્રહાસ અને રૂક્માંગદ મૂર્ચ્છિત થઈ માતાના વિયોગદુઃખથી પૃથ્વી ઉપર પડી ગયા. મૂર્ચ્છિત થઇ પડી ગયેલા બેય રાજકુમારને દેખી પોતાના સહોદર ભાઈને મૂર્ચ્છા આવવાથી જેટલું દુઃખ થાય તેથી પણ વધારે કન્યાશાળાની કન્યાઓને અંતઃકરણમાં દુઃખ થવા લાગ્યું અને સર્વ એકઠાં થઇ આંખમાંથી આંસુડાંની ધારાઓ વર્ષાવતાં તે રાજકુમારની મૂર્છા ઉતરવાનું પ્રયત્ન કરવા લાગાં. ઘણીવારે

બેય રાજકુમારોએ મૂર્છાથી જાગૃત થઇ કન્યાશાળાની કન્યાઓનો ઉપકાર માની સર્વને ધારણા દીધી કે, 'જો કે અમારા માયાળુ માતાજીનો અકસ્માત્ કૈલાસવાસ થવાથી અમારૂં અંતઃકરણ અતિવ્યગ્ર થઇ ગયેલ છે તે કારણથી વધારે બોલવાની શક્તિ નથી તોપણ અમે ટુંકામાં એટલું તો કહીએ છીએ કે આપણા સર્વ દેશમાં, નગરોમાં અને ગામડાંઓમાં જે જે માયાળુ માતાજીએ વિદ્યાલય પુસ્તકાલય અને કન્યાશાળાઓ સ્થાપેલ છે, તે તે વિદ્યાલયો તે તે પુસ્તકાલયો અને તે તે કન્યાશાળાઓ યાવત્જીવિત અમારે રાખવી છે, એટલુંજ નહિ પણ અમારા વંશજો પણ કોય દિવસ વિદ્યાલય પુસ્તકાલય અને કન્યાશાળાનું કામ બંધ કરશેજ નહિ માટે કોઇપણ અધ્યક્ષે કોઇપણ શિક્ષકોએ, કોઇપણ વિદ્યાર્થિયે કે કોઈપણ કન્યાયે માયાળુ માતા માલવીના અને પવિત્ર માતા શૈબ્યાના આ કૈલાસવાસથી નિરાશ થવું નહિ. જ્યાંસુધી અમે છિયે અને જ્યાંસુધી અમારા વંશજો રાજ્યકર્ત્તા હશે ત્યાંસુધી કદીપણ આ માયાળુ માતાજીનાં બાંધેલ શુભકાર્યો બંદ પડશેજ નહિ એવાત નિઃસંદેહ જાણવી.' એમ કહી પોતાની માતાઓનાં શબને સુવર્ણની પાલખીમાં બેસાડી કુમાર ચંદ્રહાસ અને કુમાર રૂક્માંગદ અંતે પાલખીને ખંભે લઇ રાજરીતિપ્રમાણે સ્મશાનમાં લઇ જઇ ચંદનનાં કાષ્ટથી ચિતા ખડકી તેમાં અગ્નિ પ્રજ્વલિત થયો એટલે બેય માતાઓનાં પવિત્ર શરીરની તેમાં આહુતિ કરી ઘણો વિલાપ કરી પાછા રાજદ્વારમાં આવ્યા. પવિત્ર કુમાર ચંદ્રહાસને અને રૂક્માંગદને પોતાની માતાઓનો વિયોગ દુઃખદાયક થાય એમાં તો આશ્ચર્યજ શું? પણ વિદ્યાલયના અધ્યક્ષ અને વિદ્યાલયના વિદ્યાર્થિઓ પુસ્તકાલયના અધ્યક્ષો અને પુસ્તકાલયના પુસ્તક વાંચનારાઓ, કન્યાશાળાના અધ્યક્ષો અને કન્યાશાળાઓની કન્યાઓ, એ સર્વને જો કે પવિત્ર પિતાજી અને માયાળુ માતા, વિદ્યમાન હતાં અને તેના વિયોગનું લેશ પણ દુઃખ ન હતું તોપણ મહારાણી માલવી અને શૈબ્યાના અકસ્માત્ કૈલાસવાસ થવાથી તેઓને પોતાની જનેતા માતાના મરણથી જેટલું દુઃખ થયા

કે પવિત્ર પિતાજીના મરણથી જેટલું દુઃખ થાય તેથી પણ અધિક દુઃખ થવા લાગ્યું. એ સર્વને અતિ અસહ્ય દુઃખમાં, અપાર ઉદાસીમાં અને સીમા વગરના ખેદમાં વર્ષોનાં વર્ષો વીતિ ગયાં પણ તેઓનાં મનમાં મહારાણીના સ્નેહનું વિસ્મરણ થયું નહિ, તેઓનાં શોકાશ્રુ શુકાયાં નહિ અને તેઓનો મહારાણીના મરણથી થયેલો ખેદ જરા પણ ક્ષીણ થયો નહિ." એટલું કહી મહાદેવજી હસીને બોલ્યા કે "વામદેવ ! કથારસ કાંઇ જુદોજ છે. જુવોને કથારસના પ્રસંગથી હું બીજા પ્રસંગમાં ઉતરી ગયો છું, પણ કેહેવાનું એજ છે કે આ બિલાડો એક દેવ હતો તેમાંથી પોતાનાંજ અવિચારીપણાને લીધે મનુષ્યપણાને પામીને કાંઇ સારાં ભાગ્યે કલિંગ દેશનો રાજા ચિત્રસેન થયો અને તેટલાથી તેને પોતાનાં કૃત્યનો પશ્ચાતાપ ન થયો તો તે રાજપણાંથી ભ્રષ્ટ થઇ એક બિલાડાના અવતારમાં પોતાનાં કૃત્યોનો અનુભવ કરે છે."

એ પ્રમાણે કહીને ભક્ત વત્સલ ભગવાન્ સદાશિવ બોલતા રહી જતાં વામદેવે હાથ જોડી પ્રાર્થના કરી કે 'પરમ દયાળુ પરમેશ્વર ! આપના મુખકમળથી આ હીનભાગ્ય બિલાડાના પૂર્વજન્મનું વ્રતાંત સાંભળતાં અંતર્ગત અનેક પ્રકારના સદુપદેશનો લાભ મને મળ્યો છે. હવે અંગદેશના અને બંગદેશના રાજાઓનું અને તેણે ઉગ્રતપાનું અહિત કરવા માટે મોકલેલી અપ્સરાઓનું શું થયું? તેમજ કુલીન અને પતિવ્રતા મહારાણી શૈબ્યા અને માલવીએ પરમશ્રદ્ધાથી કરેલાં અતિ ઉત્તમ વિદ્યાદાનનું કાંઇ પણ ફળ તેને પ્રાપ્ત થયું કે નહિં ? એ જાણવાને મારૂં મન ઉત્કંઠા કરે છે. તે સાથે તે ત્રણ રાજાઓ અને તે ત્રણ અપ્સરાઓ, દેવલોકના નિવાસીઓમાં પ્રખ્યાત દેવો અને દેવકન્યાઓ છતાં તેઓના મનની પ્રવૃત્તિ ઉગ્રતપા જેવા ઉત્તમ મુનિનું અહિત કરવામાં કેમ બંધાણી એ જાણવામાટે પણ મારૂં મન અતિ આતુર છે. માટે મને પોતાનો ગણી જેમ આટલું વ્રત્તાંત સંભળાવ્યું તેમજ હવે પછીનું પણ સંભળાવવા કૃપા કરશો.' વામદેવનાં આ પ્રમાણે વચન સાંભળી સદાશિવ હશીને બોલ્યા કે વામદેવ ! સૂક્ષ્મદૃષ્ટિએ

જોતાં દેવલોક, ભૂલોક કે પાતાળલોક એ કલ્પના સત્ય છે પરંતુ દેવલોકના રેહેવાસી દેવો સાત્વિક મનોવૃત્તિવાળાજ હોય, ભૂલોકના નિવાસી મનુષ્યો રજોગુણી વૃત્તિવાળાજ હોય, અને પાતાલના નિવાસી દૈત્ય દાનવ કે રાક્ષસો તમોગુણી વૃત્તિવાળાજ હોય એમ માનવું એ અનુભવથી વિરૂદ્ધ જણાય છે. માટે ગુણની વૃત્તિઉપરજ દેવ દાનવ અને માનવપણાનો આધાર રહ્યો છે. પાતાળમાં રેહેનારો પણ જે પુરૂષ નિરંતર સત્વગુણી વૃત્તિવાળો રેહેતો હોય તો તેને આપણે દેવજ ગણવો જોઈએ અને ભૂલોકનો રેહેવાસી પણ જે પુરૂપ નિરંતર સત્વગુણી વૃત્તિવાળો રેહેતો હોય તો તેને પણ આપણે દેવજ ગણવો જોઇએ. તેમજ દેવલોકનો રેહેવાસી અને પાતાળનો રેહેવાસી જે પુરૂષ નિરંતર રજોગુણી વૃત્તિવાળો રેહેતો હોય તો તેને આપણે મનુષ્યજ જાણવો જોઇએ અને દેવલોકનો રેહેવાસી પણ જે પુરૂષ નિરંતર તમોગુણી વૃત્તિવાળો રેહેતો હોય તો તેને દૈત્ય કે દાનવ ગણવો જોઇએ. ટુંકામાં ગમે તે લોકનો નિવાસી હોય અને ગમે તે જાતિનો હોય પણ જે સમયે તેના અંતઃકરણમાં શુદ્ધ સત્વગુણનો પ્રકાશ પ્રસરી રહે છે તે સમયે તે દેવજ છે, જે સમયે રજોગુણની પ્રબળતા તેના અંતઃકરણમાં ફેલાય છે તે સમયે તે મનુષ્યજ છે અને જે વેળાએ તેના અંતઃકરણને પ્રબળ તમોગુણ પરાધીન કરી નાખે છે ત્યારે તે દૈત્ય, દાનવ કે રાક્ષસજ છે એમ માનવું જોઇએ. જો એમ ન હોય તો અમર લોકોના અધિપતિ ઈંદ્રનું અને તારાગણના શિરોમણિ ચંદ્રમાનું પણ જે કાંઇ દુરાચરણ સાંભળવામાં આવે છે એ શું દેવલોક જેવા પવિત્ર સ્થળના નિવાસને ઘટિત છે? એ શું એના અતિ ઉત્તમ દેવપણાને સંભવે છે અને એ શું દેવતાઓના સત્વગુણી સ્વભાવને યોગ્ય છે? કદિ નહિ. જેમ પુરૂષોવિષે તેમજ તે તે લોકની સ્ત્રિયોવિષે જાણવું જોઇએ. આ ઉપરથી દેવલોકના નિવાસી અને દેવ છતાં તેઓની વૃત્તિ તેથી વિપરીત કેમ હોય એવું આશ્ચર્ય તમારા મનમાંથી દૂર થયું હશે. દેવતાઓ પણ જ્યારે જ્યારે તમોગુણી વૃત્તિને આધીન થાય છે ત્યારે ત્યારે જે જે કૃત્યો કરે છે તે તે ઓછી નિંદાનાં પાત્ર

હોતાં નથી. તેમજ પાતાલવાસી તમોગુણી સ્વભાવવાળાઓ અને મર્ત્યલોકના નિવાસી મનુષ્યો પણ જ્યારે જ્યારે સત્વગુણી વૃત્તિને આધીન થઈને જે જે કૃત્યો કરે છે તે તે ઓછી સ્તુતિનું પાત્ર હોતાં નથી. માટે ઉત્તમ કૃત્ય કે અધમ કૃત્ય કરવાનો આધાર ગુણની વૃત્તિઉપર રહેલો છે અને ગુણની વૃત્તિ પ્રબલ નિર્બલ થવાનો આધાર સંગઉપર રહેલો છે. જેમ જેમ સત્સંગ થાતો જાય છે તેમ તેમ સત્વગુણી વૃત્તિની પ્રબલતા થાતી જાય છે અને જેમ જેમ સત્વગુણી વૃત્તિની પ્રબલતા થાતી જાય છે તેમ તેમ ઉત્તમ કૃત્યો થાતાં જાય છે. તેમજ જેમ જેમ દુ:સંગ વધતો જાય છે તેમ તેમ રજોગુણી અને તમોગુણી વૃત્તિ વધતી જાય છે ને જેમ જેમ રજોગુણી અને તમોગુણી વૃત્તિ વધેછે તેમ તેમ અધમ અને નીચ કૃત્યો વધતાં જાય છે. માટે દેવ, દનૂજ, મુનિ, માનવ, કે કોય પણ પ્રાણિનું કલ્યાણ થવાનું મુખ્ય સાધન જેમ સત્સંગ છે તેમ અકલ્યાણ થવાનું મુખ્ય સાધન દુ:સંગ છે. દુ:સંગ એ એક અનેક પાપનો પરિણામ છે, દુ:સંગથી ઘણા ઘણા દેવતાઓ દેવપણાથી ભ્રષ્ટ થયા છે, દુ:સંગથી ઘણા ઘણા દાનવો દીનતાને પ્રાપ્ત થયા છે, દુ:સંગથી ઘણા ઘણા મુનિયો માનથી ભ્રષ્ટ થયા છે, દુ:સંગથી ઘણા ઘણા તપ:સ્વીયો તપથી ભ્રષ્ટ થયા છે, દુ;સંગથી ઘણા ઘણા યોગિયો યોગથી ભ્રષ્ટ થયા છે, દુસંગથી ઘણા ઘણા મહાત્માઓ મહાત્મપણાથી ભ્રષ્ટ થયાછે, દુ:સંગથી ઘણા ઘણા બુદ્ધિમંતો બુદ્ધિથી ભ્રષ્ટ થયાછે, દુ:સંગથી ઘણા ઘણા વિદ્વાનો વિદ્વાન્પણાથી ભ્રષ્ટ થયાછે, દુ:-સંગથી ઘણા ઘણા વિવેકિયો વિવેકથી ભ્રષ્ટ થયાછે, દુ:સંગથી ઘણા ઘણા જીતેંદ્રિયો જીતેંદ્રિયપણાથી ભ્રષ્ટ થયાછે, દુ:સંગથી ઘણા ઘણા નીતિમંતો નીતિથી ભ્રષ્ટ થયાછે, દુ:સંગથી ઘણાઘણા સિદ્ધો સિદ્ધિથી ભ્રષ્ટ થયાછે, દુ:સંગથી ઘણા ઘણા રાજાઓ રાજ્યથી ભ્રષ્ટ થયાછે, દુ:સંગથી ઘણા ઘણા સુશીલ પુરૂષો સુશીલથી ભ્રષ્ટ થયાછે અને દુ:સંગથી ઘણી ઘણી પવિત્ર પતિવ્રતાઓ પણ પોતાનાં અપ્રતિમ પતિવ્રતથી ભ્રષ્ટ થયેલ છે. દુ:સંગ થવો એ એક મંદભાગ્યનું ચિન્હ છે,

દુ:સંગ થવો એ એક દુર્બલ દશા આવવાનું નિમિત્ત છે, દુ:સંગ થવો એ એક આપત્તિ આવવાનું દ્વાર છે, દુ:સંગ થવો એ એક અભ્યુદયને અસ્ત થવાનો અસ્તાચલ છે અને દુ:સંગ થવો એ એક સઘળા પ્રકારની સંપત્તિરૂપ સાગરનું શોષણ કરવામાં અગસ્ત મુનિરૂપ છે. દુ:સંગની પ્રબલતા એવી છે કે હજારો દિવસના થયેલા સત્સંગના અમૂલ્ય પરિણામને થોડા દિવસનો થયેલ પણ દુ:સંગ નિર્મૂલ કરી નાખેછે. એ પ્રમાણે શાસ્ત્રોથી અને ઇતિહાસોથી જાણતાં છતાં જ્યારે જ્યારે તેવી તેવી આપત્તિ આવી પડવાની હોયછે ત્યારે ત્યારે ઇચ્છાવિના, પ્રયત્નવિના અને ધાર્યાવિના પણ મંદભાગ્યથી દુ:સંગ આવી મળે છે અને તેની ચમત્કારિક શક્તિ એવી છે કે તે એક વાર પણ જેના અંતઃકરણમાં ભૂત, પ્રેત કે પિશાચની પેઠે પેસેછે તો પાછો તેને છોડતોજ નથી. દુ:સંગરૂપી ઝેરી ઝાડનું એક ઝીણું પણ બીજ જેના અંતઃકરણમાં જે સમયે પડેછે તેજ સમયથી તે અંકુર ફુટિ પલ્લવિત થઇ થોડા સમયમાં પોતાનાં ઝેરી ફળો પોતાના વાવનારને જીવિતપર્યંત ચખાડે છે. એટલુંજ નહિ પણ કોય કોય સમયે તો તે એવાં ઊંડાં મૂલ નાંખેછે કે તે પોતાના વાવનારને ત્રણ ત્રણ પાંચ પાંચ કે તેથી પણ વધારે જન્મસુધી પોતાનાં ઝેરી ફળો ચખાડે છે. ભૂત, પ્રેત કે પિશાચનો આવેશ થયો હોય તો મંત્રતંત્રથી દૂર થઇ શકેછે, અજ્ઞાનથી ખવાયેલા ઝેરનો વેગ ઉત્તમ ઔષધોથી અટકાવી શકાય છે અને આખા શરીરમાં પસરાઈ ગયેલા મહારોગો પણ સારા ઉપચારોથી દૂર કરી શકાય છે, પણ પોતાના અંતઃકરણમાં ભરાયેલા દુ:સંગને કોયપણ પ્રકારે કોયપણ પ્રાણી દૂર કરી શકતું નથી. કોય ભાગ્યશાલી પુરૂષોને પોતાના સારા ભાગ્યેજ દુ:સંગ થાતો નથી એવું જોવામાં આવે છે પણ એક વાર પણ દુ:સંગ કરીને પછી તેથી મુક્ત થયું હોય તેવું કોઇકજ મનુષ્ય હશે. એ પ્રમાણે દુ:સંગનાં પરિણામ છે, માટે પ્રથમથીજ તેથી દૂર રેહેવું તે સર્વ કલ્યાણનું સાધન છે. પણ દુ:સંગ એક વાર થયા પછી તે છુટવો એ મોટી ઈશ્વરકૃપાવિના બનતુંજ નથી

અંગ, બંગ અને કલિંગ દેશના રાજાઓ પૂર્વજન્મમાં દેવ હતા અને તે પેહેલાંના જન્મમાં તેઓ ઉત્તમ કુલમાં ઉત્પન્ન થયેલા ક્ષિપ્રા નદીને તીરે ઉજ્જેણ નગરીના રેહેવાસી બ્રાહ્મણ હતા. વેદોક્ત સદ્ધર્મમાં તેઓ અતિ કુશલ હતા. સ્વાધ્યાય, ઈશ્વરારાધન અને યમ-નિયમ પાળવામાં તેઓ અતિ પ્રવીણ હતા. તેઓને દૈવ દુર્બલ થવાથી, દશા મંદ આવવાથી અને કોઇ પૂર્વજન્મનાં પાપનો પરિણામ આવવાથી દુર્મુખ એવે નામે નીચ દુર્જનનો સંગ થયો. તેઓ અતિ પવિત્ર મનોવૃત્તિવાળા હોવાથી દુર્મુખની ક્ષણે ક્ષણે કરેલી દુરાચરણની વાતોને નિરંતર તિરસ્કાર કરતા હતા, ધિક્કાર કરતા હતા અને નિંદા કરતા હતા, તોપણ છેવટ દુઃસંગને તેઓ આધીન થવાથી, એકવેળા ક્ષિપ્રા નદીના કાંઠા ઉપર પવિત્ર મનથી સ્નાન કરી સૂર્યદેવને પ્રણામ કરતી એક દેવશર્મા નામના ધર્મિષ્ટ બ્રાહ્મણની પવિત્ર પતિવ્રતા સ્ત્રી સૌશિલ્ય-શાળાને તેણે છુપી રીતે બિલાડાની પેઠે પાપદૃષ્ટિથી ક્ષણ માત્ર જોઈ. પરંતુ શાસ્ત્રવિચારના શુભ સંગને લીધે તેઓને આ પોતાના નીચ કૃત્યથી અત્યંત પશ્ચાત્તાપ થયો અને દુષ્ટ દુર્મુખનું ડાચું જોવાનું પણ તેણે છોડી દીધું. તે બ્રાહ્મણોને જન્મથીજ સત્સંગ અને શાસ્ત્રસંગ ઘણો હતો. વળી ઈશ્વરની આરાધના અને પવિત્રતા વિગેરે સદ્ગુણો તેઓમાં ઘણા હતા તેથી તેઓને દુઃસંગ વધારે પરાભવ કરી શક્યો નહિ તોપણ તેઓનું આ પાપ ઓછું ન હતું. બે ત્રણ નિમિશમાત્ર પણ પરસ્ત્રી સામું પાપદૃષ્ટિથી જોવું એ શું ઓછું પાપ છે? સ્ત્રિયોએ પરપુરૂષો સામું અને પુરૂષોએ પરસ્ત્રી સામું પાપદૃષ્ટિથી જોવું એ જેવું બીજું પાપ નથી. એ સર્વ પાપનું મૂળ છે અને એ સર્વ પાપની સીમા છે. પાપદૃષ્ટિ એજ સર્વ નીચ આચરણનું મૂળ છે, પાપદૃષ્ટિ એજ સર્વ અકલ્યાણનું સાધન છે, પાપદૃષ્ટિ એજ સર્વ સદ્ગુણોની વધ્ય-શિલા છે, પાપદૃષ્ટિ એજ સર્વ દુર્ગુણોની જન્મભૂમિ છે, પાપદૃષ્ટિ એજ સભ્યતારૂપ કલ્પલતાને ઉખેડી કાઢનારી છે, પાપદૃષ્ટિ એજ સદ્વિદ્યારૂપ કામદુઘાને દુઝવા દેતી નથી, પાપદૃષ્ટિ એજ વિવેકરૂપી

ચિંતામણિને ઝાંખો પાડે છે, પાપદૃષ્ટિ એજ સન્માર્ગથી ભ્રષ્ટ કરનારી છે, પાપદૃષ્ટિ એજ બુદ્ધિરૂપ નિર્મલ નદીને ડોળી નાંખનારી છે, પાપદૃષ્ટિ એજ ગંભીરતારૂપ સમુદ્રને શોષી લેનારી છે, પાપદૃષ્ટિ એજ ધીરજરૂપ ચંદ્રિકાને કલંકવાળી કરનારી છે, પાપદૃષ્ટિ એજ નીચપણું શિખવાની પાઠશાળા છે, પાપદૃષ્ટિ એજ ઉત્તમ ઈશ્વરાદિકનાં ધ્યાનને મોટાં આવરણરૂપ છે, પાપદૃષ્ટિ એજ લાજને લૂટનારી છે, અને પાપદૃષ્ટિ એજ અસંખ્ય પાપોનો એક પરિણામ છે. એ રીતે સર્વ શાસ્ત્રો, પુરાણો અને ઇતિહાસો સ્થલે સ્થલે બોધ કરે છે તે કોનું અજાણ્યું છે? જો કે ક્ષિપ્રા નદીના રમ્ય કાંઠા ઉપર ઉભી રહી સૂર્યદેવને અર્ઘ્ય આપનારી પવિત્ર પતિવ્રતા આ ત્રણ બ્રાહ્મણો વિષે કાંઇ પણ જાણતી ન હતી તોપણ વિશ્વ બધાંનાં શુભાશુભ કર્મના જોનાર ધર્મરાજ તેઓના નીચ કૃત્યવિષે અજાણ્યા ન હતા. એ તો કોયનું અજાણ્યું નથી કે જે કાંઇ પણ શુભ કે અશુભ કર્મ આપણે કરિયે તે કરોડ કલ્પે પણ ભોગવવુંજ પડે છે. ઉજ્જેણના રહેવાસીઓ તે બ્રાહ્મણો મરણ પામ્યા પછી પોતાનાં અનેક સત્કૃત્યોથી અક્ષયપદને પ્રાપ્ત થવા યોગ્ય હતા, પણ દુષ્ટ દુર્મુખના દુઃસંગથી માત્ર તેઓ દેવતાઓ થયા. ઉજ્જેણનો રેહેવાસી બ્રાહ્મણ દેવશર્મા કે જે પેલી પતિવ્રતા સ્ત્રીનો પતિ હતો તે પોતાનાં અસંખ્ય પુણ્યોથી દેવલોકમાં ઉગ્રતપા એવે નામે દેવમુનિ થયલ છે અને તેની સ્ત્રી સૌશીલ્યશાલા પણ પોતાના અપ્રતિમ પાતિવ્રત્યના પ્રભાવથી ઉગ્રતપાની સ્ત્રી થયેલ છે. પેલા બ્રાહ્મણો ઉજ્જેણના મનુષ્ય મટી દેવ થયા તોપણ તેનાં અંતઃકરણમાં વવાઇ ગયેલ દુઃસંગરૂપી ઝેરી ઝાડનું મૂલ સુકાણું ન હતું. તે તેને દેવલોકમાં પણ ફલ આપનારૂં થઇ પડયું. ઉગ્રતપાની પવિત્ર પતિવ્રતા પત્ની કે જેનું અસહ્ય તેજ અગ્નિના સરખું તાપ ઉપજાવતું હતું અને જેનાથી તેઓ અગ્નિથી બીયે તેમ અંતરમાં બીતા હતા તેના તરફ પાપદૃષ્ટિ કરવાને તેઓની મનોવૃત્તિ પોતાની પૂર્વજન્મની દુષ્ટવાસનાથી લોભાણી. અતિગુપ્ત રીતે કરેલું પાપ પણ પ્ર-

સિદ્ધ થયા વગર રેહેતું નથી એ કેહેવત પ્રમાણે એક દિવસ ઉગ્રતપા મુનિનાં પતિવ્રતા સ્ત્રી ગંગાસ્નાન કરી સૂર્યને પ્રણામ કરતાં હતાં. તેટલામાં બે દેવકન્યાઓની ઓથે ઉભાને કુદૃષ્ટિ કરતા ત્રણે દેવો દીઠામાં આવતાં તત્કાળ આંખો વીંચી જઇને પોતે બોલ્યાં કે 'બેહેનો! જોકે તમારી આવી અયોગ્ય રીતભાતથી મને જે ખેદ, જે દુઃખ અને જે ઉદાસી ઉત્પન્ન થયેલ છે તે હું કહી શકતી નથી તોપણ મને તમારી અલ્પજ્ઞતા જોઈ દયા આવે છે તેથી ઈશ્વર પાસે માગું છું કે તે તમારા આ મોટા અપરાધને ક્ષમા કરે. એક સારે માર્ગે ચાલતાં માણસને અવળી નજરે જોવું એ કાંઇ ઓછો ઈશ્વરનો અપરાધ નથી.' આ વાક્યો સાંભળી દેવકન્યાઓ તો દેવતાઓ સહિત શાપના ભયથી કંપતી કંપતી નિરાશ થઇ જતી રહી. ઉગ્રતપામુનિની સ્ત્રીએ પોતાના પતિ પાસે આવી દેવની અને દેવકન્યાઓની કુદૃષ્ટિવિષે વાત કહી સંભળાવી, જે સાંભળતાં ઉગ્રતપાએ હસીને કહ્યું કે 'પ્રિયા! એમાં તે બિચારી દેવકન્યાઓનો અપરાધ નથી. તેમ તે દેવો પણ બિચારા અપરાધી નથી. માત્ર દુઃસંગનોજ એ સઘળો પ્રભાવ છે. તો પણ હું એમ ધારૂં છું કે એને એટલા અપરાધ માટે દંડ નહિ થાય તો હજી પણ તે વધારે વધારે અપરાધો કરશે. માટે તે દેવો અને દેવકન્યાઓ એનાં બાકી રહેલાં પુણ્યોનો અનુભવ ભૂલોકમાં જઈને કરે એટલોજ શાપ હું તેઓને દઉં છું.' એ શાપના પ્રભાવથીજ તે દેવતાઓ અંગ બંગ અને કલિંગ દેશના રાજાઓ થયા હતા કે જેઓએ પૂર્વજન્મની દુષ્ટ વાસનાનેલીધે ઉગ્રતપાનું અહિત કરાવવાની ઇચ્છા કરવાથી અપ્સરાઓને તેવી પ્રેરણા કરતાં અપ્સરાઓ મણિમય પુતળીરૂપ થઈ ગઈ અને તે રાજાઓ રાજ્યસુખથી ભ્રષ્ટ થઇ અકસ્માત્ મરણ પામી અનેક નરકોની વેદનાઓનો અનુભવ કરી એક શૂન્ય અરણ્યમાં બિલાડા થઇ અનેક દુઃખ ભોગવવા લાગ્યા. તેમાંથી શૈબ્યા અને માલવીએ પરમ શ્રદ્ધાથી કરેલાં વિદ્યાદાનના પ્રભાવથીજ બિલાડાપણાથી મુક્ત થઈ અંગદેશનો રાજા વીરસેન

ચંદ્રકીર્તિની સ્ત્રી સુશીલાના ગર્ભથી જન્મ લઈ શત્રુશલ્ય એવે નામે રાજકુમાર થયેલ છે. અને બંગદેશના રાજા કીર્તિસેને બિલાડાપણાથી મુક્ત થયા પછી મહારાજા ચંદ્રકીર્તિના પ્રધાન સુવ્રતની સ્ત્રી સુનયનાથી જન્મ લીધેલ છે કે જે શ્રુતશીલ અથવા સત્યશીલ એવે નામે પ્રસિદ્ધ છે. મહારાજા વીરસેનની પતિવ્રતા મહારાણી શૈબ્યા પોતે કરેલા અપ્રતિમ વિદ્યાદાનના પ્રભાવથી મદ્રદેશના મહારાજાથી જન્મ લઇ ચંદ્રપ્રભા નામથી પ્રસિદ્ધ થઇ તેજ પોતાના પતિને પ્રાપ્ત થએલ છે. અને મહારાણી માલવી મદ્રદેશના મહારાજાના પ્રધાન શિવશર્માથી પ્રિયવંદા નામની પુત્રી થઇ પોતાના પૂર્વજન્મના પતિને વિદ્યાદાનના પ્રભાવથી પ્રાપ્ત થઇ છે. પણ કલિંગદેશના રાજાને કુલીન અને પતિવ્રતા સ્ત્રી ન હતી તેથી આ બિચારો પોતે કરેલી પાપદૃષ્ટિના પ્રભાવથી હજીસુધી બિલાડાપણાથી મુક્ત થયો નથી. તો પણ એનું તમારા હાથમાં આવવું અને તે પ્રસંગે આ તપોવનમાં આવવું એ પણ એના મિત્રોની સ્ત્રીઓ શૈબ્યા અને માલવીનાં કરેલ વિદ્યાદાનનોજ પ્રભાવ છે. કોઇ પણ સમયે કોઇ પણ દાન કોઇ પણ પ્રાણિનું કરેલું નિષ્ફલ થાતુંજ નથી. તેમાં પણ વિદ્યાદાન કે જેની બરોબર આખા જગતમાં દાનજ નથી તે તો કેમજ નિષ્ફલ થાય? હવે જ્યારે તમને આ બિલાડા ઉપર અત્યંત દયા આવે છે ત્યારે તેને આ ઉગ્રતપાને સોંપો એટલે તે તેને તેનાં પૂર્વજન્મનાં સંબંધી સાથે મેળવવામાં પોતાની સ્વાભાવિક દયાળુતાથી પ્રયત્ન કરશે."

પરમ કૃપાળુ શ્રી સદાશિવનનાં એ છેલાં વાક્યની સમાપ્તિ સાથેજ ઉગ્રતપા અકસ્માત્ આવી સદાશિવજીના ચરણકમલમાં દંડવત્ પ્રણામ કરવા લાગા કે જેને દેખી વામદેવ તો આશ્ચર્યમગ્ન થઇ ગયા. દયાલુ શિવજીએ મંદસ્મિત સહિત 'અરે ઉગ્રતપા! તમારૂં અકસ્માત્ આંહી ક્યાંથી આવવું થયું?' એમ પુછતાં ઉગ્રતપા બોલ્યા કે 'કાંઇ પણ આપનું અજાણ્યું નથી તો પણ આપ અજાણ્યા હો તેમ મને પ્રશ્ન કરો છો તો હું આપની આજ્ઞા પ્રમાણે વિજ્ઞપ્તિ કરૂં છું. અંગ,

બંગ અને કલિંગ દેશના રાજાઓનું કલ્યાણ કેવી રીતે, થાય અને શૃં-ગારમંજરી આદિ અપ્સરાઓ દુ:ખથી મુક્ત કેવી રીતે થાય એમ મેં આપને પુછયું હતું અને તે સર્વને દુ:ખથી મુક્ત થવા માટે અને તે સર્વનું કલ્યાણ થવા માટે આપે વિદ્યાદાન કરવા અંગ, બંગ અને કલિંગદેશના રાજાઓની પવિત્ર પત્નીઓને સંમતિ આપવા આજ્ઞા કરી હતી તે પ્રમાણે હું અંગ દેશના રાજાની અર્દ્ધાંગના શૈબ્યાને અને બં-ગદેશના રાજાની અર્દ્ધાંગના માલવીને સદ્વિદ્યાનું દાન આપવા સંપૂર્ણ રીતે ભળામણ કરી આવ્યો છું, ને તેથી મને ભરોસો છે કે તે બેય રાજા હવે દુ:ખથી મુક્ત થયા હશે. પણ બિચારા કલિંગ દેશના. રાજાને તો સ્ત્રીજ છે નહિ ત્યારે એનું કલ્યાણ કેવી રીતે થશે તે આ-પને પુછવા આવ્યો છું અને અંગ-બંગ દેશના રાજાઓ હવે પોતાના પાપથી મુક્ત થઈ કોય ઉત્તમ જાતિમાં જન્મ પામેલા હશે તે પણ પુછવા આવ્યો છું. માટે કૃપા કરી આપ મારો મનોરથ પૂર્ણ કરશો એવો ભરોસો છે.' ઉગ્રતપાનું એ પ્રમાણે બોલવું સાંભળી મહાદેવે કહ્યું કે 'ઉગ્રતપા! સદ્વિદ્યા કે જેને એક ચિંતામણીની, કામદુધાની કે કલ્પલતાની ઉપમા પણ વધારે નથી અથવા તો ઓછી છે તેવી સ-દ્વિદ્યાનું દાન કદી પણ નિષ્ફળ જાય એવી શંકાજ લાવવી નહિ. તમારા ઉપદેશ પ્રમાણે શૈબ્યા અને માલવીનાં કરેલાં વિદ્યાદાનના પ્ર-ભાવથીજ અંગદેશ અને બંગ દેશના રાજાઓ પોતે કરેલી પાપદૃષ્ટિના પ્રભાવથી અરણ્યમાં બિલાડા થઇ ભટકતા હતા તેમાંથી એક શત્રુશલ્ય એવે નામે રાજકુમાર થયો છે ને બીજો શ્રુતશીલ નામે પ્રધાનપુત્ર થયેલ છે. શૈબ્યા અને માલવી પણ ચંદ્રપ્રભા અને પ્રિયંવદા એવે નામે એક રાજકુમારી અને બીજી પ્રધાનપુત્રી થઈને પોતાના પૂર્વજ-ન્મના પતિને પ્રાપ્ત થયેલ છે. પણ કલિંગ દેશનો રાજા કે જેને કુ-લીન પતિવ્રતા સ્ત્રી હતીજ નહીં તેનું બિલાડાપણું કોણ છોડાવે? જો કુલીન પતિવ્રતા ધર્મપત્ની જે જે પોતાના પતિનું હિત કરેછે તે તે અપ્સરાઓ કરી શકતી હોત તો પછી કુલીન પતિવ્રતાઓની કોઇ

ઇચ્છા કરત નહિ. જુવો આજ કલિંગનો રાજા કે જેને તમે શોધો છો.' એમ કહી વામદેવના ખોળામાં હું બેઠો હતો તેની સામે આંગળી ચીંધી (બતાવી) બોલ્યા કે 'ઉગ્રતપા! અને વામદેવ! જોયો પાપદૃષ્ટિનો પ્રભાવ? જેમ કોઇ પણ પ્રાણી ઉપર કરેલી પુણ્યદૃષ્ટિનો મહિમા અચિંત્ય છે તેમજ પાપદૃષ્ટિનો મહિમા ઓછો નથી. ક્યાં એક ઉજ્જેણ જેવી મુક્તિપુરીમાં નિવાસ, ક્યાં એક બ્રહ્મકુલમાં જન્મ અને ક્યાં વેદવિદ્યાના પ્રભાવથી બ્રહ્માનંદમાં લીન થવાનો અધિકાર; પણ ધિક્કાર છે પાપદૃષ્ટિને કે જેથી બિચારા અલ્પસુખના પાત્ર સ્વર્ગનો વાસ પામ્યા. એટલું થતાં પણ પાપદૃષ્ટિને સંતોષ ન થયો તેથી અતિક્ષુદ્ર સુખનું પાત્ર મનુષ્યલોકના રાજાપણું તેઓને પ્રાપ્ત કરાવ્યું. પણ એટલાથી પણ પાપદૃષ્ટિએ પોતાનો પ્રભાવ પૂર્ણ દેખાડયો છે એમ ન હતું. એટલે રાજપણાથી ભ્રષ્ટ કરી બિચારાઓને બિલાડાની જાતિમાં જન્મ આપ્યો. વિચારો કે ક્યાં દેવલોકનાં અનુપમ સુખો, ક્યાં રાજ્યસુખો અને ક્યાં આ બિલાડાપણાનાં દુ:ખો? જેઓ મણિમય મનોહર ભવનોમાં નિવાસ કરતા, જેઓ સુવર્ણના પલંગમાં નિદ્રાસુખ લેતા, જેઓની દેવકન્યાઓ સેવા કરતી અને જેઓ અમૃતના આહાર અને અમૃત તુલ્ય આહાર કરતા તેઓ નિર્જન વનનાં વૃક્ષોનાં કોતરમાં નિવાસ કરે, તેઓ વનવાસી ભીલના ચૂલામાં નિદ્રા લે અને નઠારામાં નઠારી વસ્તુઓથી ઉદર પૂર્ણ કરે એ શું ઓછું દુ:ખ છે? જો સૂક્ષ્મ દૃષ્ટિથી જુવો તો એ સઘળું પાપદૃષ્ટિનું ફલ છે અને પાપદૃષ્ટિ થવી એ દુ:સંગતિનો પરિણામ છે. નીચના સંગ કરતાં 'મહાત્માઓ સાથેનો વિરોધ પણ ઉત્તમ છે' એ લોકોક્તિ કાંઇ ખોટી નથી. હે મુનિરાજ ઉગ્રતપા! મોક્ષ પદના અધિકારી મટી દેવ થવું, દેવપણાથી ભ્રષ્ટ થઇ રાજા થવું અને રાજાપણાથી ભ્રષ્ટ થઇ અનેક નરકો ભોગવી ઘોર વનમાં બિલાડા થવું એ સર્વે દુર્મુખનાજ સંગનો પ્રભાવ છે. પણ સારે ભાગ્યે તમ જેવા મહાત્માઓનો વિરોધ કરવાથી તેને આટલા દિવસે પણ દુ:ખથી મુક્ત થવાનો સમય આવ્યો. પોતાની પતિવ્રતા ધર્મપત્નીએ

કરેલ વિદ્યાદાનથી અંગ દેશનો રાજા કે જે બિલાડાપણાથી મુંકાઇ શત્રુશલ્ય એવે નામે રાજકુમાર થયેલ છે તે આ સમયે તમારા શાપના પ્રભાવથી ઇન્દ્રનીલ મણીરૂપ થઈ જાય છે અને તમારી પરમ ભક્ત શૃંગારમંજરી ઇન્દ્રનીલ મણીની પૂતળી મટી પોતાનાં પૂર્વરૂપને પ્રાપ્ત થાય છે, માટે આ બિલાડાને તે દેવકન્યાને અર્પણ કરો.' એમ કહી વામદેવના ખોળામાંથી મને પરમ દયાળુ સદાશિવે પોતાના કોમળ કરકમળથી ઉપાડી ઉગ્રતપાના હાથમાં સોંપ્યો. હું કે જે મેદ-માંસ-મજ્જારહિત હાડપિંજર જેવી સ્થિતિમાં હતો તે સદાશિવજીના પવિત્ર પાણીપલ્લવના સ્પર્શથી કેવા રૂપને પાત્ર થયો હતો તે તો તમે આજ સુધી પણ જોયું છે. એટલુંજ નહિ પણ મારી ડોકમાં જે મલિન અને જુની દોરી હતી તે પણ ચકચકતાં કાંચનની સાંકળ થઇ રહેલી હતી તે પણ તમારા જોવામાં આવેલ છે. હું એવા અતિ અદ્ભુત રૂપને પ્રાપ્ત થયો ત્યારે શિવજીએ મારી સામું સ્નેહસહિત જોઈને કહ્યું કે 'પુત્ર ! જોયો કુસંગનો પરિણામ ? જો કે આ તપોવનમાં આવ્યા છતાં, વામદેવ અને ઉગ્રતપા જેવા મહાત્માઓની પૂર્ણ કૃપા છતાં અને મારૂં સાક્ષાત્ દર્શન થયા છતાં પણ દુષ્ટ દુર્મુખની નીચ સંગતિથી પવિત્ર પતિવ્રતા તરફ કરેલી પાપદૃષ્ટિવડે પ્રાપ્ત થયેલું આ તારૂં બિલાડાપણું દૂર થયું નહિ. આંહીંસુધી તારૂં આવવું થયું, વામદેવની તારી ઉપર કૃપા થઇ અને મારૂં દર્શન થયું એ વિષે પણ તારે તારા પ્રિયમિત્રની ધર્મપત્ની શૈબ્યા અને માલવીનોજ ઉપકાર માનવો જોઇએ કે જેઓએ તારા ઉદ્ધારમાટે તારા આખા દેશમાં પોતાનાં અસંખ્ય દ્રવ્યો ખરચી પાઠશાળાઓ, કન્યાશાલાઓ અને પુસ્તકાલયો સ્થાપેલછે. હવે પછી દુ:સંગથી દૂર રેહેજે, પાપદૃષ્ટિ કોઈ ઉપર કોઈ પણ દિવસ કરીશ નહિ અને મહાત્માઓ તથા સતી સ્ત્રીઓના અપરાધમાં કદી પણ આવીશ માં. તારે આ ઉગ્રતપાનો પણ ઉપકાર જીવિતપર્યંત ભુલવો ન જોઇએ કારણ કે, ત્રણ ત્રણ અવતાર સુધી તમે ત્રણેય મિત્રો તેનું અહિતજ કરતા આવ્યા તો પણ તેણે તમારૂં અહિત કર્યું નહિ. એટલુંજ નહિ

પણ ઉલટું તમારૂં હિત કરવાનેજ તેણે અનેક પ્રયત્નો કરેલાં છે. પોતાનાં પ્રબળ પ્રયત્નોથી તારા બે મિત્રોને દુઃખથી મુક્ત કરી તુને પણ દુઃખથી મુક્ત કરવાને આંહી આવેલ છે. ધન્ય છે એની અનુપમ મહત્તાને, ધન્ય છે એની અપ્રતિમ દયાલુતાને, ધન્ય છે એની ઉદાર મનોવૃત્તિને, અને ધન્ય છે એની અદ્‍ભુત ક્ષમાને કે જે પોતાનું અહિત કરનારાઓનું પણ હિત કરવા મન-વચન-કર્મથી આવાં આવાં પ્રયત્નો કરેછે. પોતા ઉપર ઉપકાર કરનારનો ઉપકાર કરનારા તો જગતમાં કેટલા કેટલા નથી ? પણ પોતાનો અપકાર કરનારનો પણ ઉપકાર કરનાર તો ઘણા વિરલજ હોય છે. માટે હવે પછી આવા મહાત્માઓની મન-વચન-કર્મથી ભક્તિ રાખજે અને સ્વપ્નમાં પણ તેવાઓનું અહિત ચિંતવીશમાં.' એ પ્રમાણે શિવજીનું વચન સાંભળી મારાં રૂંવાડાં ઉભાં થઇ ગયાં, આંખમાંથી અશ્રુની ધારાઓ પડવા લાગી અને કંઠ ગદ્‍ગદ થઈ ગયો. તે સમયમાં ઉત્પન્ન થયેલી લાજથી મારામાં કાંઇ બોલવાની શક્તિજ રહી નહીં. જો કે મારા મનમાં એમ થયું કે હું શિવજીની પ્રાર્થના કરૂં કે આપનું એક ફેરે સ્મરણ કરનાર માણસ પણ ફરી સંસારના પાશમાં પડતું નથી તો તમારાં સાક્ષાત્ દર્શન થયા છતાં અને આપનાં આટલાં હિતોપદેશનાં વાક્યો સાંભળતાં છતાં જ્યારે હું મારાં મંદભાગ્યને લીધે બિલાડાપણાંથી મુક્ત નથી થતો ત્યારે હવે પછી ક્યારે મુક્ત થાઇશ તે આપ પાસે સાંભળવા ઇચ્છુંછું. પણ મનમાં ઉછળી રહેલા લજ્જારૂપી સાગરના તરંગોથી મારી વાણી કેમ જાણે પાતાળમાં ઉતરી ગઇ હોય, મારી સર્વે ઈન્દ્રિયોની વૃત્તિયો કેમ જાણે તે વાણીને ગોતવા ગયેલી હોય, તેમ ક્ષણમાત્ર તો હું કેમ જાણે અંધ હોઊં, કેમ જાણે મુંગો હોઉં, કેમ જાણે બેહેરો હોઊં, કેમ જાણે પાંગળો હોઊં, કેમ જાણે ઝોડ વળગેલો હોઊં, અને કેમ જાણે ભૂતભરાયેલ હોઊં, તેમ સ્તબ્ધ થઇ ગયો. શું હું શંકરના ચરણકમલમાં જઇને પડું, શું હું વામદેવના પગમાં પડું, શું હું ઉગ્રતપાના પગમાં પડું કે શું હું આ પ્રાણને

હવે છોડી દઉં? તે લાજના વેગથી મને કાંઇજ સુજ્યું નહિ. એટલામાં તો દયાળુ વામદેવ અને પરમોપકારી ઉગ્રતપાએ હાથ જોડી પ્રાર્થના કરી કે 'દીનબંધો! દયાસિંધો! ભક્તવત્સલ! ભગવન્ ભવાનીવદત્રભ! આ દીન બિલાડાને તો આપે કૃપા કરી હવે દુઃખથી મુક્ત કરવોજ જોઈએ, કારણ કે તેને આપનું દર્શન થયું ને હવે દુઃખ રેહેવું કેમ ઘટે?' શિવજીએ કહ્યું કે 'તમારૂં કેહેવું યથાર્થ છે. જો તેનાં બીજાં અનેક પાપ હોત તો પણ હું દુઃખથી મુક્ત કરત પણ આ તો એણે પવિત્ર પતિવ્રતા ઉપર પાપદૃષ્ટિરૂપ અતિ ઉગ્ર પાપ કરેલ છે માટે પતિવ્રતાઓની કૃપાદૃષ્ટિ વિના તે કદીપણ દુઃખથી મુક્ત થાય તેમ નથી. તો પણ તમારા બેયની તેની ઉપર અતિશય દયા છે તો હું કહું છું કે જ્યારે પરમ પતિવ્રતા ચંદ્રપ્રભાના મુખથી પતિવ્રતાના ધર્મસંબંધી ભાષણ સાંભળશે ત્યારે તરતજ તે આ બિલાડાપણાથી છુટી ઉત્તમ રાજકુમાર થઇ રહેશે. પણ ઉગ્રતપા! હવે તમે વિલંબ ન કરો. જો તમે તરત નહિ જાઓ તો દેવકન્યા અને સત્યશીલ, રાજકુમાર શત્રુશલ્યના વિયોગથી અગ્નિમાં પ્રવેશ કરશે. માટે આ બિલાડા સહિત તમે ત્યાં જાઓ, તેઓને ધારણા આપો, અગ્નિપ્રવેશની ના કહો અને વિદ્યાદાન કરવાનો ઉપદેશ કરો જેથી તે સર્વનું કલ્યાણ થાય' એવું શિવજીનું વચન સાંભળી ઉગ્રતપા મને લઇને શિવજીને પ્રણામ કરી વાયુ જેવા વેગથી ક્ષણમાત્રમાં આ પર્વત પાસે આવી પોહોંચ્યા ને દેવકન્યાને તથા સત્યશીલને અગ્નિપ્રવેશ કરવાની ના પાડી ઉત્તમ પુણ્યકર્મ કરવા ભળામણ કરી મને સત્યશીલના હાથમાં સોપી પોતાની ઇચ્છા પ્રમાણે ચાલ્યા ગયા. અને હું કે જે શિવનાં વચનથી આપ પવિત્ર પતિવ્રતાઓની કૃપાદૃષ્ટિથી નિરંતર પવિત્ર થાતો હતો તે આજે મહાસતી ચંદ્રપ્રભાના મુખકમલથી નીકળતી વાણીરૂપ ગંગાના પ્રવાહમાં સ્નાન કરી બિલાડાપણાંથી છુટી આ સ્થિતિએ પોહોંચ્યો છું. માટે આપે નિઃશંકપણે જાણવું કે હું કલિંગ દેશનો રાજા ચિત્રસેન છું. આપ તરફથી મારા ઉપર જે જે

ઉપકારો થયેલા છે તે તે વિષે હું સારી રીતે જાણું છું ને તે ઉપકારોનો અનૃણી હું કદી પણ થવાનોજ નથી.''' એમ કહી ચંદ્રપ્રભાના ચરણકમલમાં પ્રણામ કરવામાટે તે પડી ગયો. આ સમયે ચાર વૃદ્ધ માવતરો, દેવકન્યાઓ, પ્રિયંવદા અને મુનિકન્યાઓ તો આ અદ્ભુત વૃત્તાંત સાંભળી આશ્ચર્યાનંદમાં મગ્ન થઇ જવાથી મૂર્છિત જેવાં થઇ જઇ કાંઇજ બોલી શક્યાં નહિ; પણ ચંદ્રપ્રભા તત્કાળ ઉભાં થઇને તેને માથે હાથ મેલી બેઠો કરી બોલ્યાં કે 'મારા વાહાલા ભાઇ ચિત્રસેન! બહુ સારૂં થયું કે તમે પરમ કૃપાળુ પરમેશ્વરની કૃપાથી આ મહાકષ્ટથી મુક્ત થયા. હવે અમને વધારે વિશ્વાસ બંધાય છે કે તમારા બે મિત્રો પણ તમારી પેઠેજ મહાદુઃખથી મુક્ત થાશે. તમને ધન્ય છે કે સાક્ષાત્ શિવનાં દર્શનનું સુખ તમે લીધું છે અને અમે કે જે આ અદ્ભુત વૃત્તાંતરૂપ અંધકારમાં ભટકતાં હતાં તેને સર્વ વૃત્તાંતોમાં આપે જાણીતાં કર્યાં છે. તે વિષે અમે તમારો ઉપકાર માનિયે છિયે.' એવું ચંદ્રપ્રભાનું બોલવું સાંભળી 'માતા ચંદ્રપ્રભા! ઉપકાર તો આપનોજ સર્વ ઉપર છે. એ વિષે વિશેષ હું કહી શકતો નથી.' એમ કહી વૃદ્ધ રાજાને, તેનાં રાણીને, વૃદ્ધ પ્રધાનને, તેની ધર્મપત્નીને, પ્રિયંવદાને અને બે દેવકન્યાઓને પ્રણામ કરી તે રાજકુમાર નીચે બેસવા જાય છે એટલામાં પ્રિયંવદાએ તેને આસન નાખી આપ્યું તે ઉપર તે બેઠો. સર્વ પોતાનાં પૂર્વજન્મનાં વૃત્તાંતથી જાણીતાં થવાથી તથા બિલાડો અકસ્માત્ દિવ્ય રાજકુમાર થઈ ગયો તેથી શત્રુશલ્ય અને સત્યશીલ પણ વિદ્યાદાનના પ્રભાવથી અવશ્ય મણિમય મૂર્તિથી મુક્ત થઇ દિવ્ય સ્વરૂપને પ્રાપ્ત થશે એવો દૃઢ વિશ્વાસ આવવાથી પરમ આનંદમાં મગ્ન થયાં અને રાજકુમારનો ઘણા સ્નેહથી સત્કાર કરવા લાગ્યાં. આ વૃત્તાંતના આશ્ચર્યપૂર્વક આનંદમાં દિવસ આખો નિર્ગમ થઇ ગયો અને રાત પણ તેજ વાતોમાં અને તેજ વિચારમાં અત્યાનંદમાં વીતી ગઈ. બીજે દિવસ સવારમાં સર્વ પોતપોતાનું કૃત્ય

પહોચી લઇ ભેળાં થઇ તેજ વૃત્તાંતને ચર્ચાવતાં થોડીવાર સ્તબ્ધ થઇ રહ્યા પછી ચંદ્રપ્રભાએ કુમારને કહ્યું કે :—

'ભદ્રમુખ! વિદ્યાનિધિ આદિ વિદ્યાર્થિયો પવિત્ર સત્યશીલ જેવા સદ્ગુરૂના વિયોગથી અનાથ જેવી દશાનો અનુભવ કરે છે માટે આપે આજથી તેઓનું ગુરૂપદ શોભાવવું જેથી તેઓને સંતોષ થાય.' વિવેકી વિદ્યાનિધિને પણ બોલાવીને આજ્ઞા કરી કે 'વિચારવાન્ વિદ્યાનિધિ! જુઓ આ મોટા મનના રાજકુમાર તમારા ગુણવાન્ ગુરૂના પ્રતિનિધિરૂપ છે, માટે તમારે હવેથી તેમની આજ્ઞામાં સારી રીતે રહી તેમની પાસે નિરંતર અભ્યાસ કરવો.' આટલાં વચન સાંભળી વિદ્યાનિધિએ હાથ જોડી પ્રણામ કરીને ચતુર ચંદ્રપ્રભાની આજ્ઞા પ્રમાણે વર્તવાનું અંગીકાર કર્યા પછી કુશળ રાજકુમાર નમ્રતાથી બોલ્યો કે 'દેવિ દેવકન્યા! માતા ચંદ્રપ્રભા! પવિત્ર પ્રિયંવદા! આપે આજ્ઞા કરી તે પ્રમાણે આ માણસ હવે વિદ્યાનિધિ વગેરે વિદ્યાર્થિઓની પાઠશાળામાંજ રહીને વિદ્યાદાનરૂપી ઉત્તમોત્તમ પુણ્યકર્મ કરવા બંધાય છે.' પછી તે ગુરૂજનો અને ચંદ્રપ્રભા આદિ સર્વની આજ્ઞા લઇ પ્રણામ કરી વિદ્યાનિધિ આદિ વિદ્યાર્થિયોની સાથે પાઠ શાળામાં જવા નીકળ્યો. ચંદ્રપ્રભા, પ્રિયંવદા અને દેવકન્યા તેને માન આપવામાટે કન્યાશાળાનાં શોભિતાં આંગણાંસુધી પાછળ ચાલ્યાં તેને રાજકુમારે વિનયનાં વચનોથી પાછાં વળ્યા એટલે કન્યાશાળામાં જઈને કુળવાન કન્યાઓને અભ્યાસ કરાવવામાં તત્પર થયાં. વિદ્યાનિધિ આદિ વિચક્ષણ વિદ્યાર્થિઓ તો આ નવીન રાજકુમારના સમાગમના આનંદમાં મગ્ન થઈને પોતાના સદ્ગુરૂ શ્રુતશીલના રૂપાંતરતુલ્ય તેને માનતા પરમ આદરથી નિર્મળ ભક્તિથી અને અપ્રતિમ પ્રેમથી તેની સેવા કરવા લાગ્યા. મહામતિ રાજકુમાર પણ પોતાના ઔરસ પુત્રના સરખા સ્નેહથી તે સર્વેને પ્રતિદિવસ મનોહર અને નિર્દોશ વિદ્યાનો ઉપદેશ કરવા લાગો તથા કોઇથી ન વર્ણવાય તેવી ચતુરાઈ આપવા લાગો. ધારેલે સમયે સભા ભરીને તેમાં ઉત્તમોત્તમ ઉપદેશરૂપી અમૃતને વરસાવનારાં, ક્ષણે

ક્ષણે સાંભળવામાં ઉત્કંઠા વધારનારાં. રચનાની ચતુરાઇથી સાંભળનારને ચિત્રજેવા કરી મેલનારાં, રસથી ભરેલાં, અલંકારથી શોભતાં, સરલતાવાળાં અને કોમળ મનોહર શબ્દોથી રચેલાં ભાષણો પ્રેમપૂર્વક સર્વને સંભળાવતો હતો. એ ભાષણોમાં ક્ષણે ક્ષણે અનેક ઉદાહરણો આપીને સુશીલપણાંનો મહિમા દેખાડતાં, સર્વ શાસ્ત્રોમાં સમાયેલ સત્યનાં સ્તુત્યપણાંને પ્રકાશ કરતાં, પળે પળે અહિંસાજ કલ્યાણ કરનારી છે એવું સિદ્ધ કરી દેખાડી આપતો હતો, કોઇવાર એકપત્નીવ્રત સર્વ વ્રતોમાં ચક્રવર્તી છે એવું સ્પષ્ટ જણાવતો હતો, અને કોઇવાર નિરંતર અસ્તેયપણુંજ ઉપાદેય છે એવું વર્ણન કરતો હતો. કોઈવાર આર્જવ ઉપાર્જન કરવા યોગ્ય છે, સૌહાર્દ ત્યાગ કરવા યોગ્ય નથી, સૌજન્યજ ધન્ય છે, દયાજ ઉદયનું નિદાન છે, ઔદાર્યજ વરવા યોગ્ય છે, ધૈર્યજ ધારણ કરવા યોગ્ય છે, કામનું વામપણું, રોષનું સદોષપણું, લોભનું નિઃશોભપણું, મદનું અવિનયાસ્પદપણું, મોહનું વિષમપણું, અને મત્સરનું સર્વવિષયમાં પ્રતિકૂલપણું સર્વ ઉપદેશોમાં હજારો પ્રમાણથી સિદ્ધ કરી આપતો હતો. એવી રીતે નિરંતર અત્યંત આનંદનો અનુભવ કરતાં તેના કેટલાક દિવસો નીકળી ગયા. તેનો કોય પણ દિવસ, કોઇપણ પહોર, કોઇપણ મુહૂર્ત્ત, કોઇપણ ઘડી, અને કોઇપણ પળ ઉપદેશ આપવાના કામવિના વૃથા જતાં ન હતાં. વિવેકી વિદ્યાર્થિઓ પણ, તે ઉત્તમ ઉપદેશો સાંભળવાથી અતિ વિદ્વાન્, અતિ વિવેકવાન્, અને અતિ વિનયવાન્ થયા. એટલુંજ નહિ પણ શ્રુતશીલ સદ્‌ગુરૂનો વિયોગ કે જે કોઈ દિવસ વિસારી શકાય તેમ ન હતો તેની વેદનાને પણ જાણે રાજકુમારના સમાગમના આનંદથી વિસરી ગયા હોય તેવા જણાવા લાગ્યા. એક દિવસ જ્યારે ભગવાન્ દિનમણિ (સૂર્યનારાયણ) 'અસ્તોદયના ક્રમનો નિયમ સંસારમાં રહેલા સર્વને પ્રાપ્ત થયા વગર રેહેતોજ નથી એટલે જેનો ઉદય તેનો અસ્ત અને જેનો અસ્ત તેનો ઉદય થાયજ કરે છે માટે ઉદયની વેળાએ હર્ષથી ઉચ્છૃંખલ ન થઈ' જવું અને અસ્તની વેળાએ ખેદના સાગરમાં મગ્ન ન થઇ જવું

એવું પોતાનીજ દશાથી જાણે દર્શાવતા હોય તેમ પશ્ચિમ દિશામાં નમવા લાગ્યા, જ્યારે સુજનોની પ્રીતિની પેઠે છાયાઓ પ્રતિક્ષણે વધવા લાગી, જ્યારે મધ્યાન્હ નમીજવાથી સુંદર વૃક્ષોની શીતલ છાયાને છોડીને પોતપોતાને ગમતી દિશાઓમાં વટેમાર્ગુઓ ચાલવા લાગ્યા, જ્યારે તડકો નરમ પડવાથી તપોવનના માર્ગો ચાલવા યોગ્ય થવા લાગ્યા, જ્યારે સાયંકાળના શિવપૂજનમાટે ફળ-ફુલ-મૂળ અને દળ લઇ આવવા સારૂ મુનિના બટુકો ચારેકોર ફરવા લાગ્યા, જ્યારે પવિત્ર જલ ભરવાને માટે આશ્રમની નદીના તીર પ્રત્યે પવિત્ર ચરિત્રવાળી અને પુણ્યરૂપ દર્શનવાળી મુનિપત્નીઓ જવા લાગી, અને જ્યારે સદ્વિદ્યાના અભ્યાસમાં તત્પર રહેલા અને નિર્મળ વિદ્યાના પાત્રરૂપ વિદ્યાર્થિઓને સર્વોત્તમ દાનોમાં ચિંતામણીરૂપ ઉત્તમોત્તમ વિદ્યાદાન અર્પણ કરીને શ્રમ મટાડવાનેમાટે ઉપવનના સુંદર વૃક્ષોની છાયા નીચે બેશીને શીતલ સુગંધથી અને સરસ પવનને મુનિજનો સેવવા લાગ્યા, ત્યારે સર્વ વિદ્યાર્થિઓને પોતપોતાની રૂચિ પ્રમાણે ઉત્તમોત્તમ ગ્રંથોના વિચારથી વિનોદ પામવામાટે આજ્ઞા આપીને રાજકુમાર પોતે પવિત્ર આશ્રમની નદીને કાંઠે ફરવા લાગો. એટલામાં અતિ મનોહર સ્વરૂપવાળું, મનોહર ગતિથી ચારે કોર ફરતું, અને કોમળ અંગનું એક મૃગનું બચ્ચું જોવામાં આવ્યું. જેનો વાંસો, બે શીંગડાં, ચાર ખરી અને બે નાકનાં ફોરણાં જાણે ઇંદ્રનીલમણિનાં હોય તેવાં લાગતાં હતાં; જેનાં બે પડખાં અને પેટ જાણે સ્ફટિકમણિનાં હોય તેવાં લાગતાં હતાં; અને જે પોતાની લાંબી અને ચપળ દૃષ્ટિથી કમલદૃષ્ટિવાળી સ્ત્રીઓની દૃષ્ટિનાં સુંદરપણાના અહંકારને પણ હરી લેતું હતું. એ મૃગને જોવામાત્રથીજ રાજકુમાર તેને ગ્રહણ કરવાના આગ્રહરૂપ ગ્રહે કેમ જાણે ગ્રસ્ત થયો (પકડાયલો) હોય તેમ રામચંદ્રજીની પેઠે તેની પછવાડે દોડવા લાગ્યો. આ રાજકુમારને પોતાની પછવાડે દોડતો દેખી ભયથી ચકિત નેત્રવાળું મૃગ ઘણા વેગથી ભાગીને તેજ આશ્રમમાં પેશી ગયું કે જેના પ્રદેશમાં ઇન્દ્રનીમણિમય

શિવમંદિરની પાસે ઈન્દ્રનીલમણીની મૂર્તિ થઇને પોતાનાં કર્મના ફળનો અનુભવ કરતા રાજકુમાર શત્રુશલ્ય અને તેનો પ્રિયમિત્ર શ્રુતશીલ વગર વિચારે કરેલાં કામના જાણે કીર્તિસ્થંભ હોય તેવા લાગતા હતા.

ત્યાં પેસતાંજ વ્યસની પુરૂષની પાસેથી વિદ્યોદયની પેઠે, પરદ્રોહ કરનાર પુરૂષની પાસેથી અભ્યુદયની પેઠે, અનીતિમાન્ પુરૂષની પાસેથી સંપત્તિના સમૂહનીપેઠે, લોભવાન્ પુરૂષની પાસેથી ગુણગણની પેઠે, કામી પુરૂષની પાસેથી હિતઅહિતના વિચારની પેઠે, ક્રોધવાન્ પુરૂષની પાસેથી કૃત્ય-અકૃત્યના વિચારની પેઠે, મોહવાન્ પુરૂષની પાસેથી સત્ય અસત્યના વિચારની પેઠે, મદવાળા પુરૂષની પાસેથી વિનયની પેઠે, મત્સરવાળા પુરૂષની પાસેથી હ્દયના આલ્હાદની પેઠે અને દુઃસંગવાળા પુરૂષની પાસેથી કુશલતાના લાભની પેઠે તે રાજકુમારની પાસેથી તે મૃગનું અદ્‌ભુત બાલક અકસ્માત્ ભાગીને કોણ જાણે ક્યાં છપાઈ ગયું કે પાછું જોવામાંજ ન આવ્યું. રાજકુમારની નજર પણ તે મૃગબાલકને શોધવાના પ્રયાસમાં ન પડતાં લોહમય શલાકા જેમ ચમકમણિમાં ચોટી રહે તેમ શત્રુશલ્ય અને સત્યશીલની ઈંદ્રનીલમણીમય મૂર્તિમાંજ ચોટી રહી, જેથી બીજી તરફ જવા શક્તિવાળી રહી નહીં. કેમ જાણે ત્યાં જડાઇ ગયો હોય, કેમ જાણે ત્યાં સ્તંભિત થયો હોય, કેમ જાણે ત્યાં ખીલાઇ ગયો હોય એમ ક્ષણમાત્ર બીજા વ્યાપાર છોડી કેમ જાણે કોય ગ્રહથી ઝલાયેલ હોય, કેમ જાણે કોય ભૂતથી ભરાએલ હોય, કેમ જાણે કોય પિશાચથી પકડાયેલ હોય, તેમ એકનજરથી તે મૂર્તિઓ સામો ક્ષણમાત્ર ઉભો રહી મનમાં વિચાર કરવા લાગો કે 'આ અતિ મનોરમ રમણીય વસ્તુઓમાં પ્રથમ ગણવા યોગ્ય, જોવા યોગ્ય વસ્તુઓમાં અવધિરૂપ, અને ઇચ્છા કરવા યોગ્ય વસ્તુઓમાં મુખ્ય ગણવા યોગ્ય આ પ્રદેશપ્રત્યે મને લઇ આવનાર આ મૃગનાં બચ્ચાએ મારી ઉપર ઘણોજ ઉપકાર કર્યો છે. નકી આજ અંગ અને બંગ દેશના રાજાઓ મારા પ્રિયમિત્રો, તથા ચંદ્રપ્રભા અને પ્રિયંવદાના પ્રાણ-પ્રિય શત્રુશલ્ય અને શ્રુતશીલ નામના રાજકુમાર છે. આ બેય પ્રિયમિત્રનું

મને ઘણે કાળે દર્શન થયું છે માટે તેઓની પાસે કાંઈ યથામતિ ભાષણ કરી હું મારા આત્માને કૃતાર્થ કરૂં.' એમ કહી તરતજ બોલવા લાગો કે 'મારા પ્રિયમિત્રો! આપનું કાંઈ પણ અજાણ્યું નથી તો પણ યોગ્ય સાંભળનાર ન મળે ત્યાંસુધી ઉત્તમ વક્તાઓની વક્તૃત્વશક્તિ પણ કાંઇજ કામ કરતી નથી એ કોનું અજાણ્યું છે? માટે શ્રોતૃજનમાં શિરોમણીરૂપ આપનો સમાગમ મળવાથી હું મારી બુદ્ધિ પ્રમાણે વાણીની ચપલતા કરવા ઈચ્છું છું માટે આપ તેમાં ધ્યાન દેશો એવી આશા છે. સર્વ અકલ્યાણ કરનારમાં સીમાડારૂપ દુઃસંગતિ છે અને સર્વ કલ્યાણ કરવામાં સીમાડારૂપ સત્સંગતિ છે એ તમે અને મેં પ્રત્યેક જન્મમાં અનુભવ કરેલ છે. દુષ્ટજનની સંગતિ એ એક સર્વ વિદ્યાઓની વધ્યશિલા છે, દુષ્ટ જનની સંગતિ એ એક સર્વ કલાઓની મહામારી છે, દુષ્ટજનની સંગતિ એ એક સર્વ સદ્ગુણોની ઉચ્ચાટનવિદ્યા છે, દુષ્ટજનની સંગતિ એ એક સર્વ દુર્ગુણોની વશીકરણવિદ્યા છે, દુષ્ટજનની સંગતિ એ એક સર્વ અનીતિઓની આકર્ષણવિદ્યા છે, દુષ્ટજનની સંગતિ એ એક અભિમાનરૂપ સ્તંભોની સ્તંભનવિદ્યા છે. દુષ્ટજનની સંગતિ એ એક સર્વ દુરાચરણોની અધ્યયનશાળા છે, દુષ્ટજનની સંગતિ એ એક સર્વ સદ્બુદ્ધિરૂપ બાલલતાઓને દાવાનલની જ્વાલારૂપ છે, દુષ્ટ જનની સંગતિ એ એક સદ્વિચારરૂપ કમલોને હિમરૂપ છે, અને દુષ્ટજનની સંગતિ એ એક કુલીનતારૂપ કલહંસીને અકાલ કાલમેઘની માલારૂપ છે. હું ત્રણેય લોકમાં કોય પણ એવું દુઃખ નથી દેખતો કે જે દુષ્ટ જનની સંગતિથી ન થાય. સેંકડો દેવતાઓ, હજારો દાનવો, લાખો રાક્ષસો, યક્ષો, સર્પો, અપ્સરાઓ, અને ગંધર્વો, તથા કરોડો મનુષ્યો દુષ્ટ જનની સંગતિથી દુર્દશાને વશ થયેલા છે એવું અનેક પુરાણ અને ઈતિહાસોમાં સાંભળવામાં આવે છે. દુષ્ટ જનની દુષ્ટ સંગતિથી કેટલાક વિદ્વાનો મૂર્ખ લોકોને પણ હસવા યોગ્ય થયેલા છે, દુષ્ટ જનની દુષ્ટ સંગતિથી કેટલાક વિવેકિયો અવિવેકિયોના પણ ઠપકાના પાત્રરૂપ થયા છે, દુષ્ટ જનની દુષ્ટ સંગતિથી કેટલાક વિનયવાળા પુરૂષો પણ

અવિનયવાળા પુરૂષોમાં અગ્રેસર ગણાયા છે અને દુષ્ટ જનની દુષ્ટ સંગતિથી કુલીન પુરૂષો પણ અકુલીન ગણાયા છે. અરે એ દુષ્ટ જનની દુષ્ટ સંગતિએ કેટલા કેટલા ડાહ્યા પુરૂષોને પણ ઘેલા નથી કર્યા, એ દુષ્ટ જનની દુષ્ટ સંગતિએ કેટલા કેટલા ઉત્તમને પણ નીચ નથી કર્યા, એ દુષ્ટ જનની દુષ્ટ સંગતિએ કેટલા કેટલા પ્રમાણિક પુરૂષોને પણ અપ્રમાણિક નથી કર્યા, એ દુષ્ટ જનની દુષ્ટ સંગતિએ કેટલા કેટલા ધીર પુરૂષોને પણ અધીર નથી કર્યા, એ દુષ્ટ જનની દુષ્ટ સંગતિએ કેટલા કેટલા મહાત્માઓને પણ મહાત્મ્યથી ભ્રષ્ટ નથી કર્યા, એ દુષ્ટ જનની દુષ્ટ સંગતિએ કેટલા કેટલા તપસ્વિઓને પણ તપસ્યાથી ભ્રષ્ટ નથી કર્યા, એ દુષ્ટ જનની દુષ્ટ સંગતિએ કેટલા કેટલા સુશીલ પુરૂષોને પણ શીલથી ભ્રષ્ટ નથી કર્યા અને એ દુષ્ટ જનની દુષ્ટ સંગતિએ કેટલા કેટલા સરલ પુરૂષોને પણ સર્વોત્તમ સરલતાથી ભ્રષ્ટ નથી કર્યા? દુષ્ટ સંગતિના પ્રભાવથી રાજાઓ મહારાજાઓ અને રાજાધિરાજાઓ પણ રાજ્યથી ભ્રષ્ટ થયા છે, પ્રતિષ્ઠાથી ભ્રષ્ટ થયા છે અને સુખ-સંપત્તિથી ભ્રષ્ટ થયા છે. મનરૂપી મનોહર નિકુંજમાં જે સમયે દુષ્ટ સંગતિરૂપ દાવાનલની વિકરાલ જ્વાલા લાગે છે, ત્યારે તેમાંથી સુશીલતા, સરલતા, સુજનતા, દયાલુતા અને વિદ્ગત્તારૂપ કલ્પવૃક્ષોની બાલલતાઓ છેક કરમાઇને નિર્મૂલ થઇ જાય છે, સત્યરૂપ અમૃતસર સૂકાઇ જાય છે, સૌહાર્દ સંતોષ અને મૃદુતારૂપ લતાગૃહો બળી જાય છે, સદ્ગુણરૂપી વનપક્ષિઓ જુદી જુદી દિશાઓમાં ઉડી જાય છે, સભ્યતારૂપ કદલીવન કરમાઇ જાય છે, અને નમ્રતારૂપ પુષ્પલતાઓ નાશ પામે છે. દુષ્ટ સંગતિથી નથી આ લોકમાં સુખ કે નથી પરલોકમાં સુખ, દુષ્ટ સંગતિથી નથી સુજતું આ લોકનું હિત કે નથી સુજતું પરલોકનું હિત, દુષ્ટ સંગતિથી નથી ઓળખાતા પોતાના કે નથી ઓળખાતા પારકા, દુષ્ટ સંગતિથી નથી સમજાતું સત્ય કે નથી સમજાતું અસત્ય અને દુષ્ટ સંગતિથી નથી જણાતું કૃત્ય કે નથી જણાતું અકૃત્ય. એટલુંજ નહિ પણ જે જે દુ:ખો, જે જે પાપો, જે

જે દુર્લક્ષણો, જે જે દુર્ગુણો અને જે જે દુરાચરણો છે તે તે સર્વ તરતજ હૃદયમાં ચારે કોર ફેલાઇ જાય છે. માટે પોતાનું કલ્યાણ ઈચ્છનાર, અને કીર્તિ ઇચ્છનાર પુરૂષોએ કોય દિવસે સ્વપ્નમાં પણ દુષ્ટ સંગતિની પાસે જવું નહીં, કારણ કે દુષ્ટ સંગતિ ઝેરી વેલાની પેઠે દૂરથી પણ પોતાની ઝેરી હવાથી લોકોને અનેક પ્રકારની હાનિ કરે છે તો પછી તેનો આશ્રય કરનારાઓને હાનિ કરે તેમાં શું આશ્ચર્ય ? એક કોરે જેમ દુષ્ટ સંગતિનો આવો દુષ્ટ પરિણામ છે તેમજ બીજી કોરથી સત્સંગતિનો અતિ ઉત્તમ પરિણામ છે. સત્સંગતિરૂપ કલ્પલતાવિષે જે જે બોલિયે તે તે ઓછું છે. સત્સંગતિ એ એક સર્વ વિદ્યાઓની જન્મભૂમિ છે, સત્સંગતિ એ એક સર્વ કલાઓની ખાણરૂપ છે, સત્સંગતિ એ એક સર્વ સદ્ગુણોની વશીકરણવિદ્યા છે, સત્સંગતિ એ એક સર્વ દુર્ગુણોની ઉચ્ચાટનવિદ્યા છે. સત્સંગતિ એ એક સર્વ વિનયોની આકર્ષણવિદ્યા છે, સત્સંગતિ એ એક નિરભિમાનપણાંની સ્તંભનવિદ્યા છે, સત્સંગતિ એ એક સર્વ સદ્વિચારોની અધ્યયનશાલા છે, સત્સંગતિ એ એક સર્વ સદ્બુદ્ધિરૂપ બાલલતાને દિવ્ય ઔષધિરૂપ છે, સત્સંગતિ એ એક સર્વ સદ્વિચારરૂપ કમળોનો પ્રકાશ કરવામાં શરદ્ ઋતુરૂપ છે, અને સત્સંગતિ એ એક કુલીનતારૂપ કલહંસીને ગંગારૂપ છે. હું ત્રણેય લોકમાં એવું કોય પણ સુખ નથી દેખતો કે જે સત્સંગતિથી પ્રાપ્ત ન થાય. અનેક દેવતાઓ, અનેક દાનવો, અનેક યક્ષો, અનેક રાક્ષસો, અનેક સર્પો, અનેક અપ્સરાઓ, અનેક સિદ્ધો, અનેક ગંધર્વો અને અનેક મનુષ્યો સત્સંગતિથી ઉત્તમોત્તમ પદવીને પ્રાપ્ત થયેલ છે એવું અનેક પુરાણ ઇતિહાસોમાં સાંભળવામાં આવ્યું છે. સત્સંગતિથી કેટલાક મૂર્ખલોકો વિદ્વાન્ લોકોને પણ માનવાયોગ્ય થયા છે, સત્સંગતિથી કેટલાક અવિવેકી પણ વિવેકી થયા છે, સત્સંગતિથી કેટલાક અવિનયવાળા પણ વિનયવાળા થયા છે, અને સત્સંગતિથી કેટલાક અકુલીન પણ કુલીનમાં ગણાયા છે. એ સત્સંગતિએ કેટલા કેટલા ઘેલાઓને પણ ડાહ્યા નથી કર્યા,

એ સત્સંગતિએ કેટલા કેટલા નીચને પણ ઉત્તમ નથી કર્યા, એ સત્સંગતિએ કેટલા કેટલા અપ્રમાણિકને પણ પ્રમાણિક નથી કર્યા, એ સત્સંગતિએ કેટલા કેટલા અધીર પુરૂષોને પણ ધીર નથી કર્યા, એ સત્સંગતિએ કેટલા કેટલા નિર્દય પુરૂષોને પણ દયાર્દ્ર નથી કર્યા, એ સત્સંગતિએ કેટલા કેટલા નિર્લજ્જ પુરૂષોને પણ લાજવાળા નથી કર્યા, એ સત્સંગતિએ કેટલા કેટલા અપ્રમાણિકને પણ પ્રમાણિક નથી કર્યા, એ સત્સંગતિએ કેટલા કેટલા દુરાચરણીઓને પણ સદાચરણી નથી કર્યા, એ સત્સંગતિએ કેટલા કેટલા ઉદ્ધત પુરૂષોને પણ નમ્ર નથી કર્યા, એ સત્સંગતિએ કેટલા કેટલા મદાંધ પુરૂષોને પણ દેખતા નથી કર્યા, એ સત્સંગતિએ કેટલા કેટલા ક્રૂર મનવાળા પુરૂષોને પણ કોમલ મનવાળા નથી કર્યા, એ સત્સંગતિએ કેટલા કેટલા દુર્જનોને પણ સજ્જન નથી કર્યા અને એ સત્સંગતિએ કેટલા કેટલા કુટિલતા ભરેલા લોકોને પણ સર્વોત્તમ સરલતાવાળા નથી કર્યા? સત્સંગતિથી દીનમાં દીન, રાંકમાં રાંક અને અનાથમાં અનાથ લોકો પણ રાજપદને, મહારાજપદને અને રાજાધિરાજપદને પણ પ્રાપ્ત થયા છે, ઉત્તમોત્તમ પ્રતિષ્ઠાને પ્રાપ્ત થયા છે અને સર્વોત્તમ સંપત્તિઓને પ્રાપ્ત થયા છે.

આપણા મનરૂપી મનોહર નિકુંજમાં જ્યારે સત્સંગતિરૂપ અમૃતની વૃષ્ટિ થાય છે ત્યારે સુશીલતા, સરલતા, સુજનતા, દયાલુતા અને વિદ્વત્તારૂપ, કલ્પલતાઓની બાલલતાઓ પલ્લવિત અને પુષ્પિત થઇને ફલિત થાય છે; સત્યરૂપ અમૃતસર સંપૂર્ણ ભરાઈ રહે છે; સૌહાર્દ, સંતોષ અને મૃદુતારૂપ લતાગૃહો અતિ મનોહર દેખાવનાં થાય છે; સદ્ગુણરૂપી મનોહર પક્ષિયો પ્રતિદિવસ તેમાં મનોહર ક્રીડા કરે છે, સભ્યતારૂપ કદલીવન નવપલ્લવથી સુશોભિત થઇ રહે છે અને નમ્રતારૂપ પુષ્પલતાઓ ચારેકોર પુષ્પોથી પ્રકાશ પામી રહે છે તથા પોતાના ઉત્તમ સુગંધથી સર્વ લોકોને આનંદિત કરી મેલે છે. સત્સંગતિરૂપ કામદુઘાનો મહિમા કોઈનો અજાણ્યો નથી. એ કામદુઘા પ્રાપ્ત થાવી તે કાંઈ ઓછાં તપોનું, ઓછાં પુણ્યોનું, કે ઓછાં ભાગ્યનું ફલ નથી.

સત્સંગતિથીજ માણસ શું હિત છે અને શું અહિત છે તે જાણે છે, સત્સંગતિથીજ માણસ શું કરવા યોગ્ય છે ને શું ન કરવા યોગ્ય છે તે જાણે છે, સત્સંગતિથીજ માણસ શું સત્ય છે અને શું અસત્ય છે તે સમજે છે, સત્સંગતિથીજ માણસ શું ત્યાગ કરવા યોગ્ય છે ને શું ગ્રહણ કરવા યોગ્ય છે તે સમજે છે, સત્સંગતિથીજ માણસ આ લોકનું હિત અને પરલોકનું હિત સમજે છે, સત્સંગતિથીજ માણસ સર્વ પ્રકારે જ્ઞાન મેળવે છે, સત્સંગતિથીજ માણસ સત્કીર્તિ મેળવે છે, સત્સંગતિથીજ માણસ પવિત્ર પ્રતિષ્ટા મેળવે છે, સત્સંગતિથીજ માણસ માન મેળવે છે, અને સત્સંગતિથીજ માણસ મોક્ષને પણ મેળવે છે. સત્સંગતિથી આ લોકનું હિત થાય છે તેમ પરલોકનું પણ હિત થાય છે એટલુંજ નહિ પણ સત્સંગતિથી જે જે શુભ લક્ષણો, જે જે સદગુણો અને જે જે સદાચરણો જગતમાં ગવાય છે તે તે સર્વ હૃદયમાં ચારે કોર ફેલાઈ જાય છે. માટે પોતાનું કલ્યાણ ઈચ્છનારા પુરૂષોએ સત્સંગતિ નિરંતર રાખવી, સત્સંગતિનેજ ધન ગણવું, સત્સંગતિનેજ બળ ગણવું, અને સત્સંગતિનેજ સર્વસ્વ ગણવું. સત્સંગતિમાં કેટલા કેટલા ગુણો છે, સત્સંગતિમાં કેટલા કેટલા લાભ છે, સત્સંગતિમાં કેટલા કેટલા અભ્યુદયો છે, તે વિષે વર્ણન કરિયે અને તેનાં ઉદાહરણો લખવા બેશિયે તો મોટા મોટા ગ્રંથો લખાય માટે ઘણું શું કહું પણ સર્વ સદ્વિદ્યાઓનું, સર્વ સદ્‍ગુણોનું, સર્વ સંપત્તિઓનું, સર્વ અભ્યુદયોનું, સર્વ આનંદોનું, સર્વ પુણ્યોનું, સર્વ સ્નેહોનું, અને સર્વ કલ્યાણોનું મૂળ કારણ સત્સંગતિ, સત્સંગતિ અને સત્સંગતિજ છે."

એ છેલાં વાક્યની સમાપ્તિ થતાંજ સૂર્યદેવનો અસ્ત થવાથી તે રાજકુમાર ઇન્દ્રનીલમણિમય થઇ ગયો. વિદ્યાનિધિ વગેરે વિદ્યાર્થીઓ પોતાનું સાયંકાલનું સ્નાન, સંધ્યા, મંત્ર જપ અને શિવાર્ચન પરવારી રાજકુમારની પર્ણકુટીમાં જઇને જુવે છે ત્યાં તો પર્ણકુટી કેમ જાણે રાજકુમારરૂપ રત્ન જવાથી તેજરહિત થઇ ગઈ હોય, પુસ્તકો કેમ જાણે

પોતાનો ઉત્તમ ગ્રાહક ખોવાઈ જવાથી ઉદાસીમાં મગ્ન થઇ ગયાં હોય, લેખણ ખડિયો કેમ જાણે પોતાનો ઉપયોગ કરનાર મનુષ્યરત્નના વિયોગથી મૂર્છિત થયેલ હોય, રચતાં રચતાં અધૂરી લખાયેલી કવિતાના કાગળો પોતાના રચનારને ગોતવા સારૂ કેમ જાણે ચારેકોર ઉડતા હોય, વીણા કેમ જાણે રાજકુમારવિના દુઃખથી મૌન ધારણ કરી એક ખુણે પડી ગઇ હોય, રાજકુમારે પોતાના કરકમલથી ચિત્રેલા ચિત્રમાં રહેલા અંગદેશના અને બંગ દેશના રાજાની મૂર્તિઓ મિત્રવિયોગના દુઃખથી ધરતી ઉપર પડવાથી કેમ જાણે રજોટાઈ રહી હોય અને દીવો પણ કુલદીપક રાજકુમારવિના કેમ જાણે ખેદ અને દુઃખથી કંપતો હોય તેવું સર્વ શૂન્ય જોવામાં આવ્યું. પર્ણકુટીની ઉપર પ્રમાણેની સ્થિતિ જોતાંજ સર્વ વિદ્યાર્થીઓના મનમાં અકસ્માત્ ભય થઇ આવ્યો તો પણ ધીરજ રાખી નજરબાગમાં આશ્રમને નદીને તીરે અને છાયાવૃક્ષોની તળે ફરીફરીને રાજકુમારને જોતાં છતાં પણ જ્યારે ક્યાંઇથી તેનું દર્શન ન થયું ત્યારે ચંદ્રપ્રભા અને પ્રિયંવદાની પાસે આવી “રાજકુમાર આ સમયે આજે પર્ણકુટીમાં નથી તેમ કોઈ વનમાં પણ નથી માટે અમને ઘણી ચિંતા થાય છે.” એવું કહ્યું. આ વાક્ય સાંભળતાંજ ચંદ્રપ્રભા, પ્રિયંવદા અને દેવકન્યાઓ મૂર્છિત થઈ પડી ગયાં. વિદ્યાર્થીઓએ કરેલા શીતોપચારથી ક્રમે ક્રમે મૂર્છા દૂર થયા પછી ચંદ્રપ્રભાએ કહ્યું કે “પુત્રો ! મને લાગે છે કે જરૂર આપણે એને નિરંતર ના પાડતાં તો પણ તે આજે પોતાના મિત્રોની પ્રતિમા પાસે ગયા હશે ને તેટલામાં સૂર્યાસ્ત થવાથી તે પણ તેના મિત્રના જેવી દશાનેજ પ્રાપ્ત થયેલા હશે. આપણાં મંદભાગ્યપ્રમાણે એટલું પણ સુખ ક્યાંથી હોય. હાય ધિક્કાર છે આપણાં જન્મ અને જીવિતને કે આવાં આવાં દુઃખો સહન કરતાં છતાં પણ પ્રાણપરિત્યાગ કરી શકતાં નથી. હા ગુણનિધે ! હા સૌશીલ્યસાગર ! હા કવિતાકલ્પવૃક્ષ રાજકુમાર! આપની અનાથ અને નિરાધાર બેહેનોનો, વૃદ્ધ અને નિરાધાર માવતરોનો અને ભક્તિમાન્ વિદ્યાર્થીઓનો અકસ્માત્ ત્યાગ કરી ચાલી નીકળતાં દયા

પણ ન આવી ? આ શું આપના કુલને, આપના શીલને, આપના ગુણોને, અને આપના સ્વાભાવિક પવિત્ર સ્નેહને યોગ્ય છે ? અથવા હવે વૃથા વિલાપો કરી સમય નિર્ગમન કરવો તે કરતાં એજ ઉત્તમ છે કે તે મહાભાગોની મૂર્તિ પાસે જઇ આપણે પણ તેજ દશાને પ્રાપ્ત થવું. વિદ્યાર્થીઓ ! હવે ગુરૂજનની સેવા હું તમને સોપું છું. વિદ્યાર્થીઓ ! જે તમારાથી ઓછા અભ્યાસવાળા બાળકો છે તેઓનો અભ્યાસ તમે પૂર્ણ કરાવજો. વિદ્યાવલ્લરી અને કવિતાકલ્પલતા આદિ મારી પ્રિય પુત્રિયો ! તમે કન્યાશાળાનું કામ સંપૂર્ણ સ્નેહથી ચલાવજો. વૃદ્ધ માવતરોને હાલમાં આ સમાચાર કેહેશો માં પણ અમે શિલારૂપ થયા પછી ધીરે ધીરે તેને સર્વ વૃત્તાંત સંભળાવી પછીથી ધારણા દેજો. બાલલતાઓ, બાલકદંબો, બાલરસાલો અને બાલબકુલવૃક્ષોની સંભાળ રાખજો. પુસ્તકાલયોને શૂન્ય રેહેવા દેશો નહીં. મારૂં રચેલું અપૂર્ણ અપર્ણાપુણ્યોદય નાટક તમેજ પૂર્ણ કરી તમારાજ હાથથી તાલપત્રમાં લખી પ્રત્યેક મુનિજનને આશ્રમે અર્પણ કરજો. આ હવે મારા છેલા પ્રણામ અને આશિર્વાદ છે.” એમ બોલી ચંદ્રપ્રભા ઉભી થઇ પોતાના નિત્ય પૂજવાના મણિમય શિવલિંગને પ્રાર્થનાપૂર્વક પ્રણામ કરી તે પર્વતની ગુફાતરફ ચાલવા લાગી. પ્રિયંવદા અને દેવકન્યાઓ પણ ચંદ્રપ્રભાની પછવાડેજ તે સ્થાનકે જઇ શિલારૂપ થઇ જવું એવો નિશ્ચય કરી ચાલવા લાગી. વિદ્યાનિધિ આદિ વિદ્યાર્થીઓએ ઘણી ઘણી પ્રાર્થનાઓ કરી પણ તે નિષ્ફલ થઇ. વિદ્યાવલ્લરી આદિ કન્યાઓએ પ્રણામસહિત વિનયસહિત નમ્રતાપૂર્વક આંખમાંથી આંસુડાંઓની ધારાઓ પાડતાં કરેલી અનેક પ્રાર્થના પણ કાંઇજ સફલ ન થઇ. છેવટ જે આપની દશા થાશે તેજ અમારી દશા થાશે એમ બોલી વિદ્યાર્થીઓ અને કન્યાઓ સર્વ તેની સાથે તે પર્વતની ગુફાના નવા બારણા પાસે આવી પહોંચ્યાં. અનેક પ્રકારના વિલાપો કરતાં, એકબીજાને ધારણા દેતાં અને સમજાવતાં સમજાવતાં મધ્યરાત્રિ થઇ ગઇ, ચંદ્રોદય થયો, અને અંધકાર સર્વ દિશાઓમાંથી દૂર થયું. પણ તે સર્વના હૃદયમાં પ્રિયજનોના

વિયોગથી સર્વ દિશાઓ અંધકારરૂપજ લાગતી હતી. જ્યાં ચંદ્રપ્રભા તે ગુફાના બારણામાં પેસવા જાય છે એટલામાં તો તે પર્વતની ગુફામાંથી એક કોઈ દિવ્ય દેવકન્યા નીકળી, જેને જોતાંજ સર્વના મનમાં કાંઇ ધારણા આવી ને જાણ્યું કે જરૂર કાંઇ પણ આ દેવકન્યાથી આપણને વૃત્તાંત મળશેજ. ત્યાં તો દેવકન્યાએ પ્રણામ કરી પુછ્યું કે 'બેહેનો! આપ સર્વમાં કોઈ ચંદ્રપ્રભા એવે નામે બેહેન છે?' ચંદ્રપ્રભાએ કહ્યું કે 'દેવિ! જેને આપ પુછો છો તેજ હું છું. આપ ક્યાંથી પધારો છો, કોણ છો અને મને શી આજ્ઞા કરો છો તે હું સાંભળવા આતુર છું.' એ પ્રમાણે ચંદ્રપ્રભાનું બોલવું સાંભળી દેવકન્યાએ કહ્યું કે 'બેહેનો! હું સાયંકાલને સમયે એવા સ્થલમાં હતી કે જ્યાંનો સર્વ પ્રદેશ સ્ફાટિકમણિમય હતો. પણ ત્યાં કોઈ મનુષ્ય ન હોવાથી હું ચાલી નીકળી ત્યાં એક એવું સ્થલ જોવામાં આવ્યું કે જેમાં સર્વ પ્રદેશો માણિક્યનાજ હતા. તે સ્થલમાં પણ કોઇ મનુષ્ય ન હોવાથી હું આગળ ચાલી તેટલામાં એક એવું સ્થલ જોવામાં આવ્યું કે જેમાં સર્વ પ્રદેશો ઈન્દ્રનીલમણિમય હતા. ત્યાં ઈન્દ્રનીલમણિના શિવાલય પાસે દિવ્ય અને ભવ્ય ઇન્દ્રનીલમણિની ત્રણ મૂર્તિ મારા જોવામાં આવી જેનું રૂપ જોઇનેજ હું બિસ્મય પામી ગઇ. એક નજરે હું તેજ મૂર્તિઓને નિરખતી હતી. એટલામાં અકસ્માત્ કોય દિવ્ય મુનિ આવી બોલ્યા કે 'પુત્રિ! તું આંહિ વધારે નહિ રોકાતાં આ માર્ગેથી આ સ્થલમાંથી બહાર નીકળી જા અને ત્યાં ચંદ્રપ્રભા એવે નામે રાજપુત્રી છે તેને આ પત્રિકા આપજે ને પછી તું પણ ત્યાંજ તેની સાથે નિવાસ કરજે.' આ પ્રમાણે એનું વચન સાંભળી જેવી આપની આજ્ઞા એમ કહી એ મુનિરાજ પાસેથી પત્રિકા લઈ હું આપ પાસે આવી છું.' એમ કહી પત્રિકા ચંદ્રપ્રભાના હાથમાં આપી કે જેમાં નીચે પ્રમાણે લખેલું હતું.

"પુત્રિ ચંદ્રપ્રભા! પુત્રિઓ દેવકન્યાઓ! પ્રિય બેન પ્રિયંવદા! નિરંતર ક્ષણે ક્ષણે હૃદયમાં ધૈર્ય સ્થિર કરો. ઘણું દુઃખ ભોગવાઇ

ચુકું છે. થોડુંજ માત્ર હવે ભોગવવાનું છે માટે ધીરજ છોડો માં અને સાહસ કરો માં. વિદ્યાદાનરૂપ મહા અમૂલ્ય ચિંતામણીને રાત દિવસ સેવ્યા કરો. એ ચિંતામણીજ તમારા સર્વ મનોરથ પૂર્ણ કરશે."

એ પ્રમાણે પત્રિકાનાં વાક્યો વાંચવાથી ચંદ્રપ્રભાનો પ્રાણત્યાગ કરવાનો વેગ કાંઇક શાંત થયો. ને વિશેષેકરીને વિદ્યાનિધિ આદિ વિદ્યાર્થિઓ અને વિદ્યાકલ્પલતા આદિ કન્યાઓએ હજારો પ્રાર્થનાથી તે વેગને છેક નિર્મૂળ કરી નાંખ્યો. પછી ચંદ્રપ્રભા લાંબો નિઃશ્વાસ નાંખી આંખમાંથી આંશુડાં વસ્ત્રનાં છેડાથી લુહીને બોલીકે "પ્રિય દેવ-કન્યા! જો આ સમયે આ પત્રિકા લઈને આપનું આહીં પધારવું નહિ થયું હોત તો અમારામાંથી કોયે હવે આ જીવિતના દુઃખનો અનુભવ કરવો એવું ધારેલ ન હતું. હું સત્ય કહું છું કે હવે અમને અમારૂં આ જીવિત અતિષય લાજ ઉપજાવે છે તથા અમારૂં કૃતઘ્નપણું, અમારૂં નીચપણું અને અમારૂં કઠોરપણું દર્શાવેછે. પણ શો ઉપાય, શી ગતિ અને શું બલ? ભાવિ પદાર્થ કાંઇ જુદાજ પ્રકારનો છે. જો કે હવે આંહીંથી આશ્રમ તરફ ચાલતાં ડગલું ભરતાં મન માનતું નથી અને હૃદયમાં ઉત્સાહ આવતો નથી પણ વૃદ્ધ ગુરૂજનોની સેવા અને આપને મળેલા માયાળુ મહાત્માની આજ્ઞા એ બેય આશ્રમ તરફ ખેંચે છે." આ પ્રમાણે ચંદ્રપ્રભાનું બોલવું સાંભળી દેવકન્યાએ કહ્યું કે "બેન! આપનું કહેવું યથાર્થ છે. પ્રિયજનનો વિયોગ એવો અસહ્ય છે કે તેની પાસે મૃત્યુનું દુઃખ પણ સેહેલું લાગેછે. હું જે પ્રદેશમાંથી આવુંછું તે પ્રદેશમાં છેલી જે ઇંદ્રનીલમણિની પ્રતિમા હતી તે જોતાંજ મારૂં મન તેમાં બંધાઈ ગયું હતું કે ત્યાંથી ખસવાનીજ મને ઈચ્છા ન હતી. પણ અકસ્માત્ તે મહાત્માએ આવીને આજ્ઞા કરી કે 'તું આંહી ક્ષણએક પણ ન રોકતાં સામેના માર્ગેથી બાહાર નીકળી જા.' તે સમયે જો કે મને તે વાત લેશ પણ ગમતી ન હતી પણ મુનિ-રાજનો પ્રભાવ અને તેજ એવું હતું કે મારાથી એક અક્ષર પણ તેની આજ્ઞાથી વિરૂદ્ધ બોલાયો નહિ. માત્ર હાથ જોડી ઉભી રહી અને

'જેવી આપની આજ્ઞા' એટલુંજ બોલી, પણ હૃદય અને નેત્ર તો તેજ પ્રતિમામાં બંધાણાં હતાં. માયાળુ મહાત્મા પોતાના તપના પ્રભાવથી મારા હૃદયની વાત જાણી જતાં બોલ્યા કે 'પુત્રિ! તારૂં હૃદય અને નેત્ર જે પ્રતિમામાં બંધાણાં છે અને નિષ્પ્રતિમ પ્રેમથી તું જેનાથી દૂર થવા નથી ઇચ્છતી તે પ્રતિમા કોની છે, આવી સ્થિતિ તેની કેમ થઇ છે અને તે જડતાથી મુક્ત થઇ ચૈતન્યવાળી ક્યારે થાય અને ક્યાં સાધનથી થાય તે સર્વ વાતનું જ્ઞાન તને ચંદ્રપ્રભાના સહવાસથી થાશે. અને ચંદ્રપ્રભાના કેહેવા પ્રમાણેજ તું પુણ્યકર્મ કરજે કે જેથી તારો ધારેલો મનોરથ તરત સિદ્ધ થાય. માત્ર આંહી ઉભાં રહીને એ પ્રતિમા જોયા કર્યાથી કાંઇજ સિદ્ધિ નથી માટે હું તને આંહીથી ચંદ્રપ્રભાપાસે જવાનું કહુંછું તે તારાજ હિત માટે છે. માટે કાંઈ પણ શંકા ન લાવતાં તું તરત આ સ્થલમાંથી નીકળી જા.' આ પ્રમાણે એમનું વાક્ય સાંભળી શિવજીને, એ પ્રતિમાઓને અને એ મહાત્માને પ્રણામ કરી હું આપની સેવામાં આવી છું. હવે મને એ પ્રતિમાઓનું વૃત્તાંત સાંભળવાની ઘણી ઉત્કંઠા છે ને તેવું શું સાધન અને પુણ્યનું કામ આપ બતાવો છો કે જેથી તે પ્રતિમાઓ જડતાથી મુક્ત થઇ સજીવ થાય, તે સાંભળવા હું અતિ આતુર છું." નવીન દેવકન્યાનું એ વાક્ય સાંભળી ચંદ્રપ્રભા, પ્રિયંવદા અને દેવકન્યાઓને રાજકુમારનું કહેલું બધું વૃત્તાંત તત્કાળ સાંભરી આવ્યું. દેવકન્યાઓને પૂર્વજન્મના સ્મરણથી 'અરે આ આપણી વાહાલી સખી કલ્હારકલિકા શાપમુક્ત થઇ' એવો નિશ્ચય થયો તેથી તરત ઉભાં થઇ એકબીજાને મળવા લાગ્યાં. પરસ્પર પ્રેમપૂર્વક મળવાનું કામ શાંત પડયા પછી ચંદ્રપ્રભાએ કહ્યું કે 'દેવી! આપ જે સાંભળવા ઇચ્છોછો તે વૃત્તાંત ઘણું લાંબુ છે. પ્રાતઃકાળ થવા આવેલ છે, વૃદ્ધ માતાપિતાને સ્નાન કરાવવાનો સમય થઇ ગયો છે માટે હમણાં આપણે આપણા આશ્રમે જઇયે. ત્યાં ગુરૂજનની સેવા સમાપ્ત થયા પછી હું સર્વ વૃત્તાંત વિસ્તારથી કહી સંભળાવીશ.' એ પ્રમાણે ચંદ્રપ્રભાનું વાક્ય સાંભળી 'આપનું બોલવું યથાર્થ છે' એમ કહી સર્વ

ચંદ્રપ્રભા સાથે પોતાના આશ્રમમાં આવ્યાં. પોતાનાં વૃદ્ધ માતપિતાની સેવા કરી તેઓને જમાડી મધ્યાન્હ સમયે વિદ્યાલયમાં આવી સર્વ કન્યાઓને તથા સર્વ વિદ્યાર્થીઓને ભેળાં કરીને ચંદ્રપ્રભાએ નવીન દેવકન્યાપાસે શત્રુશલ્ય ઈંદ્રનીલમણીરૂપ થઈ ગયા ત્યાંથી માં-ડીને આ રાજકુમાર ચિત્રસેન ઈંદ્રનીલમણીરૂપ થઇ ગયા ત્યાંસુધી સઘળું વૃત્તાંત વિસ્તારથી કહી સંભળાવ્યું ને છેવટ કહ્યું કે પ્રત્યેક આપ્ત લોકોનાં વાકયોથી અને આજસુધી અમને થયેલા અનુ-ભવથી અમને એમજ નિશ્ચય છે કે વિદ્યાદાન, વિદ્યાદાન અને વિદ્યાદાનજ આપણું કલ્યાણ કરનાર છે. માટે અમે મન-વચન-કર્મથી વિદ્યાદાન કરિયે છિયે અને તમે પણ તેમજ વિદ્યાદાન કરો જેથી તમારા સર્વ મનોરથ પૂર્ણ થાશે. એ પ્રમાણે ચંદ્રપ્રભાનું બોલવું સાંભળી નવીન દેવકન્યાએ પણ કેટલીક કન્યાઓને પોતા પાસે રાખી વિદ્યાદાન આપવા માંડયું. ત્રણ દેવકન્યાઓ, ચંદ્રપ્રભા અને પ્રિયંવદાના પવિત્ર પ્રયાસથી સઘળી કન્યાઓ અને ઋષિપત્નીઓ ઘણીજ વિદ્વાન થઇ. પ્રત્યેક કન્યાઓ નવાં નવાં પુસ્તકો રચવાને શક્તિમાન્ થઇ. કેટલાંક તેનાં રચેલાં પુસ્તકો વાંચી ચંદ્રપ્રભાના અને પ્રિયંવદાના અંતઃકરણમાં ઘણોજ સંતોષ થાવા લાગો. પોતાની પાસે અભ્યાસ કરી વિદ્વાન્ થઇ નવા ગ્રંથ રચે તે જોવાથી કોને આનંદ ન થાય? કન્યાઓ એવી તો વિદ્વાન થઇ હતી કે ચંદ્રપ્રભા, પ્રિયંવદા અને દેવકન્યાઓને માત્ર પરીક્ષા લેવાનુંજ કામ કરવું પડતું બાકી સર્વ કામ કન્યાઓજ ચલાવતી. તેના રચેલા ગ્રંથો, તેનાં કરેલાં ચિત્રો, તેનાં લખેલાં પુ-સ્તકો, તેનાં ભરેલાં ભરતો, તેનાં શિવેલાં કપડાંઓ, અને ટુંકામાં તે કન્યાઓનું વિદ્વાનપણું અને કલાકુશલપણું જોઇ જોઇને થતા અપ્રતિમ સંતોષથી પોતાનાં અસહ્ય દુઃખો પણ વિસ્મરણ થવા લાગાં. જેમ કન્યાઓની વિદ્વત્તા અપ્રતિમ હતી તેમજ વિદ્યાર્થિયોની વિદ્વત્તા પણ કાંઇ જુદાજ પ્રકારની હતી. તેઓએ માત્ર પોતાની ગુરૂભક્તિથીજ સઘળી વિદ્યાસંપાદન કરી હતી. થોડાં વર્ષોમાં અભ્યાસ કરાવી શ્રુત-

શીલ ઈંદ્રનીલમણીની પ્રતિમારૂપ થઇ જવાથી તેઓએ કેટલાક દિવસ અભ્યાસ બંધ રાખી છેવટ પોતાના ગુરૂનું ચિત્ર કે જે તેની પ્રાણપ્રિયા પ્રિયંવદાએ પોતાના હાથથીજ ચિત્રેલું હતું તેને એક ઉત્તમ સિંહાસન ઉપર બેસાડી તેની પાસેથી કેમ જાણે ભણતા હોય તેવી રીતે વેદ શાસ્ત્ર પુરાણ ઇતિહાસ વિગેરેના ગહન વિષયો લઇ તેની પાસે બેસી ગુરૂનું ધ્યાન ધરી વિચારતા તેજ સમયે તેઓની અપ્રતિમ ભક્તિથી કેમ જાણે હૃદયમાં આવી એને ગુરૂ ભણાવતા હોય તેમ તેઓને અતિ કઠિન વિષયો પણ નિઃસંદેહ સમજવામાં આવી જતા હતા. આવી ભક્તિથી સંપાદન કરેલી વિદ્યા અપ્રતિમ હોય એમાં શું આશ્ચર્ય? ઉત્તમોત્તમ વિદ્યાર્થિયો અને ઉત્તમોત્તમ કન્યાઓ જોઇને સઘળા મુનિજનો પણ અત્યંત પ્રસન્ન થયા. અરે વિદ્યાર્થિઓ અને કન્યાઓ તો ચંદ્રપ્રભા અને પ્રિયંવદાના પ્રયત્નથી વિદ્વાન્ થાય તેમાં આશ્ચર્ય નહીં પણ એ આશ્રમનાં મેનાં-પોપટ વિગેરે પક્ષીઓ પણ નિરંતરના પરિચયથી વિદ્વાન્ થઈ ગયાં હતાં અને ઘણી વેળા શાસ્ત્રાર્થ કરતાં હતાં. પોતાનું આરંભેલું વિદ્યાદાન આવી સ્થિતિએ પોંચેલું દેખી ચંદ્રપ્રભા અને પ્રિયંવદા જો કે બીજા અનેક પ્રકારનાં દુઃખમાં મગ્ન હતાં તો પણ આ વિષયમાં તેને સંતોષની સીમા રહેતી ન હતી. વિદ્યાર્થિયો અને કન્યાઓનું ઉત્તમોત્તમ વિદ્વાનપણું જોઇ તેઓની આંખોમાંથી હર્ષનાં આશુડાંની ધારાઓ પડતી હતી. આવી સ્થિતિએ વિદ્યાદાનનું કામ પોંહોચ્યું તેમ છતાં પણ હજી તેઓ ઘણાજ પ્રેમથી વિદ્યાદાનનું કામ ચલાવવા લાગ્યાં. જેમ જેમ નવા વિદ્યાર્થિયો અને કન્યાઓ આવતાં જાય તેમ તેમ થોડાજ સમયમાં તેઓ કેમ ઉત્તમ વિદ્વાન બની જાય એવાજ વિચારો તેઓના હૃદયમાં ઘોળાયા કરતા હતા. ને તેવા તેવા અનેક ઉપાયો તેઓ કરતાં હતાં. એક બાલકથી માંડીને વૃદ્ધસુધી સઘળાં એમજ સમજતાં હતાં કે વિદ્યાદાન એજ સર્વથી ઉત્તમ દાન છે, વિદ્યાદાન એજ સહુથી ઉત્તમ પુણ્ય છે, અને વિદ્યાદાન એજ સર્વ કલ્યાણોનું સાધન છે. અને એવાજ દૃઢ વિચારથી જેને જે કાંઇ આવડતું તે બીજાને પોતાનો ધર્મ

સમજી શિખવવાનો પ્રયત્ન કરતાં હતાં. જે જેનાથી અધિક અભ્યાસવાળું, અધિક જ્ઞાનવાળું અને અધિક અનુભવવાળું હતું, તે પોતાથી ઓછા અભ્યાસવાળાને, પોતાથી ઓછા જ્ઞાનવાળાને અને પોતાથી ઓછા અનુભવવાળાને પૂર્ણ પ્રેમથી અભ્યાસ વધારવા, જ્ઞાન વધારવા અને અનુભવ વધારવા પ્રયત્ન કરતું હતું. ટુંકામાં તે આશ્રમમાં સર્વ મનુષ્યો માત્ર વિદ્યા શિખવી અને શીખવવી એજ પોતાનો પરમ કલ્યાણકારક ધર્મ છે એમ સમજતાં હતાં.

એટલી વાત કરી ઉપમન્યુ હસીને બોલ્યા કે 'મહારાજ કીર્તિપાળ! અને પ્રધાન શિવશર્મા! શ્રીભોળા શંભુની ભક્તવત્સલતા જોઇ મને આશ્ચર્યસહિત આનંદ ઉત્પન્ન થાય છે કે જે રાજાઓના દેહ ત્યાં નીલમણીની પ્રતિમારૂપ થઇ ગયા છે તેઓ પવિત્ર પતિવ્રતાઉપર કરેલ પાપદૃષ્ટિનું ફલ યમપુરમાં ભોગવતા હતા અને હજી ઘણા દિવસ તેને તેજ ફલ ભોગવવાનું હતું પણ આ સમયે પરમ દયાળુ પરમેશ્વર કૃપા કરી યમરાજના પાસથી મુક્ત કરી એક રાજકુમારને આપની ધર્મપત્ની મહારાણી સુકન્યાથી જન્મ લેવા આજ્ઞા કરે છે અને બીજા બે રાજકુમારને આપના પ્રધાન શિવશર્માની ધર્મપત્ની સુશીલાથી જન્મ લેવા આજ્ઞા કરે છે, હવે આ અતિરૂદ્રની પૂર્ણાહુતિ કરો. તમારા મનોરથની સિદ્ધિ પરમ કૃપાળુ પરમેશ્વરે આપી છે તેથી મને ઘણો સંતોષ થયો છે.' એમ કહી મહામુનિ ઉપમન્યુ બોલતા રહી ગયા. આવાં ઉપમન્યુનાં વચન સાંભળી સૌજન્યનો સાગરરૂપ કીર્તિપાલ અને પ્રધાન શિવશર્મા હાથ જોડી બોલ્યા કે 'મુનિરાજ! આપની કૃપાથી પરમ કૃપાલુ પરમેશ્વરે અમારો મનોરથ પૂર્ણ કરવા કૃપા કરી તેના સંતોષ કરતાં તેનાં વૃદ્ધ માતાપિતાઓ, દેવકન્યાઓ અને ચંદ્રપ્રભા તથા પ્રિયવંદાને એ રાજકુમારોનો વિયોગ વધારે કાલ ભોગવવો પડશે તેનો ખેદ અમને વધારે થાય છે. માટે પરમ કૃપાળુ પરમેશ્વરે તેઓને મુક્ત કરી તેનાં સ્નેહિ સંબંધી સાથે મેળવ્યા હોત અને અમારા મનોરથ પૂરવા કાંઈ બીજું વિચાર્યું હોત તો સારૂં હતું.'

ઉપર પ્રમાણે મહારાજ કીર્તિપાલ અને પ્રધાન શિવશર્માનું બોલવું સાંભળી ઉપમન્યુ હસીને બોલ્યા કે 'મહારાજ કીર્તિપાલ અને પ્રધાન શિવશર્મા! તમારૂં બોલવું યથાર્થ છે. તમજેવા સુજ્ઞ અને ગુણજ્ઞ લોકોને એમજ ઘટે છે, કે પોતાનું સુખ ન ઇચ્છતાં પારકું સુખ ઇચ્છવું. પણ તમારૂં અજાણ્યું નથી કે માણસોથી જે જે સુકૃતો અથવા દુષ્કૃતો થાય છે તે તે ક્રમ પ્રમાણે ભોગવવાંજ પડે છે. જો કે ચંદ્રપ્રભા, પ્રિયંવદા અને દેવકન્યાઓનાં પુણ્યોનો હવે પાર નથી તો પણ અંગ બંગ અને કલિંગ દેશના રાજાઓએ કરેલાં કૃત્યોનાં ફલો હજી સંપૂર્ણ ભોગવાઇ રહેલાં નથી ત્યાંસુધી તેઓને પોતાનાં તીર્થરૂપ માતાપિતાઓનો તથા પોતાની પવિત્ર પ્રાણપ્રિયાઓનો સમાગમ ઘણોજ દૂર છે. આ સમયે તમજેવા પવિત્ર પિતાથી તેઓ જન્મ પામશે તે પણ તેઓની પતિવ્રતા પત્નીયોએ કરેલ વિદ્યાદાનના પ્રભાવથીજ. જે સમયે વિદ્યાદાનરૂપ કલ્પવૃક્ષ સંપૂર્ણ ફલિત થાશે તે સમયે તેઓ તરતજ પોતપોતાનાં પ્રિયજનોને મળશે. માટે તે વિષે તમે કાંઇજ ચિંતા ન કરતાં પરમકૃપાલુ પરમેશ્વરનું ધારેલું સુખરૂપ માનો.' એવું મહામુનિ ઉપમન્યુનું બોલવું સાંભળીને ફરીથી પણ રાજા કીર્તિપાલે અને પ્રધાન શિવશર્માએ પ્રાર્થના કરી કે 'ભગવન્! આપનું બોલવું યથાર્થ છે પણ આપના મુખથી સાંભળેલાં વૃત્તાંતથી અમારૂં હૃદય એવું ભેદાઇ ગયું છે કે એઓ અમારે ત્યાં પુત્ર થઇ સંપૂર્ણ આયુષ્ય ભોગવી અંતે તેનાં પ્રિયજનોને મળે એટલો બધો વિલંબ થવા અમે ઈચ્છતા નથી. અમારે ત્યાં પુત્રપણું પ્રાપ્ત થયાવિનાજ તેઓ ઘણા સમયથી વિયોગવડે દુઃખિત થયેલાં પોતાનાં પ્રિયજનોને મળે તેજ અમને પુત્રજન્મ બરાબર છે. પવિત્ર ચંદ્રપ્રભા, પવિત્ર પ્રિયંવદા અને દિવ્ય દેવકન્યાઓ કેવાં કેવાં તેના વિયોગથી દુઃખ ભોગવે છે તે અમે સારી રીતે આપની કૃપાથી જાણિય છિયે. માટે અમે પોતાનાં સુખને અર્થે તેઓના વિયોગમાં વધારો કરાવવા ઈચ્છતા નથી.' એમ કહી રાજા અને પ્રધાન બોલતા બંધ થયાપછી

ઉપમન્યુએ કહ્યું કે 'મહારાજ કીર્તિપાલ ! પ્રધાન શિવશર્મા ! તમારાં અતિ ઉત્તમ સુજનપણાથી હું ઘણો સંતોષ પામું છું. નિરંતર તમારી એવીજ વૃત્તિ રહે એવું હું ઇચ્છું છું. પારકાં સુખમાટે પોતાનું સુખ ન ઈચ્છે એવા લોકો જગતમાં ઘણાંજ દુર્લભ છે. તમારો અભિપ્રાય સારી રીતે મારા જાણવામાં આવ્યો છે પણ તમે જાણો છો કે સર્વજ્ઞ સર્વશક્તિમાન્ પરમ કૃપાલુ પરમેશ્વરે અનેક બ્રહ્માંડની રચના કરેલ છે, અનેક લોકો રચેલા છે અને અનંક ભુવનો રચેલાં છે, જે પ્રત્યેકની કાલકલ્પના જુદાજ પ્રકારની છે. કેટલાંક બ્રહ્માંડો, લોકો અને ભુવનો એવાં છે કે જ્યાં આપણો એક માસ તે તેઓનો એક દિવસ થાય છે. કેટલાંક બ્રહ્માંડો એવાં પણ છે કે જ્યાં આપણું એક વર્ષ તે તેઓનો એક દિવસ થાય છે. અને કેટલાંક બ્રહ્માંડ એવાં પણ છે કે જ્યાં આપણાં પાંચ વર્ષ તે ત્યાંનો એક દિવસ થાય છે. એમ આપણાં સો વર્ષ, આપણાં હજાર વર્ષ અને આપણાં લાખ વર્ષનો પણ જ્યાં એક દિવસ થાય તેવાં પણ બ્રહ્માંડો છે. જે સ્થલમાં પવિત્ર ચંદ્રપ્રભા પ્રિયંવદા અને દેવકન્યાઓ છે તે સ્થલ એવું છે કે જ્યાં આપણું એક વર્ષ તે તેઓના એક દિવસરૂપ થાય છે. તો ઈશ્વરકૃપાથી તમારે ઘેર જન્મ પામેલા અંગ વંગ કલિંગ દેશના અધિપતિઓ પુત્રપૌત્રનું સુખ ભોગવી પ્રજાનું સારી રીતે રક્ષણ કરી ધર્મકર્મમાં સહાયતા આપી આ લોક અને પરલોકનાં કલ્યાણકારક સાધનો કરી એક સો વીશ વર્ષનું આયુષ્ય ભોગવી પૂર્ણમનોરથ થઇને દેહત્યાગ કરશે, ત્યારે ચંદ્રપ્રભા આદિ તેઓનાં પ્રિયજનોને માત્ર તે સ્થલપ્રભાવથી ચાર માસ વિયોગદુઃખ ભોગવવું પડશે. ને તે કદી તમારે ત્યાં જન્મ નહીં લે તો પણ તેટલો સમય વ્યતીત થયાવિના તેઓને પરસ્પર સમાગમ થવોજ નથી, માટે ભક્તવત્સલ ભવાનીવલ્લભે યોગ્યજ આજ્ઞા કરી છે એમ હું માનુછું.' એ પ્રમાણે ઉપમન્યુનું બોલવું સાંભળી મહારાજ કીર્તિપાલ અને પ્રધાન શિવશર્મા દંડવત્ પ્રણામ કરી 'આપની અને પરમ કૃપાલુ પરમેશ્વરની આજ્ઞા અમે માથે ચડાવી છે' એમ કહી આરંભેલા

અતિરૂદ્રની પૂર્ણાહુતિ કરી સર્વ મુનિલોકોને અને મુનિપત્નીઓને દિવ્ય વસ્ત્ર અને આભરણોથી પરમ સંતોષ કરાવી મહામુનિ ઉપમન્યુની તેમજ બીજા આશ્રમના મુનિઓની આજ્ઞા અને આશિષ માથે ચઢાવી તે પોતાની રાજધાનીમાં આવ્યા. ઈશ્વરકૃપા અને ઈશ્વરની આરાધના કદી પણ નિષ્ફલ જાતીજ નથી. ત્યારપછી મહારાજ કીર્તિપાલ-ની ધર્મપત્ની મહારાણી સુકન્યાએ નવ માસે પ્રતાપી પુત્રરત્નને જન્મ આપ્યો જેથી તે રત્નપ્રસૂ એવા યથાર્થ નામને યોગ્ય થઇ. પ્રધાન શિવશર્માની ધર્મપત્ની સુબાલાએ પણ તેજ સમયમાં બે પુત્રરત્નને સાથેજ જન્મ આપ્યો. ક્રમે ક્રમે મોટા થઇ તેઓ ગુરૂ પાસે રહી વિદ્વાન થયા. પોતાની ઈશ્વરભક્તિથી ઘણું વય વીત્યાપછી મ-ળેલા પુત્રોના વિદ્યા-વિવેકઆદિ ઉત્તમ ગુણો જોઈ મહારાજ કીર્ત્તિપાલ અને પ્રધાન શિવશર્માને ઘણોજ સંતોષ થયો. કીર્ત્તિપાલે પોતાના પુત્રની યોગ્ય અવસ્થા જોઇ તેને રાજ્યાભિષેક કર્યો અને શિવશર્માના બેય પુત્રને તેનું પ્રધાનપણું સોંપ્યું. ત્યારપછી તેઓની રાજ્ય ચ-લાવવાની સંતોષકારક રીતિ જોઇ પોતે અને પોતાના વૃદ્ધ પ્રધાન પોતપોતાની ધર્મપત્ની સહિત તપોવનમાં જઇ ત્યાં ઉત્તમ તપ કરતાં કરતાં પરમ પદને પામ્યા. ઈશ્વરે કૃપા કરીને આપેલા તેના પુત્રો આજે સો સો વર્ષની અવસ્થાએ પોચ્યા છે અને સર્વ પ્રકારનાં સુખને ભોગવે છે. તેઓને કાંઈ પણ હવે કર્ત્તવ્ય અવશેષ રહ્યું નથી. રાજકુમારે પાંચ વર્ષની અવસ્થા થયા પછી ૧૫ વર્ષસુધી પાઠશાળામાં સદ્ગુરૂપાસે વિદ્યાભ્યાસ કરી વીશમે વર્ષે રાજધાનીમાં આવી પિતાજીની આજ્ઞાથી એક કુશલ રાજકુમારીનું પાણિગ્રહણ કરી સંસારસુખનો અનુભવ કર્યો છે. એ-ટલુંજ નહિ પણ તે બે જણાંએ તીર્થરૂપ પવિત્ર માતાપિતાની સેવા કરી જન્મ અને જીવિતને સફલ કરેલ છે. તેના બે પ્રધાનો પણ પોતાનું સર્વ કૃત્ય કરી ચુક્યા છે. તે રાજકુમારે જેટલો અને જેવો વિદ્યાભ્યાસ કરેલ છે, જેટલો અને જેવો સદ્ગુણોનો સંગ્રહ કરેલ છે, જેટલો અને જેવો તેણે ગુરૂભક્તિમાં પ્રેમ રાખેલ છે, અને જેટલું અને જેવું તેણે કલા-

કૌશલ્ય મેળવ્યું છે, તેટલો ને તેવોજ વિદ્યાભ્યાસ, તેટલો અને તેવોજ સદ્‌ગુણોનો સંગ્રહ, તેટલો અને તેવોજ ગુરૂભક્તિમાં પ્રેમ, અને તેટલું અને તેવુંજ કલાકૌશલ્ય તે બે ભલા પ્રધાને પણ મેળવેલ છે. તેઓએ પણ પોતાને યોગ્ય કુલીન અને પતિવ્રતા ધર્મપત્નીઓનું પાણિગ્રહણ કરી પોતાનાં માતાપિતાની પૂર્ણ પ્રેમ વડે મન-વચન-કર્મથી સેવા કરી પોતાનો જન્મ અને જીવિત સફલ કરેલ છે. પોતપોતાની ધર્મપત્નીઓથી રાજકુમારને અને પ્રધાનોને પણ પ્રાપ્ત થયેલા પુત્રરત્નો યોગ્ય થઈને સર્વ રાજ્યકારભાર સારી રીતે ચલાવે છે. કે જેથી તેઓ નિશ્ચિંત થઈને માત્ર ઇશ્વરારાધનમાંજ પોતાના દિવસો નિર્ગમન કરે છે. જે ઈશ્વરનું તે મન-વચન-કર્મથી સેવન કરે છે તેજ ઈશ્વરની કૃપાથી તે સર્વ પ્રકારના ઉત્તમોત્તમ સુખને પાત્ર થયા છે, તેજ પરમ કૃપાળુ પરમેશ્વરે તેઓના સર્વ મનોરથો પૂર્ણ કર્યા છે અને તેજ ઈશ્વર તેઓને નિરંતર ઉત્તમોત્તમ ધર્મકર્મમાં પ્રેરણા કરે છે. તમારૂં અજાણ્યું નથી કે ઉત્તમોત્તમ સુખોનું પાત્ર થવું, સર્વ મનોરથો સિદ્ધ થવા અને નિરંતર ધર્મકર્મમાંજ પ્રવૃત્તિ રેહેવી એ પરમ કૃપાળુ પરમેશ્વરની કૃપાવિના બનતુંજ નથી. વિચારો કે તેઓ બાલ્યાવસ્થામાં જે કરવું જોઇયે તે કરી ચુકા છે, યુવાવસ્થામાં જે કરવું જોઈયે તે કરી ચુકા છે, અને વૃદ્ધ અવસ્થામાં પણ જે કરવું ઘટે તે કરે છે તેથી કેના અંતઃકરણમાં આનંદ ન આવે, કેના નેત્રમાંથી હર્ષાશ્રુ ન પડે અને કેના મુખમાંથી ધન્યવાદ ન નીકળે? શું બાળઅવસ્થા છતાં બાલભાવની ચપળતાને દૂર કરી જન્મ દેનાર માતાપિતાથી દૂર રહી ગુરૂજનોની ભક્તિ કરી તેઓની કૃપા મેળવી સદ્વિદ્યાનું સંપાદન કરવું એ કાંઇ થોડું આનંદકારક છે? શું સંપૂર્ણ યુવાવસ્થામાં અનુપમ રૂપસંપત્તિ છતાં, સર્વોત્તમ શરીરસંપત્તિ છતાં, સ્વાધીન રાજ્યસંપત્તિ છતાં અને મનોનુકૂલ સર્વ વૈભવો છતાં મન-વચન-કર્મથી એક લેશ માત્ર પણ નીતિમાર્ગથી ભ્રષ્ટ ન થવું, કોય પણ પ્રકારના મદને આધીન ન થવું, દુઃસંગ અને દુરાચારથી દૂર રેહેવું અને અપ્રતિમ એકપત્નીવ્રત પાળવું એ કાંઇ ઓછું

આશ્ચર્યકારક છે? શું વૃદ્ધાવસ્થામાં વિદ્યાવૃદ્ધપણું, જ્ઞાનવૃદ્ધપણું, તપોવૃદ્ધપણું, ધનવૃદ્ધપણું, અનુભવવૃદ્ધપણું અને વયોવૃદ્ધપણું છતાં, સર્વ પરિવાર આજ્ઞાનુસારી છતાં અને સર્વ પ્રધાનમંડલ અને પ્રજામંડલ પોતાને સ્વાધીન છતાં જરાપણ અંતઃકરણમાં મદ ન લાવતાં, લેશ પણ અભિમાનનો અંકુર ન લાવતાં અને થોડોપણ મહત્વનો આડંબર ન ધરાવતાં નમ્રતાથી વિનયપૂર્વક વિવેકસહિત ગુરૂ બ્રાહ્મણ અને પરમેશ્વરનું પૂજન કરવું, શાસ્ત્રસંગ કરવો, સત્સંગ કરવો અને શ્રવણ મનન અને નિદધ્યાસમાંજ એ પવિત્ર સમય નિર્ગમન કરવો એ કાંઇ ઓછું સંતોષનું કારણ છે? જો કે તેઓનાં શરીરો જરાથી જીર્ણ થઈ ગયાં છે, વલી-પલીથી વિરૂપ થઇ ગયેલાં છે; અને અત્યંત ક્ષીણ થઇ ગયેલાં છે પણ પોતાના દેશોમાં, પોતાનાં નગરોમાં અને પોતાનાં ગામોમાં સ્થાપેલી વેદપાઠશાલાઓ, શાસ્ત્રપાઠશાલાઓ, પુરાણપાઠશાલાઓ, ઇતિહાસપાઠશાલાઓ અને કાવ્યકોશનાટકાદિકની પાઠશાલાઓ, કન્યાશાલાઓ, સ્ત્રીશાલાઓ અને પુસ્તકાલયોથી બંધાયેલાં તેઓનાં યશરૂપ શરીરો કદી પણ જરાથી જીર્ણ થવાનાં નથી, કદી પણ વળી-પલીથી વિરૂપ થવાનાં નથી, કદી પણ અશક્તિથી આકુલ થવાનાં નથી, અને કદિ પણ ક્ષીણ થવાનાં નથી. તેના વિજયરાજ્યમાં હું ચારેકોર જ્યાં જ્યાં જાઉંછું ત્યાં ત્યાં એક કોરે ઋગ્વેદ યજુર્વેદ સામવેદ અને અથર્વવેદના પવિત્ર મંત્રોના ઉત્તમ પ્રકારથી થતા ઉચ્ચાર શ્રવણમાર્ગેથી અંતઃકરણમાં જઈ મારા અંતરાત્માને આનંદરૂપી અમૃતના સમુદ્રમાં મગ્ન કરી દે છે. બીજી કોરે જુદાં જુદાં શાસ્ત્રોના શાસ્ત્રાર્થમાં પ્રવૃત્ત થયેલા પંડિતોની પુણ્યપવિત્ર વાણીરૂપ ગંગાની ધારાથી મારો અંતરાત્મા કાંઇ જુદાજ પ્રકારનાં સુખનો અનુભવ કરે છે. ત્રીજી કોરે પુરાણ-ઇતિહાસ સંબંધિ વિસ્તારવાળાં વૃત્તાંતો સાંભળી મારૂં અંતઃકરણ થઈ ગયેલાં વૃત્તાંતોને પણ જાણે પ્રત્યક્ષ દેખતું હોય તેવું થઇ જાય છે. ચોથી કોરે કાવ્ય, કોશ, રસ, અલંકાર, ચંપૂ, નાટક, અને કથાઓમાં કુશલ થયેલા વિદ્વાનોની કોમળ અને મધુર

કવિતાઓ સાંભળી હું કેમ જાણે રાજપદને પ્રાપ્ત થયો હોઉં, કેમ જાણે મહારાજપદને પ્રાપ્ત થયો હોઉં, કેમ જાણે રાજાધિરાજપદને પ્રાપ્ત થયો હોઉં અને કેમ જાણે ઈંદ્રપદને પ્રાપ્ત થયો હોઉં, તેવાં સુખનો અનુભવ કરૂં છું. પાંચમી કોરે કન્યાશાલામાં અભ્યાસ કરી પ્રવીણ થાતી કન્યાઓને જોઈને, છઠ્ઠી કોરે સ્ત્રીપાઠશાલામાં અભ્યાસ કરી પોતાનાં ધર્મકર્મમાં કુશલ થયેલી પવિત્ર પતિવ્રતાઓનાં દર્શન કરીને અને સાતમી કોરે રમ્ય પુસ્તકાલયોમાં અનેક ઉત્તમોત્તમ પુસ્તકોનો સંગ્રહ અને તે તે પુસ્તકો વાંચી વાંચી પરમ સંતોષ પાંમતાં મનુષ્યોને જોઇને જે સુખનો, હર્ષનો અને આનંદનો અનુભવ કરૂં છું તે કાંઇજ કહી શકતો નથી; ત્યારે આવાં આવાં ઉત્તમ કૃત્યોથી થયેલાં યશરૂપી શરીરો કલ્પપર્યંત અજર અને અમર રહે એમાં શું આશ્ચર્ય ? માટેજ હું કહું છું કે તેઓ જન્મ ધરીને વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થયા ત્યાંસુધી સત્પુરૂષોયે જે જે જાણવું જોઇયે તે જાણી ચુકા છે, જે જે કરવું જોઇયે તે તે કરી ચુકા છે, અને જે જે પામવું જોઇયે તે તે પામી ચુકા છે. હવે તેઓને પામવાયોગ્ય, ઇચ્છવાયોગ્ય, અને ઈશ્વરપાસે માગવા યોગ્ય કાંઇ પણ વસ્તુ ગણીયે તો માત્ર એજ છે કે પોતાનાં પૂર્વજન્મનાં માતાપિતા વિગેરે સર્વ સ્નેહી સંબંધીઓનો સમાગમ થાય. તેઓનો પરસ્પર સમાગમ થવાથી સર્વ સુકૃતો ફલી ચુકાં, સર્વ દેવતાઓથી ઇચ્છિત વરદાન મળી ચુકાં અને આજસુધી કરેલું વિદ્યાદાનરૂપી કલ્પવૃક્ષોનું વન ફળી ચુકું છે એમ હું માનું છું. હે ચંદ્રપ્રભાચંદ્ર મહારાજ શિવપ્રસાદ ! તમે તમારૂં અને પ્રધાનોનું પૂર્વજન્મનું વૃત્તાંત પુછયું હતું તે આદિથી અંતસુધી નિર્વિઘ્ને સંભળાય માટે મેં કોઇ બીજાની વાત કરતો હોઉં તેમ કહેલ છે પણ કીર્તિપાલ એટલે આપના કૈલાસવાસી પિતાજી વિનયધ્વજ સમજવા, સુકન્યા એટલે આપનાંજ માતાજી વિવેકચંદ્રિકા જાણવાં અને તેનાથી જન્મલેનાર તમે શત્રુશલ્યનોજ અવતાર છો. તેમજ શિવશર્મા એટલે આ પ્રધાનોના પિતાજી જ્ઞાનનિધિ તથા સુબાલા એટલે તેમનાં માતા

જ્ઞાનસુંદરી સમજવાં. તેનાથી જન્મલેનાર શિવદત્ત સત્યશીલનો અ-
વતાર છે અને શંભુદત્ત કલિંગ દેશના રાજા ચિત્રસેનનો અવતાર
છે. આપના પિતાજીએ શિવજીના પ્રસાદથી આપની પ્રાપ્તિ થઇ
માટે આપનું નામ શિવપ્રસાદ પાડયું છે. અને પ્રધાને પોતાના એક
પુત્રનું નામ શિવદત્ત અને બીજાનું નામ શંભુદત્ત પાડયું છે. આ પ્ર-
માણે મેં તમારૂં સઘળું જન્મવૃત્તાંત કહી સંભળાવ્યું. મને પણ સા-
ધારણ ભૂતળનો મુનિ ન જાણતાં માત્ર તમારી પવિત્ર પ્રાણપ્રિયાનાં
કરેલાં વિદ્યાદાનના પ્રભાવથી, તેઓનાં પવિત્ર પતિવ્રતાપણાંથી અને
તેઓની નિર્મળ ભક્તિથી તથા તમારાં ગુરૂજનોએ કરેલા શિવાર્ચનથી
પ્રસન્ન થયેલા પરમ દયાળુ સદાશિવની આજ્ઞાથી આવેલો તમારા ત્ર-
ણેય જન્મનાં સઘળાં કૃત્યોનો સાક્ષી ઉગ્રતપા મુનિ છું એમ જાણવું.
તમારૂં જે જે શ્રેય થયું, જે જે શ્રેય થાય છે અને જે જે શ્રેય થાશે
તે સર્વનું મૂળ કારણ વિદ્યાદાન વિદ્યાદાન અને વિદ્યાદાનજ છે.

મુનિરાજ ઉગ્રતપા આટલું કહી આકાશ માર્ગે અંતર્ધાન થઇ ગયા
ત્યારપછી મહારાજ શિવપ્રસાદ, પ્રધાન શિવદત્ત અને શંભુદત્ત કાંઇ જુદાજ
પ્રકારની સ્થિતિને પ્રાપ્ત થઈ ગયા. તેઓને સર્વ પોતાનું વૃત્તાંત સ્મરણ
આવ્યું, તેઓનાં નેત્રોમાંથી અશ્રુની ધારાઓ પડવા લાગી, તેઓનાં રૂવાડાં
ઉભાં થઇ ગયાં, તેઓનાં ચિત્ત શૂન્ય થઇ ગયાં અને તેઓએ વારંવાર
લાંબા લાંબા નિશાસા મુકવા માંડ્યા. તેઓની ઉત્સાહશક્તિ, તેઓની
વિચારશક્તિ, અને તેઓની કવિત્વશક્તિ કેમ જાણે ઉગ્રતપા મુનિસાથેજ
ચાલી ગઇ હોય તેમ તેઓ શક્તિહીન થઇ ગયા. વિષયસુખો તેને
વિષ જેવાં જણાવાં લાગ્યાં, રાજ્યસુખ તેઓને ઉપાધિરૂપ જણાવા
લાગું અને જીવિત પણ તેઓને ભારરૂપ જણાવા લાગું. રાત કે
દિવસ તેઓને કાંઇજ સુખ ઉત્પન્ન થતું નહિં. તેઓને શાસ્ત્રવિચારથી,
કાવ્યવિચારથી કે ચંપૂ-નાટકોના વિચારથી પણ કાંઈજ સુખ થતું
નહિ. તેઓને કોઇ પણ વસ્તુ ઉપર રૂચિ થતી નહિ. તેઓનાં
કોય પણ દિવસ કે કોય પણ રાત્રિ, કોય પણ પોહોર કે કોઇ પણ

ઘડી, કોય પણ ક્ષણ કે કોય પણ લવ, પૂર્વજન્મનાં ગુરૂજનોનાં અને પ્રિયજનોનાં સ્મરણવિના જાતાં નહિ. તેઓ ક્ષણેક્ષણે ઈશ્વરની પાસે પણ પૂર્વજન્મનાં પોતાનાં ગુરૂજનો અને પ્રિયજનોના સમાગમનેજ માગતા હતા. તેઓ કેમ જાણે ગ્રહગ્રહીત હોય, કેમ જાણે ભૂત ભરાએલ હોય, કેમ જાણે મુંગા હોય, કેમ જાણે બેહેરા હોય, કેમ જાણે આંધળા હોય, કેમ જાણે સ્તબ્ધ હોય, અને કેમ જાણે જડ હોય, તેમ ન કાંઇ બોલતા, ન કાંઇ સાંભળતા, ન કાંઇ જોતા, કે ન કાંઈ ચેષ્ટા કરતા. પોતાના પવિત્ર પુત્રો, કુલીન ધર્મપત્નીઓ અને સ્નેહિ સન્મિત્રો જ્યારે જ્યારે ઘણા ઘણા આગ્રહથી બોલાવે ત્યારે માત્ર એટલુંજ બોલતા કે 'જેઓ અમારૂં પ્રિય ઇચ્છતા હોય, જેઓ અમારૂં હિત ઇચ્છતા હોય, જેઓ અમારૂં કલ્યાણ ઈચ્છતા હોય, જેઓ અમારૂં મિત્રપણું ધરાવતા હોય, જેઓ અમારૂં ધર્મપત્નીપણું ધરાવતા હોય,, જેઓ અમારૂં પુત્રપણું ધરાવતા હોય, જેઓ અમારા સ્નેહિ હોય, જેઓ અમારા સંબંધી હોય, જેઓ અમારા બંધુઓ હોય, અને જેઓ અમારા બાંધવો હોય, તેઓએ નિરંતર વિદ્યાદાન, વિદ્યાદાન, અને વિદ્યાદાનજ કરતાં રેહેવું. એથીજ અમારૂં અને તમારૂં પ્રિય છે, અને એથીજ અમારૂં અને તમારૂં કલ્યાણ છે.' એટલા અક્ષર શિવાય બીજું કાંઇ બોલતા નહિ. તેઓનાં શરીરો ક્ષીણ થવા લાગાં પણ પ્રિયજનના સમાગમની તૃષ્ણા ક્ષીણ થઇ નહિ, તેઓનો વર્ણ બદલાયો પણ વિચાર બદલાયા નહિ, તેઓનાં હૃદય કંપવા લાગાં પણ પ્રીતિલતાઓ કંપી નહિ, તેઓનાં મુખો વિરસ થયાં પણ અંતઃકરણ વિરસ થયાં નહિ, તેઓનો સ્વર મંદ થઈ ગયો પણ સ્નેહ મંદ થયો નહિ, અને તેઓની સઘળી ઇન્દ્રિયોની શક્તિ ક્ષીણ થઇ ગઈ પણ પૂર્વજન્મનાં સંબંધિયોવિષે બંધાયેલી સ્મૃતિશક્તિ જરા પણ ક્ષીણ થઇ નહિ. તેઓની આવી દશા જોઇ તેઓના સત્પુત્રો અને પવિત્ર ધર્મપત્નીઓએ અનેક પ્રકારનાં પુણ્યો, અનેક પ્રકારનાં દાનો અને અનેક પ્રકારનાં સત્કર્મોના આરંભ કર્યા.

પુત્રોએ પોતાના રાજ્યના અખુટ ખજાનાઓ ખાલી કરી નાખ્યા. ધર્મપત્નીઓએ પોતાનું સર્વસ્વ કન્યાશાળા અને સ્ત્રીપાઠશાળામાં લુંટાવી દીધું. અનેક સન્મિત્રોએ પોતાનું સર્વસ્વ બ્રાહ્મણોને અર્પણ કરી તીર્થવાસ કરવા નિશ્ચય કર્યો. આખા નગરમાં મોટો કોલાહલ થઈ રહ્યો કે 'કોય મુનિ આવ્યા હતા ને તેની સાથે એકાંતમાં બેશી કાંઇ વાત સાંભળી ત્યારપછી મહારાજ શિવપ્રસાદ, અને પ્રધાન શિવદત્ત-શંભુદત્ત મત્ત જેવા, ઉન્મત્ત જેવા, બેરા જેવા, આંધળા જેવા, મૂગા જેવા, અને સ્તબ્ધ જેવા થઇ ગયા છે. એટલુંજ નહિં પણ વારંવાર ક્ષણે ક્ષણે તેઓ મૂર્છાને આધીન થઈ જાય છે.' આ કોલાહલથી આખા નગરનાં સઘળાં મનુષ્યો ઉદાસીમાં લીન થઈ ગયાં, ખેદમાં મગ્ન થઈ ગયાં, અને સર્વ સુખોનો ત્યાગ કરી પોતાના વૃદ્ધ મહારાજનું અને વૃદ્ધ પ્રધાનોનું કલ્યાણ થાવા માટે યથાશક્તિ દાન-પુણ્ય કરવા લાગાં અને ઈશ્વરપ્રાર્થના કરવા લાગાં. એવી રીતે માત્ર તે નગરનાંજ લોકો નહિ પણ આખા દેશનાં પણ દાન-પુણ્ય કરવા માંડ્યાં. એ પ્રમાણે તેની રાજધાની અને તેનો આખો દેશ પોતાના રાજાની અને પ્રધાનોની દુઃખિત દશાથી ઉદ્વેગ અને ઉદાસીના દરિઆમાં મગ્ન થઇ ગયો. તેજ સમયમાં ચન્દ્રપ્રભા, પ્રિયંવદા અને દેવકન્યાએ અસહ્ય પ્રાણપ્રિયના વિયોગથી આકુલ થઈ 'હવે દુઃખરૂપ જીવિત રાખ્યા કરતાં મરણજ ઉત્તમ છે' એમ માની વૃદ્ધ માતા-પિતાઓને, મુનિજનોને, મુનિપત્નીઓને અને કન્યાઓને તથા વિદ્યાર્થિઓને તેડાવી સભા ભરી ચન્દ્રપ્રભાએ ભાષણ કરવા માંડ્યું. 'આર્યમુનિજનો, માન્ય મુનિપત્નિઓ, પ્રિયપુત્રિઓ અને પ્રિયપુત્રો ! તમારૂં અજાણ્યું નથી કે અમે આ મરણ કરતાં અધિક અસહ્ય દુઃખ શા કારણથી સહન કરિયે છિયે. માત્ર અમારા પ્રાણપ્રિયના સમાગમની આશાથીજ. એ આશા પ્રથમ કોય મહામુનિરાજે આ દેવકન્યાને આપી હતી. ત્યારપછી તે આશા સફલ થવાને બદલે તો ઉલટા અમારા આધારરૂપ શ્રુતશીલ પણ નીલમણીની પ્રતિમારૂપ થઇ ગયા પણ તે એક પત્રિકા લખી ગયા હતા જે આ દેવકન્યાઓ લઇ આવ્યાં.

હતાં અને જેમાં વિદ્યાદાન આપવાની અને વૃદ્ધ માવતરોની સેવા કરવાની ભળામણ કરી હતી. એ એમની આજ્ઞા પ્રમાણે ચાલતાં ચાલતાં કેટલાક દિવસે આ દેવકન્યાને કોય મુનિરાજે આપેલ બિલાડો એક રાજકુમાર થઇ ગયો ને તેણે સર્વ વૃત્તાંતોથી આપણને જાણીતાં કીધાં. તે રાજકુમાર પણ પોતાનાં પૂર્ણ પુણ્યથી પોતાના મિત્રની દશાને પ્રાપ્ત થયા, તો પણ અમને વૈરાગ્ય પ્રાપ્ત ન થયું. તે સમયમાં આ ત્રીજાં દેવકન્યાએ મુનિરાજની કેવરાવેલી ધારણા આપી અને વિદ્યાદાન કરવામાં વધારે પ્રવૃત્તિ કરાવી. આવી રીતે વિદ્યાદાન કરતાં કરતાં કેટલોક કાળ વીતી ગયો પણ હજી વિદ્યાદાનનું ફલ પ્રાપ્ત થયું નહિ. વિદ્યાદાન કેવી શ્રદ્ધાથી, કેવી પ્રીતિથી અને કેવા ઉત્સાહથી અમે કર્યું છે અને કરિયે છિયે તે તમારૂં અજાણ્યું નથી. તેમ છતાં કાંઈજ ફલ દેખાતું નથી. તેથી અમને વિદ્યાદાન ઉપર અશ્રદ્ધા, અપ્રીતિ કે અનુત્સાહ નથી કેમકે અમને એમ નિશ્ચયજ છે કે વિદ્યાદાન જેવું બીજું કાંઇજ પુણ્ય છે નહિ. પણ જે પ્રમાણમાં અમારાં પૂર્વજ-ન્મોનાં દુષ્કૃત્યો છે તે પ્રમાણમાં વિદ્યાદાનનું પુણ્ય થયું નહિ હોય એટલે તેનું ફલ ક્યાંથી દેખાય? તે પ્રમાણમાં અમારાં કરેલાં વિદ્યાદાનનું પુણ્ય ક્યારે થાશે તે કાંઇ ખબર નથી માટે અમે અમારૂં સર્વસ્વ આપ સર્વને અર્પણ કરિયે છિએ. તેના બદલામાં અથવા અમારી ઉપર અનુગ્રહદૃષ્ટિથી વિદ્યાદાન આપ નિરંતર કરતા રેહેશો એવી અમારી પ્રાર્થના છે. અમે સર્વ વૃદ્ધ ગુરૂજનોસહિત જે સ્થળમાં તે મહાભાગોની મણિમય પ્રતિમાઓ છે, જે સ્થળમાં સર્વ પ્રદેશ નીલમણીમય છે, જે સ્થલમાં નીલમણિમય મંદિરમાં નીલમણિમય શિવજીનું મનોહર લિંગ છે અને જે સ્થલમાં સાયંકાલસુધી રેહેવાથી મનુષ્ય નીલમણિરૂપ થઇ જાય છે તે સ્થલમાં જઇને તે મહાભાગોની પ્રતિમાને આનંદથી જોતાં જોતાં નીલમણિરૂપ થઇ જવા ઈચ્છા રાખિયે છિયે માટે તેમાં આપ સર્વ અનુમત આપશો એવી અમારી અનેક પ્રણામ સાથે પ્રાર્થના છે.' એટલું બોલી ચન્દ્રપ્રભાએ વિરામ લીધો કે સઘળા

મુનિજનો, સઘળી મુનિપત્નીઓ, મુનિકન્યાઓ અને સઘળા વિદ્યાર્થિયો આંખોમાંથી આશુની ધારાઓ પાડવા લાગાં, લાંબા લાંબા નિશાસા મુકવા લાગાં, અને ઉદાસ અને નિસ્તેજ મુખથી 'હા દૈવ, હા દૈવ, શું અમારાં મંદ ભાગ્યો ફલી ચુકાં ? શું અમારાં પાપોનો પરિણામ આવી ચુકો ? શું અમારી સુખદ દશા સમાપ્તિ પામી અને શું અમને દુષ્ટ દુઃખદ દશા પ્રાપ્ત થઇ ?' એવું એવું બોલવા લાગાં. ટુંકામાં આખી સભા શૂન્ય ચિત્તવાળી, ઉદ્વિગ્ન ચિત્તવાળી અને દીન ચિત્તવાળી થઈ ગઈ. કોયે ચન્દ્રપ્રભાને પ્રત્યુત્તર આપવા, અનુમત આપવા કે ધીરજ આપવા શક્તિ ધરાવી નહીં. ઉલટું 'આ પવિત્ર લોકો આંહીથી પધારશે ત્યારે આપણી કેવી દશા થાશે. અહો આવાં આવાં પુણ્યશાલી પ્રાણિઓને પણ દૈવના ઘરથી આવી આવી અસહ્ય આપત્તિયો આવી પડે છે!! ધિક્કાર છે તે દૈવને કે જેઓને સ્વપ્નમાં પણ દુઃખ ન હોવું જોઇયે તેવાંઓને પણ આવાં આવાં અસહ્ય દુઃખોનો અનુભવ કરાવે છે.' એવા એવા અનેક વિચારોમાં મન મગ્ન થઈ જવાથી કેમ જાણે ચિત્રેલી હોય તેમ નિશ્ચળ અને સ્તબ્ધ થઇ ગયેલી આખી સભાને જોઇને ચન્દ્રપ્રભાયે ઉભાં થઈ કહ્યું કે 'આર્યમુનિજનો ! માન્ય મુનિપત્નિયો ! પ્રિય પુત્રિયો ! અને પવિત્ર પુત્રો ! હજી મધ્યાન્હ સમય થયેલ નથી માટે હું એક ભાષણ તમ સર્વને છેલા પ્રણામ સાથે સંભળાવું છું કે જે આજસુધી મારાથી યથાશક્તિ થયેલી આપની સેવાની પુષ્પાંજલીરૂપ થાશે. તેમાં આપ સર્વ હમણાં ઉત્પન્ન થયેલી ઉદાસીને ક્ષણ માત્ર દૂર કરીને ધ્યાન દેશો એવી આશા રાખું છું.' ચન્દ્રપ્રભાનું આ મૃદુલ અને મધુર વચન સાંભળવાથી આખી સભાને કાંઇક ધીરજ આવી, ઉદાસી ખસવા લાગી, મુખકમલો વિકસિત થવા લાગાં, નેત્રોમાંથી આંસુ સુકાવા લાગાં, અને તત્કાળ સઘળી સભાની દૃષ્ટિ ચંદ્રપ્રભાની ઉપર પડી. ચંદ્રપ્રભા હવે શું બોલશે તે સાંભળવામાં આખી સભા આ સમયે જાણે એકચિત્તવાળી હોય એવી થઇ રહી. સઘળી સભા તે ભાષણ સાંભળવામાં ઉત્કંઠાવાળી છે એમ જોઇ

વિનયથી અને વિવેકથી હાથ જોડી ચંદ્રપ્રભા બોલ્યાં કે 'તીર્થરૂપ મહામુનિયો અને માન્ય મુનિપત્નીઓ! આપ કે જેઓ સર્વ શાસ્ત્રના સમુદ્રરૂપ છો, ઈતિહાસોના ભંડારરૂપ છો, અને પુરાણ કાવ્ય ચંપૂ અને નાટકરૂપિ રત્નોની ખાણરૂપ છો, તેઓની આગળ મારા જેવી અલ્પજ્ઞ અને અલ્પમતિ અબલાએ કાંઈ પણ ભાષણ કરવું તે સૂર્યપાસે દીવા જેવું છે, પવન દેવને પંખો કરવા જેવું છે, અને સમુદ્ર ઉપર જલાભિષેક કરવા જેવું છે. હું સંપૂર્ણ રીતે જાણું છું કે આપ પાસે કાંઇ પણ મારે બોલવું તે મારાજ અવિવેકને, મારાંજ અવિચારીપણાને અને મારાંજ અલ્પજ્ઞપણાને સિદ્ધ કરે છે, તો પણ આ તમારી કન્યાઓ અને આ તમારા પુત્રો કે જેઓ મારી ઉપર ગુરૂભક્તિ અને પૂજ્યભાવ ધરાવેછે તેઓની નિષ્કપટભક્તિજ મને બલાત્કારથી આ સમયે છેલી બાકીનું બોલાવેછે તેથી જે કાંઇ હું ભાષણ કરવારૂપ અવિવેક કરૂં છું તે આપ ક્ષમા કરશો એવી મને આશા છે.' ચંદ્રપ્રભાનું ઉપર પ્રમાણે વિનય ભરેલું વચન સાંભળી સર્વ સભ્યજનોના અનુમતથી એક વૃદ્ધ મુનિ ઉભા થઇ બોલ્યા કે 'પુત્રિ ચંદ્રપ્રભા? તમે જે કાંઇ બોલો છો તે તમારાં કુલને, તમારી વિદ્યાને, તમારા વિવેકને અને તમારા સદ્‌ગુણોને ભૂષણરૂપ છે. તમ જેવી પવિત્ર રાજપુત્રિઓએ એવીજ રીતે વિનયથી બોલવું જોઇયે. પણ આ આખી સભા તમારા મુખમાંથી નીકળતાં સદુપદેશનાં વાકયો સાંભળવામાં ઉત્કંઠિત છે ને તે એમ જાણે છે કે એક પણ ક્ષણ બીજા પ્રસંગમાં જાય છે તેટલું ઓછું ભાષણ આપણા સાંભળવામાં આવશે માટે તમે વિનય વિવેકનાં વાકયો કેવામાં ન રોકાતાં તમારા વક્તવ્ય ભાષણનો તરત આરંભ કરો એવી આખી સભાની પ્રાર્થના છે.' એમ કહી વૃદ્ધ મુનિરાજ બેશી ગયા કે તરત ચંદ્રપ્રભા ઉભાં થઇ 'માન્ય મુનિરાજ! આપની આજ્ઞા માથે ચડાવું છું" એમ કહી ભાષણ કરવા લાગ્યાં.

પ્રિયપુત્રો અને પ્રિયપુત્રિયો! તમારી પાસે મેં ઘણી ઘણી વેળા કહેલ છે કે પ્રત્યેક પ્રાણિયે પોતપોતાના ધર્મપ્રમાણે વર્તવું એજ કલ્યા-

ણનું મૂલ છે. ધર્મ એ એક ચિંતામણિ છે. પોતાનો ધર્મ પાળવાથી અર્થ પ્રાપ્ત થાય છે, પોતાનો ધર્મ પાળવાથી કામ પ્રાપ્ત થાય છે, અને પોતાનો ધર્મ પાળવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે. એવો કયો પદાર્થ છે કે જે ધર્મ પાળવાથી પ્રાપ્ત ન થાય. પોતાનો ધર્મ સમજવો અને તેને પાળવો એજ મુખ્ય માણસોનું જન્મ ધરીને ખરૂં કર્તવ્ય છે. માણસનું જન્મ અને જીવિત પોતાનો ધર્મ પાળવાથીજ સફલ થાય છે. જેણે જન્મ ધરી પોતાનો ધર્મ શું છે તે જાણ્યું નહિ અને પોતાનો ધર્મ પાળ્યો નહિ તો તેને માણસ ન જાણવું પણ એ પગવાળું પશુ છે એમ જાણવું. પરમ દયાળું પરમેશ્વરે બાંધી રાખેલા પુરૂષોના ધર્મ, સ્રીઓના ધર્મ, પુત્રિયોના ધર્મ, સ્વામિના ધર્મ, ચાકરોના ધર્મ, માતા-પિતાના ધર્મ, ગુરૂઓના ધર્મ, અને શિષ્યોના ધર્મ. એવા અનેક ધર્મો પ્રમાણે વર્તવુ જોઇયે. જેમ કે આપણે જ્યારે વિદ્યાભ્યાસ કરતાં હોઇયે ત્યારે શિષ્યોએ ગુરૂપ્રત્યે કેમ વર્તવું જોઇયે તેવિષે જે ઇશ્વરની પ્રેરણાથી મહાત્માઓ લખી ગયા છે તે પ્રમાણે વર્તવું. જ્યારે આપણાં તીર્થરૂપ માતાપિતા વિદ્યમાન હોય ત્યારે પુત્રોએ પોતાનાં માતા-પિતા વિષે કેવી રીતે વર્તવું તેવિષે જે શાસ્રોમાં લખેલું છે તે પ્રમાણે વર્તવું. જ્યારે આપણને પુત્ર થાય ત્યારે માતા-પિતાએ પોતાનાં સંતાન વિષે કેવી રીતે વર્તવું તે શાસ્રોથી જાણી તે પ્રમાણે વર્તવું. જ્યારે આપણા પાસે શિષ્યો ભણવા આવે ત્યારે ગુરૂએ પોતાના શિષ્યો વિષે કેવી રીતે દયાદૃષ્ટિ રાખવી તેવિષે શાસ્રોથી જાણીતા થઇ તે પ્રમાણે વર્તવું. જ્યારે આપણે કોયના ચાકર હોઇયે ત્યારે ચાકરોએ પોતાના સ્વામિની કેવી ભક્તિ રાખવી તે શાસ્રોમાંથી જાણી તે પ્રમાણે પોતાના સ્વામિની ભક્તિ કરવી અને પોતે જ્યારે કોયના સ્વામિ હોઇયે ત્યારે સ્વામિયે ચાકરો ઉપર કેવો સ્નેહ રાખવો તે શાસ્રથી જાણી તે પ્રમાણે ચાકરો ઉપર સ્નેહ રાખવો. તેમજ પુરૂષોયે પોતાની ધર્મપત્ની વિષે કેવો સ્નેહ, કેવી મમતા, અને કેવી દયા રાખવી અને સ્રિઓએ પોતાના પતિવિષે કેવો પ્રેમ, કેવી ભક્તિ

અને કેવી મમતા રાખવી તે શાસ્ત્રોથી જાણી તે પ્રમાણે નિરંતર વર્તવું એજ સ્વધર્મપાલન કેહેવાય છે. તે સાથે વર્ણના ધર્મો અને આશ્રમના ધર્મો જાણી પોતાના વર્ણ પ્રમાણે વર્ણધર્મો પાળવા અને પોતાના આશ્રમ પ્રમાણે આશ્રમધર્મ પાળવો. ઉપરના ધર્મો પાળ્યા વિના કેવલ વર્ણના ધર્મ અને આશ્રમના ધર્મ પાળવાથી કાંઇજ ફલ નથી. તેમજ ઉપરના ધર્મો પાલતાં છતાં વર્ણના ધર્મો અને આશ્રમના ધર્મ નથી પાલવામાં આવતા તો તેથી ઉપરનો પાળેલ ધર્મ નિષ્ફલ નથી પણ અપૂર્ણ છે. માટે સર્વ મનુષ્યોએ પોતાનો ધર્મ સંપૂર્ણ રીતે પાળવો એજ મનુષ્યોનું ખરૂં કર્ત્તવ્ય છે.

માટેજ ધર્મસાસ્ત્રમાં જેના જેના જે જે ધર્મો લખેલા છે તેને તેને શાસ્ત્રોથી અથવા સત્સંગથી જાણીને તે તે પોતપોતાના ધર્મો પાળતાં જે જે દુ:ખો આવે તેઓને સુખરૂપ ગણવાં, જે જે હાનિઓ આવે તેઓને લાભરૂપ ગણવી અને જે જે આપત્તિયો આવે તેને સંપત્તિરૂપ ગણવી, પણ પોતાનો ધર્મ પ્રાણ જતાં સુધી પણ છોડવોજ નહિ એ મનુષ્યમાત્રનું પ્રથમ કૃત્ય છે. ભૂતાત્મા શ્રીભગવાને પણ કહેલ છે કે **'श्रेयान्स्वधर्मो विगुणः ।'** એનો એવો અર્થ થાય છે કે સ્વધર્મ ગુણ વગરનો પણ સારો છે. બીજા પદમાં પણ એવું કહ્યું છે કે **'स्वधर्मे निधनं श्रेयः ।'** આનો અર્થ એ છે કે સ્વધર્મમાં મરણ થાય તો પણ શ્રેષ્ઠ છે. જેમ પુત્રોએ પોતાનાં માતાપિતાને પરમ દૈવતરૂપ ગણવાં અને મન-વચન-કર્મથી તેઓની સેવા કરવી જોઇએ, જેમ માતાપિતાએ પોતાનાં સંતાન નિર્ગુણ નીચ અને અપરાધી છતાં પણ તેઓ ઉપર નિર્નિમિત્ત નિષ્પ્રતિમ પ્રેમ રાખી તેઓનું લાલન પાલન અને પોષણ કરવું જોઈયે અને મન-વચન-કર્મથી તેઓનું આ લોકનું અને પરલોકનું કલ્યાણ ઇચ્છવું જોઈયે, જેમ નાનાભાઇઓએ પોતાના મોટાભાઈઓને તથા તેઓની ધર્મપત્નિયોને પોતાનાં પવિત્ર માતાપિતાતુલ્ય ગણવા જોઈયે અને મન-વચન-કર્મથી તેની નિષ્કપટભક્તિ કરવી

જોઇયે, જેમ મોટાભાઇએ પોતાના નાનાભાઇઓને પોતાના ઔરસ પુત્ર કરતાં પણ વધારે પ્રિય ગણવા જોઇયે અને તેઓની ધર્મપત્નિયોને પોતાની પ્રિયપુત્રીતુલ્ય ગણવી જોઇયે અને તે બન્નેનું રાત દિવસ ઉભય લોકનું કલ્યાણ ઈચ્છવું જોઇયે, જેમ ગુરૂઓએ પોતાના શિષ્યોને પોતાના ઔરસ પુત્રથી અધિક પ્રિય ગણવા જોઇયે અને સદ્વિદ્યારૂપ અમૂલ્ય ચિંતામણી અર્પણ કરી તેઓનું પરમ કલ્યાણ ઈચ્છવું જોઇએ, જેમ કુલીન શિષ્યોએ પોતાના કૃપાળુ સદ્ગુરૂઓની મન-વચન-કર્મથી ભક્તિ કરવી જોઇયે, નિષ્કપટ મનથી તેઓનું હિત ઇચ્છવું જોઇયે એને પરમ દૈવતરૂપ કે તીર્થરૂપ ગણવા જોઇયે, જેમ ચાકરોએ પોતાના સ્વામિને પોતાનાં માતાપિતાતુલ્ય ગણવા જોઈએ અને નિષ્કપટ મન-વચન-કર્મથી તેઓનું હિત કરવું જોઇયે તથા પોતાના સ્વામિનાં હિતને માટે પોતાના પ્રાણ જતાંસુધી પણ પ્રયત્ન કરવો જોઇએ અને જેમ સત્પુરૂષોએ પોતાની પવિત્ર ધર્મપત્નીને પોતાનાં અર્દ્ધ અંગરૂપ ગણવી જોઈયે, શુદ્ધ મનથી તેઓનું સંરક્ષણ કરવું જોઈયે તથા તેઓ ઉપર અપ્રતિમ પ્રેમ રાખવો જોઇએ, તેમ કુલીન અને પવિત્ર પતિવ્રતાઓએ પોતાના પ્રાણનાથને પોતાના પરમ દૈવતરૂપ ગણવા જોઇયે· પતિવ્રતાઓને પોતાનો પ્રાણનાથજ સંસારસર્વસ્વ છે, પતિવ્રતાઓને પોતાનો પ્રાણનાથજ હૃદયસર્વસ્વ છે, અને પતિવ્રતાઓને પોતાનો પ્રાણનાથજ જીવિતસર્વસ્વ છે. પતિવ્રતાઓને પોતાના પ્રાણપ્રિયની સેવા એજ કામદુધા છે, પતિવ્રતાઓને પોતાના પતિની સેવા એજ કલ્પલતા છે અને પતિવ્રતાઓને પોતાના પ્રાણનાથની સેવા એજ ચિંતામણી છે. પતિવ્રતાઓનું જેવું પ્રિય, જેવું હિત, અને જેવું કલ્યાણ પોતાના પ્રાણનાથની સેવા કરે છે તેવું પ્રિય, તેવું હિત અને તેવું કલ્યાણ નથી કામદુધા કરી શકતી, નથી કલ્પલતા કરી શકતી અને નથી ચિંતામણિ પણ કરી શકતો. પતિની સેવા એજ પતિવ્રતાનો પરમ ધર્મ, પરમ કલ્યાણનું સાધન અને પરમ દૈવત છે. પતિની સેવાથીજ અનેક પતિવ્રતાઓ દેવતાઓને પણ માન્ય થયેલી છે, પતિની

સેવાથીજ અસંખ્ય પતિવ્રતાઓ આખા ભૂમંડલમાં ભૂષણરૂપ ગણાયેલી છે, પતિની સેવાથીજ ઘણી પતિવ્રતાઓ મહામુનિયોને પણ માન્ય થયેલી છે, પતિની સેવાથીજ સેંકડો પતિવ્રતાઓ અપાર સંસારરૂપ સાગરના પારને પામેલી છે, પતિની સેવાથીજ હજારો પતિવ્રતાઓ દુઃખરૂપ દાવાનળથી મુક્ત થયેલી છે, પતિની સેવાથીજ લાખો પતિવ્રતાઓ પરમ અભ્યુદયના પાત્રરૂપ થયેલીછે, અને પતિની સેવાથીજ કરોડો પતિવ્રતાઓ પરમેશ્વરની કૃપાના પાત્રરૂપ થઇ છે. એવો કયો ધર્મ છે કે જે પતિવ્રતાઓને પોતાના પ્રાણનાથની સેવાથી ન પ્રાપ્ત થાય, એવો કયો અર્થ છે કે જે પતિવ્રતાઓને પોતાના પ્રાણનાથની સેવાથી ન પ્રાપ્ત થાય, એવો કયો કામ છે કે જે પવિત્ર પતિવ્રતાઓને પોતાના પ્રાણપ્રિયની સેવાથી ન મળી શકે, એવો કયો જગતમાં દુર્લભ પદાર્થ છે કે જે પતિવ્રતાઓને પોતાના પ્રાણપ્રિયની સેવાથી ન મળી શકે, એવો સંસારમાં કયો અભ્યુદય છે કે જેને પતિવ્રતાઓ પોતાના પ્રાણનાથની સેવાથી ન મેળવી શકે અને જગતમાં એવું કયું કલ્યાણ છે કે જેને પતિવ્રતાઓ પોતાના પ્રાણપ્રિયની સેવાથી ન મેળવી શકે? ટુંકામાં પતિવ્રતાઓને પતિસેવાજ સર્વ પ્રકારનું કલ્યાણ અર્પણ કરે છે. માટે પવિત્ર પતિવ્રતાઓએ પોતાના પ્રાણનાથની સેવા મન-વચન-કર્મથી એકરૂપ થઇને કરવી. પોતાનો પતિ સવિદ્ય હોય કે અવિદ્ય હોય, પોતાનો પતિ સુરૂપ હોય કે કુરૂપ હોય, પોતાનો પતિ સદ્‌ગુણી હોય કે દુર્ગુણી હોય, પોતાનો પતિ નીરોગી હોય કે રોગી હોય, પોતાનો પતિ કુલીન હોય કે અકુલીન હોય, પોતાનો પતિ બાલક હોય કે વૃદ્ધ હોય, પોતાનો પતિ સદાચારવાળો હોય કે દુરાચારવાળો હોય, પોતાનો પતિ આંધળો હોય કે બહેરો હોય, પોતાનો પતિ લુલો હોય કે પાંગળો હોય, પોતાનો પતિ કામી હોય કે ક્રોધી હોય, પોતાનો પતિ લુચ્ચો હોય કે લોભી હોય, પોતાનો પતિ ગાંડો હોય કે ઘેલો હોય, ટુંકામાં પોતાનો પતિ સર્વ દુર્ગુણોનો, સર્વ દુરાચારોનો, સર્વ રોગોનો, સર્વ પાપોનો અને સર્વ દુર્લક્ષણોનો પાત્ર હોય તો પણ પવિત્ર પતિવ્રતાઓએ પોતાના પ્રાયપ્રિયની સેવા પ્રતિદિવસે શુદ્ધ અંતઃકરણથી કરવી.

જેમ કુલીન સ્ત્રીઓએ પોતાના પ્રાણપ્રિયવિષે અપ્રતિમ પ્રેમ રાખવું જોઇએ તેમજ કુલીન પુરૂષોએ પોતાની ધર્મપત્ની (પરણેલી સ્ત્રી વિષે) અપ્રતિમ પ્રેમ રાખવું જોઇએ, કુલીન પુરૂષોએ પોતાની ધર્મપત્નીનેજ પોતાનું પ્રીતિપાત્ર ગણવી જોઇએ, કુલીન પુરૂષોએ પોતાની ધર્મપત્નીનેજ પોતાના ઘરની શોભા ગણવી જોઇએ, કુલીન પુરૂષોએ પોતાની ધર્મપત્નીનેજ પોતાનું વિશ્વાસપાત્ર ગણવી જોઇએ, કુલીન પુરૂષોએ પોતાની ધર્મપત્નીનેજ પોતાની પ્રાણપ્રિયા ગણવી જોઇએ, કુલીન પુરૂષોએ પોતાની ધર્મપત્નીનેજ ધર્મમાં સહાયરૂપ ગણવી જોઇએ, કુલીન પુરૂષોએ પોતાની ધર્મપત્નીનેજ અર્થમાં સહાયરૂપ ગણવી જોઈએ, કુલીન પુરૂષોએ પોતાની ધર્મપત્નીનેજ કામમાં સહાયરૂપ ગણવી જોઇએ, અને કુલીન પુરૂષોએ પોતાની ધર્મપત્નીનેજ પોતાનું સુખસર્વસ્વ, પોતાનું સંસારસર્વસ્વ, અને પોતાનું જીવિત સર્વસ્વ ગણવી જોઇયે. ઉત્તમ કુલમાં ઉત્પન્ન થયેલા પુરૂષોએ પોતાની ધર્મપત્નીનુંજ મન-વચન-કર્મથી હિત કરવું જોઈએ. પોતાની ધર્મપત્ની ગુણવાળી હોય કે નિર્ગુણી હોય, સુંદર રૂપવાળી હોય કે કુરૂપવાળી હોય, નિરોગી હોય કે રોગી હોય, જ્ઞાનવાળી હોય કે અજ્ઞાની હોય, વિદ્યા ભણેલી હોય કે મૂર્ખ હોય, કાંણી હોય કે કાળી હોય, બહેરી હોય કે બોબડી હોય, લુલી હોય કે પાંગળી હોય, અને આંધળી હોય કે મુંગી હોય, તો પણ ઉત્તમ કુલના પુરૂષોએ તેની ઉપર ઉત્તમોત્તમ પ્રીતિ રાખવી જોઇએ. તેનેજ પોતાનું અર્દ્ધાંગરૂપ ગણવી જોઇએ, તેનેજ વિશ્વાસપાત્ર કરવી જોઇએ, તેનેજ ઘરનો સઘળો કારભાર સોંપવો જોઇએ, અને તેનેજ મન-વચન-કર્મથી પોતાના પ્રાણ જેવી પ્રિય કરવી જોઇએ. જેમ કુલીન સ્ત્રીઓએ પોતાના પતિવિના બીજા પુરૂષોનું મુખ પણ ન જોવું જોઇએ તેમજ કુલીન પુરૂષોએ પોતાની ધર્મપત્ની વિના બીજી સ્ત્રીઓનું મુખ પણ ન જોવું જોઈયે. જેમ કુલીન સ્ત્રીઓએ પોતાના પતિનેજ રૂપથી ગુણથી અને શીલથી ઉત્તમોત્તમ ગણવો જોઇયે તેમજ કુલીન પુરૂષોએ પોતાની ધર્મપત્નીનેજ સર્વ પ્રકારે

ઉત્તમોત્તમ ગણવી જોઇયે. જેમ કુલીન સ્ત્રીઓએ પોતાના પતિનું હિત કરવા માટેજ મન-વચન-કર્મથી રાતદિવસ પ્રયત્નમાં રેહેવું જોઇયે તેમ કુલીન પુરૂષોએ પોતાની ધર્મપત્નીનું પ્રિય અને હિત કરવા માટે રાતદિવસ પ્રયત્નમાં રેવું જોઇયે. અને જેમ કુલિન સ્ત્રીઓએ પ્રાણાંતસુધી પણ પોતાનું એકપતિવ્રત છોડવું ન જોઈયે તેમજ કુલીન પુરૂષોએ પ્રાણાંતસુધી પણ પોતાનું એકપત્નીવ્રત છોડવું ન જોઇયે. પુરૂષ પોતાની ધર્મત્નીનું પાણિગ્રહણ કરવાની વેળાયે અગ્નિ દેવને સાક્ષિ રાખી પ્રતિજ્ઞા કરે છે કે 'धर्मेष्वर्थेषु कामेषु सहचरेयं सहचरेयं सहचरेयं' ॥ (ધર્મોમાં અર્થોમાં અને સુખોમાં હું આ મારી ધર્મપત્નીને સાથે રાખીશ, સાથે રાખીશ, સાથે રાખીશ,) તે પ્રતિજ્ઞા યાવત્જીવિત પુરૂષોએ પાળવીજ જોઇએ અને તે પ્રતિજ્ઞા પાળવામાં મુખ્ય કામ એકપત્નીવ્રતનું છે માટેજ કુલીન પુરૂષોએ પોતાના પ્રાણ જાય તો પણ એકપત્નીવ્રત છોડવું નહિ. પોતાની ધર્મપત્નીને પોતાના અર્દ્ધાંગરૂપ માનવી અને પરસ્રિયોને મન-વચન-કર્મથી પોતાની માતારૂપ, બેહેનરૂપ અને દીકરીરૂપ માનવી એ એકપત્નીવ્રત કેવાય છે. એ વ્રતનો ભંગ સ્વપ્નમાં પણ ન કરવો. એ વ્રતના ભંગથીજ રાજાઓ, મહારાજાઓ અને રાજાધિરાજાઓ પણ મોટા દુઃખદરિયામાં ડુબી મુવા છે, ડુબી મરે છે અને ડુબી મરશે. એ વ્રતના ભંગથીજ ઉંચ કુળવાળા માણસો પણ નીચા કુળમાં ગણાય છે, એ વ્રતના ભંગથીજ વિદ્વાનો પણ મૂર્ખમાં ગણાય છે, એ વ્રતના ભંગથીજ પ્રમાણિક માણસો પણ અપ્રમાણિક ગણાય છે, એ વ્રતના ભંગથીજ વીર પુરૂષોનું વીરપણું જતું રહે છે, એ વ્રતના ભંગથીજ ધીર પુરૂષોનું ધીરપણું અસ્ત થઈ જાય છે અને એ વ્રતના ભંગથીજ ગંભીર માણસોનું ગંભીરપણું લોપ થઈ જાય છે. એકપત્નીવ્રત ન પાળવું એની બરોબર બીજું પાપ નથી, એની બરોબર બીજો અનર્થ નથી, એની બરોબર બીજો અન્યાય નથી અને એની બરોબર બીજો મહારોગ નથી. સ્ત્રી અને પુરૂષનાં જોડલામાં

પુરૂષ સેવ્ય છે અને સ્ત્રી સેવક છે. માટે સ્ત્રીએ પતિની સેવા કરવી એ અધિક છે પણ બીજા બધા ધર્મો પરસ્પર સરખાજ છે. અર્થાત્ સ્નેહ રાખવામાં, હિત કરવામાં, વિશ્વાસપાત્ર કરવામાં, અને સંસાર-સર્વસ્વ ગણવામાં જેટલી અને જેવી પરમેશ્વરે સ્ત્રિયોને આજ્ઞા કરી છે તેટલી અને તેવીજ પરમેશ્વરે પુરૂષોને પણ આજ્ઞા કરી છે. એક-પતિવ્રતનો ભંગ થવાથી જેટલી અને જેવી સ્ત્રિયોને ધર્મરાજ તરફથી શિક્ષા થાય છે તેટલી અને તેવીજ પુરૂષોને પણ એકપત્નીવ્રતનો ભંગ થવાથી શિક્ષા થાય છે; જેટલાં અને જેવાં પોતાના પતિનું અંતઃક-રણ કારણવિના દુઃખાવવાથી સ્ત્રીઓને નરકનાં દુઃખો ખમવાં પડે છે તેટલાં અને તેવાંજ નરકનાં દુઃખો પોતાની ધર્મપત્નીનું અંતઃકરણ વગર કારણે સંતાપવાથી પુરૂષોને પણ ખમવાં પડે છે; જેટલી અને જેવી દુર્ગતિ પોતાના પતિનો વિશ્વાસઘાત કરવાથી સ્ત્રિયોને થાય છે તેટલી અને તેવીજ દુર્ગતિ પોતાની ધર્મપત્નીનો વિશ્વાસઘાત કરવાથી પુરૂષોને પણ થાય છે; જેટલું અને જેવું પાપ પોતાના પતિનું અપ્રિય કરવાથી સ્ત્રિયોને લાગે છે તેટલું અને તેવુંજ પાપ પોતાની ધર્મપત્નીનું અપ્રિય કરવાથી પુરૂષોને પણ લાગે છે; જેટલી અને જેવી પોતાના પતિથી વિરૂદ્ધ ચાલવામાં સ્ત્રિયોની હાંસી થાય છે તેટલી અને તેવીજ પોતાની ધર્મપત્નીથી વિરૂદ્ધ ચાલવાથી પુરૂષોની પણ હાંસી થાય છે; જેટલી અને જેવી પોતાના પતિમાં શુદ્ધ પ્રેમ ન બાંધવાથી સ્ત્રિયોની નિંદા થાય છે તેટલી અને તેવીજ પોતાની ધર્મપત્નીવિષે શુદ્ધ સ્નેહ ન બાંધવાથી પુરૂષોની પણ નિંદા થાય છે; જેટલો અને જેવો પોતા-ના પતિનો અનાદર કરવાથી સ્ત્રિયોને ધિક્કાર દેવાય છે તેટલો અને તેવોજ ધિક્કાર પોતાની ધર્મપત્નીનો અનાદર કરવાથી પુરૂષોને પણ દેવાય છે; અને જેટલો અને જેવો પોતાના પતિનો પરિત્યાગ કરવાથી સ્ત્રિયોનો આ લોક અને પરલોક બગડે છે તેટલો અને તેવોજ આ લોક અને પરલોક પોતાની ધર્મપત્નીનો ત્યાગ કરવાથી પુરૂષોનો પણ બગડે છે. તેમ છતાં પણ કેટલાક અજ્ઞ, અવિવેકી અને અધર્મી

પુરૂષો કુળમદથી, ધનમદથી, યૌવનમદથી, રૂપમદથી, ગુણમદથી, કે વિદ્યામદથી આંધળા થઈ પોતાની ધર્મપત્નીનો તિરસ્કાર કરે છે, પોતાની ધર્મપત્નીને છેતરે છે, પોતાની ધર્મપત્નીનો વિશ્વાસઘાત કરે છે, પોતાની ધર્મપત્ની ઉપર દ્વેષભાવ રાખે છે, અને પોતાની ધર્મપત્નીને દુઃખ દે છે. એટલુંજ નહિ પણ તેનું પોતાના ધર્મપ્રમાણે પાલન પોષણ અને લાલન કરવું જોઇયે તેને બદલે નિર્દય દૈત્ય જેવા બની તે બિચારી અબલાઓને કેટલોક અસહ્ય માર મારી છેવટ તેનો ત્યાગ કરે છે. એ કેવું પાપછે, એ કેવું નીચ કૃત્ય છે, અને એ કેવું અવિચારીપણું છે? પુરૂષોએ નાનાપ્રકારના મદથી જાગૃત થઇ વિચારવું જોઇયે કે "આ અબલા કે જે પોતાના પવિત્ર માતાપિતાની આજ્ઞાથી મારે આશરે આવી છે, જેનાં તન-મન-ધન અને સર્વસ્વનો આધાર મારા ઉપરજ છે, જેને અગ્નિ સાક્ષિએ મેં મારી કરી છે, જેનાથી હું ગૃહસ્થ ગણાઉં છું, જેનાથી હું મારા ધર્મથી ચુકતો નથી, જેનાથી હું પુત્રસુખનો અનુભવ કરૂં છું, અને જેનો મારી થવાથી માતા પિતા ભાઇ ભોજાઇ કાકા કાકી મામા મામી આદિ સઘળાં સંબંધિયો ઉપરથી પાલન પોષણ અને લાલનનો હક ઉઠી ગયો છે, તેને હુંજ જ્યારે તરછોડીશ, હુંજ જ્યારે છેતરીશ, હુંજ જ્યારે દુઃખી કરીશ અને હુંજ જ્યારે છોડી દેઈશ ત્યારે બીજું કોણ તેને સહાય કરશે, બીજું કોણ તેની આશ્વાસના કરશે, બીજું કોણ તેની ઉપર દયા કરશે, બીજું કોણ તેનું પાલન કરશે, અને બીજું કોણ તેનું લાલન કરશે? એની શી દશા થાશે, એની શી ગતિ થશે, એ ક્યાં જશે; અને એ શું કરશે?" પણ અધમ છતાં પોતાને ઉત્તમ માનનારા અને અનેક પ્રકારના મદથી આંધળા થયેલા પુરૂષોને સ્વપ્નમાં પણ એવો વિચાર ક્યાંથી આવે!? ભગવાન્ વ્યાસજી પણ કહે છે કે "**लालिता सैव लक्ष्मीः स्यात्ताडिता सैव चंडिका**" (પોતાની ધર્મપત્નીનું લાલન કરવાથી તે ઘરની લક્ષ્મીરૂપ થાય છે અને તાડન કરવાથી તેજ ચંડીરૂપ થાય છે.) અર્થાત્ ધર્મપત્નીનું લાલન કરવાથીજ લક્ષ્મી વધે છે. ભગવાન્ માર્કંડેય પણ

કહે છે કે "જ્યાં દંપતી પરસ્પર સ્નેહયુક્ત હોય છે ત્યાંજ લક્ષ્મીનો નિવાસ છે." સ્ત્રીજાતિજ, ગમે તેવી અપરાધમાં હોય તો પણ, પુરૂષ તે ઉપર હાથ ઉપાડવા યોગ્ય નથી એવી ઘણા ગ્રંથો સાક્ષી આપે છે. તો પછી પોતાની ધર્મપત્ની કે જે પોતાનેજ શરણે થઇ ગણાય છે તેની ઉપર તો મારવા માટે હાથ કેમજ ઉપાડાય? જે ક્રોધના આવેશથી, કે કોય દુર્જનના શિખવવાથી, કે કોય ચાડિયાની ચાડીથી કે કોય નિર્દયના ઉપદેશથી, કે કોય કુટિલ સ્ત્રીની પ્રેરણાથી, કે કોય મદના આવેશથી, કે પોતાનીજ મૂર્ખતાથી, કે ભ્રાંતિરૂપ ભૂતના ભરાવાથી, પોતાની અબલા ધર્મપત્નીને મારવામાટે હાથ ઉપાડે છે કે તેજ સમયે તેના ત્રાસથીજ કેમ જાણે લાજ, લક્ષ્મી, બુદ્ધિ, કીર્તિ અને કાંતિરૂપ કામદુધાઓ દૂર જાતી રેહતી હોય તેમ પ્રત્યક્ષ જોવામાં આવે છે. અર્થાત્ પોતાની ધર્મપત્ની ઉપર પ્રહાર કરવા માટે જે હાથ ઉપાડે છે તેનો ઉદય અસ્ત થઈ જાય છે, તેને લક્ષ્મી મળતીજ નથી, તેની બુદ્ધિ બેહેર મારી જાય છે. તેની કીર્તિ કાળી થઈ જાય છે અને તેની કાંતિ ઝાંખી પડી જાય છે. વિદ્વાન્ અને વિવેકી પુરૂષોએ તો પોતાનાં અર્દ્ધાંગરૂપ પોંતાની ધર્મપત્નીને સભ્યતા ભરેલાં મધુર અને કોમળ વાક્યોથીજ બોલાવવી જોઇએ. પણ અવિદ્વાન્ અને અવિવેકી પુરૂષો તેને બદલે પોતાની ધર્મપત્નીને અતિષય અસભ્યતા ભરેલાં વચનોથી બોલાવે છે, ગાળ્યો આપે છે અને મારકુટ પણ કરેછે. એ કાંઇ પુરૂષોનો નાનોસરખો અપરાધ નથી કે જેને ઈશ્વર સહન કરે. કદી પરમ કૃપાળુ પરમેશ્વર પોતાની મહત્તાનેલીધે કે પોતાની દયાળુતાને લીધે, પુરૂષોનાં સેવ્યપણાં સામું જોઇને, કે સ્ત્રીનાં સેવકપણાં સામું જોઇને સ્ત્રીઓ ઉપર પુરૂષોએ ખરાબ શબ્દો કેહેવા, ગાળો દેવી અને માર મારવો વિગેરે, કરેલી અસભ્યતાને સહન કરે એમ આપણે માનિયે. પણ કેટલાક પુરૂષો પોતાની મૂર્ખતાથી, પોતાની નિષ્ઠુરતાથી, પોતાની નિર્દયતાથી, પોતાની કૃતઘ્નતાથી, પોતાની પ્રતિજ્ઞાઓ સામું ન જોઇને, પોતાની કુલીનતા સામું ન જોઇને, પોતાની પ્રતિષ્ઠા સામું ન

જોઇને, પોતાની યોગ્યતા સામું ન જોઇને અને પોતાના કુળધર્મને, પોતાના જ્ઞાતિધર્મને, અને પોતાના જાતિધર્મને પણ ન ગણીને પોતાની ધર્મપત્ની કે જેને પોતે અગ્નિ દેવની સાક્ષિયે પ્રતિજ્ઞાપૂર્વક પોતાની કરેલ હોય છે તેનો ત્યાગ કરે છે. એ અપરાધને કદી પણ ઈશ્વર સહન કરતાજ નથી. પોતાની ધર્મપત્નીનો વિનાપરાધે ત્યાગ કરવો એ મૂર્તિમાન્ લક્ષ્મીનો ત્યાગ કરવા જેવું છે, પોતાની ધર્મપત્નીનો વિનાપરાધે ત્યાગ કરવો એ સુખસંપત્તિને ઘરમાંથી હડશેલી કાઢવા જેવું છે, પોતાની ધર્મપત્નીનો વિનાપરાધે ત્યાગ કરવો એ આદરથી અલક્ષ્મીને તેડાવવા જેવું છે, પોતાની ધર્મપત્નીનો વિનાપરાધે ત્યાગ કરવો એ સઘળી આધિવ્યાધિઓને વોહોરી લીધા જેવું છે, પોતાની ધર્મપત્નીનો વિનાપરાધે ત્યાગ કરવો એ નરકોનાં બારણાં ઉઘાડવા જેવું છે અને પોતાની ધર્મપત્નીનો વિનાપરાધે ત્યાગ કરવો એ આ લોક અને પરલોકના અકલ્યાણના મુખ્ય સાધનજેવું છે. મર્યાદાપુરૂષ શ્રી રામચંદ્રજીએ એક નીચ માણસનું વચન સાંભળી લોકાપવાદના ભયથી મહાસતીઓનાં શિરોમણીરૂપ પોતાની ધર્મપત્ની સીતાજીનો વિનાપરાધે ત્યાગ કર્યો હતો તો તેને કેવાં કેવાં દુઃખો ખમવાં પડયાં હતાં? નળરાજાએ કરાલ કલિકાળના આવેશથી પોતાની પવિત્ર ધર્મપત્ની દમયંતીનો ત્યાગ કર્યો હતો તો તેને પણ કેવાં કેવાં દુઃખો ખમવાં પડયાં છે? એ ઈતિહાસ કોનો અજાણ્યો છે? આપણે જાણિયે છિયે કે શ્રી રામચંદ્રજીએ પોતાના પ્રેમની ન્યૂનતાથી કે ધર્મનાં અજ્ઞાનથી સીતાજીનો ત્યાગ કર્યો ન હતો પણ લોકાપવાદથી કર્યો હતો. તેમજ નળરાજાએ પણ પોતાના પ્રેમની ન્યૂનતાથી કે ધર્મનાં અજ્ઞાનથી દમયંતીનો ત્યાગ કર્યો ન હતો પણ કલિયુગના આવેશથી કર્યો હતો. તો પણ તે બેય મહાત્માને પોતાની ધર્મપત્નીનો ત્યાગ કરવારૂપ કઠણ કર્મે પોતાનો પ્રભાવ દેખાડી દીધો છે ત્યારે પછી સાધારણ પુરૂષોને નિરપરાધી પોતાની ધર્મપત્નીના ત્યાગરૂપ મહાપાપ પાયમાલ કરી નાંખે એમાં આશ્ચર્ય શું? અપરાધવિના ત્યાગ કરેલી સ્રીના લાંબા લાંબા નિશ્વા-

સોના પવનથી કોનાં પુણ્યો રૂના પુંમડાંની પેઠે ઉડી જતાં નથી? અપરાધવિના ત્યાગ કરેલી સ્ત્રીનાં આંશુડાંની ધારાઓથી કોનાં પવિત્ર ચરિત્રરૂપ ચિત્રો ધોવાઈ જતાં નથી? અપરાધવિના ત્યાગ કરેલી સ્ત્રીના કરૂણાજનક વિલાપોથી કોની સર્વ પ્રકારની લક્ષ્મી મૃગલીની પેઠે ત્રાસ પામી અકસ્માત્ જાતી રેહેતી નથી? અપરાધવિના ત્યાગ કરેલી સ્ત્રીના હૃદયના બળાપાથી કોની લાંબી પણ આયુષ્યની દોરી બળીને રાખ થઇ જતી નથી અને અપરાધવિના ત્યાગ કરેલી સ્ત્રીનાં ઉકળતાં અંતઃકરણે આપેલા શાપના તાપથી કોની કુલીનતાને ઝાંખ લાગતી નથી, કોની કીર્તિ કાળી થતી નથી, કોની કાંતિને કલંક લાગતું નથી અને કોની કલ્યાણની પરંપરારૂપ કલ્પલતા મૂલમાંથીજ બળી જતી નથી? 'અગણ્ય પુણ્યવાન્ પુરૂષોમાં અગ્રેસર મહારાજ વિપશ્ચિતને પણ અપરાધવિના પોતાની સ્ત્રીનો ત્યાગ કરવાથી નરક જોવાની અસહ્ય પીડા ખમવી પડી છે,' એમ ભગવાન્ માર્કંડેય કહી ગયેલ છે. યક્ષ્મ એવા નામના એક ભયંકર ભૂતને રેહેવાનું ઠેકાંણું આપતાં બ્રહ્માએ કહ્યું છે કે 'જ્યાં સ્ત્રી-ભર્તાને પરસ્પર ક્લેશ થતો હોય ત્યાં તું નિરંતર નિવાસ કરીને રેહેજે.' તેથી પણ સિદ્ધ થાય છે કે પતિવ્રતા પત્નીએ પોતાના પવિત્ર પતિને પ્રસન્ન રાખવો અને એકપત્નીવ્રત પાલનાર પતિએ પોતાની પતિવ્રતા પત્નીને પ્રસન્ન રાખવી. તેમ ન વર્તતાં જો પરસ્પર ક્લેશ પામે છે તો તેના ઘરમાં યક્ષ્મનો નિવાસ થાય છે. અર્થાત્ તેના ઘરમાંથી સર્વ વસ્તુનો ક્ષય થાય છે. ભરત ખંડના ભૂષણરૂપ ભીષ્મપિતાએ પણ યુધિષ્ટિરને એમજ બતાવેલ છે કે 'સ્ત્રીઓનું સ્નેહથી લાલન પાલન અને પોષણ કરવાથી ગૃહસ્થોના ઘરમાં તે સ્ત્રીઓ લક્ષ્મીરૂપ થાય છે અને જો તેઓનું લાલન પાલન અને પોષણ નથી થાતું તો તેજ સ્ત્રિયો અલક્ષ્મીરૂપ થાય છે.' એવાં એવાં અનેક વાક્યો પોતાની સ્ત્રીપ્રત્યે પુરૂષોનો કેવો ધર્મ છે તે પ્રસિદ્ધ રીતે જણાવે છે. માટે તેજ પ્રમાણે પુરૂષોએ વર્તવું જોઇયે અને સ્ત્રીઓના ધર્મ પ્રમાણે સ્ત્રિયોએ વર્તવું જોઇયે. પણ પ્રિય બેનો! જેમ પુત્રોએ

અમારાં માતાપિતા માવતરના ધર્મ પ્રમાણે વર્તે છે કે નહિ તે વિચાર ન કરતાં પોતે પોતાના ધર્મથી ચુકવું ન જોઇયે; જેમ શિષ્યોએ અમારા ગુરૂ ગુરૂધર્મ પ્રમાણે વર્તે છે કે નહિ તે ન જોતાં પોતે પોતાના ધર્મથી ચુકવું ન જોઇયે; જેમ ચાકરોએ અમારો સ્વામી સ્વામિધર્મ પ્રમાણે વર્તે છે કે નહિ તે ન તપાસતાં પોતે પોતાના ધર્મથી ચુકવું ન જોઇયે; જેમ પ્રજાએ અમારો રાજા રાજધર્મ પ્રમાણે વર્તે છે કે નહિ તે ન ગણતાં પોતે પોતાના ધર્મથી ચુકવું ન જોઇયે; જેમ કનિષ્ટ બંધુઓએ અમારા જ્યેષ્ઠ બંધુઓ જ્યેષ્ટ બંધુના ધર્મ પ્રમાણે વર્તે છે કે નહિં તે ઉપર ધ્યાન ન દેતાં પોતે પોતાના ધર્મથી ચુકવું ન જોઇયે; તેમજ કુલીન પતિવ્રતાઓએ અમારો પતિ પતિના ધર્મ પ્રમાણે વર્તે છે કે નહિ તેમાં લેશપણ લક્ષ ન દેતાં પોતે પોતાના ધર્મથી ચુકવું ન જોઇયે. પ્રિય બેહેનો! આપણો પતિ આપણા ઉપર પ્રેમ રાખે કે ન રાખે, આપણો પતિ આપણું લાલન પાલન અને પોષણ કરે કે ન કરે, આપણો પતિ આપણને વિશ્વાસપાત્ર ગણે કે ન ગણે, આપણો પતિ આપણું પ્રિય કરે કે ન કરે, આપણો પતિ આપણું હિત કર કે ન કરે, આપણો પતિ આપણી સાથે અગ્નિની સાક્ષિયે કરેલી પ્રતિજ્ઞા પાળે કે ન પાળે, આપણો પતિ આપણને માન આપે કે ન આપે, આપણો પતિ આપણને સ્નેહ ભરેલી નજરે જુવે કે ન જુવે, આપણો પતિ આપણને મધુર વાક્યોથી બોલાવે કે ન બોલાવે, આપણો પતિ આપણને ધર્મકર્મમાં પોતાની માને કે ન માને, આપણો પતિ આપણને અર્થકર્મમાં પોતાની સહાયરૂપ લેખે કે ન લેખે, આપણો પતિ આપણને સંસારસુખના અનુભવમાં પોતાની ગણે કે ન ગણે અને ટુંકામાં આપણો પતિ આપણપ્રત્યે શાસ્ત્રમાં કહેલા તેના પોતાના ધર્મ પ્રમાણે વર્તે કે લેશમાત્ર પણ ન વર્તે તોપણ આપણે તો એનેજ પરમ દૈવત, એનેજ પ્રાણપ્રિય, એનેજ જીવિતસાર અને એનેજ સર્વસ્વ માનવો જોઇયે. એટલુંજ નહિ પણ નિષ્કપટ મન-વચન-કર્મથી તેની પરમેશ્વરની પેઠે સેવા કરવી, તેનાં માતાપિતાની તીર્થબુદ્ધિથી

સેવા કરવી, તેના જ્યેષ્ટ બંધુઓની આજ્ઞાઓ માથે ચડાવવી, તેના કનિષ્ઠ બંધુઓને પોતાના પુત્ર તુલ્ય ગણવા, તેની મોટી બેહેનોને સાસુના જેટલું માન આપવું, તેની નાની બેહેનોને પોતાની સોદર બેહેનો જેવી ગણવી અને તેનાં સઘળાં સંબંધિયોને શુદ્ધ મનથી માન આપવામાં ચુકવું નહિ અને આપણા પ્રિયપ્રાણ અર્પણ કરીને પણ આપણા પ્રાણપ્રિયનું પ્રિય, હિત અને કલ્યાણ જેમ થાય તેમ કરવા ચુકવું નહિ. એજ કુલીન સ્ત્રીનો મુખ્ય ધર્મ છે, એજ કુલીન સ્ત્રીનું ભૂષણ છે, એજ કુલીન સ્ત્રીનું પ્રથમ કર્તવ્ય છે અને એજ કુલીન સ્ત્રીનું ઉત્તમોત્તમ કલ્યાણનું સાધન છે. બેહેનો! ફરીથી પણ હું છેલા પ્રણામ સાથે તમને કહું છું, કે ચોરાશી લાખ પ્રકારના જન્મની અંતે જીવને નરનો કે નારીનો જન્મ આવે છે, તેમાં જેને નરનો જન્મ આવે તેણે નરના ધર્મ પ્રમાણે વર્તી પોતાના જન્મનું સફલપણું કરી લેવું ; પણ જેને નારીનો જન્મ આવ્યો હોય તેણે તો પોતાના પ્રાણપ્રિયની નિષ્કપટ મન-વચન-કર્મથી સેવા કરવી. દિવસે દિવસે, પોહોરે પોહોરે, ઘડિયે ઘડિયે અને ક્ષણે ક્ષણે પણ પોતાના પ્રાણપ્રિયનુંજ પ્રિય અને હિત કરવું, પ્રિય અને હિત ઈચ્છવું, તેમજ પરમ દયાળુ પરમેશ્વર પાસે પણ નિરંતર તેજ માગવું. ઘણું શું પણ ટુંકામાં કુલીન સ્ત્રીઓને તો પોતાનું પરમ ઇષ્ટ, પરમ દૈવત, સંસારનો સાર અને જીવનસર્વસ્વ પોતાનો પ્રાણપ્રિય પ્રાણપ્રિય અને પ્રાણપ્રિયજ છે. આ પ્રમાણે ભાષણના છેલા શબ્દો બોલતાં ચંદ્રપ્રભાને પોતાના પ્રાણપ્રિયના ઘણા કાલના વિયોગથી, તેના અપ્રતિમ પ્રેમના સ્મરણથી અને પોતાની પોતાના પ્રાણપ્રિયવિષે નિષ્કપટ ભક્તિથી આંખમાંથી અશ્રુની ધારાઓ પડવા લાગી, રૂવાડાં ઉભાં થઈ ગયાં અને કંઠ ગદ્ગદ્ થઈ ગયો. એટલુંજ નહિ પણ અસહ્ય પતિવિયોગના દુઃખથી મૂર્છિત થઈ પડી ગઇ. ચંદ્રપ્રભાને પડતી દેખતાંજ 'પ્રિય બેહેનો! વિદ્યાદાનના કામમાં પ્રમાદ રાખશો નહિ એ મારી છેલી પ્રાર્થના છે,' એટલું બોલતાં પ્રિ-યંવદા મૂર્છિત થઈ પડી ગઇ. ચંદ્રપ્રભા અને પ્રિયંવદાની આવી દશા

જોઇને ભયથી અને ખેદથી આકુલવ્યાકુલ થઇ ગયેલાં વૃદ્ધ ગુરૂજનોને ધારણા આપી તે દેવકન્યાઓએ અને તેના વિદ્યાર્થીઓએ તથા કન્યાશાળાની કન્યાઓએ એવા એવા ઉપચારો કર્યા કે જેથી તેની થોડીજ વારમાં મૂર્છા દૂર થઇ. ચંદ્રપ્રભા અને પ્રિયંવદા સ્વસ્થ થઇ નેત્ર ઉઘાડી જુવે છે, ત્યાં તો અકસ્માત્ પાસેના પર્વતની ગુફામાંથી *રાજકુમાર શત્રુશલ્ય, પ્રધાન સત્યશીલ અને રાજકુમાર ચિત્રસેન,* એ ઘણા હર્ષથી બાહાર આવી પોતાનાં વૃદ્ધ માતાપિતાના પગમાં પડી બોલ્યા કે 'માયાળુ માતાપિતા! હું આપનો પુત્ર શત્રુશલ્ય અને આ બે મારા પ્રાણપ્રિય મિત્રો, એ સર્વ પરમ કૃપાળુ સદાશિવજીની કૃપાથી અને આપની આશિષથીજ પાપ શાપ અને તાપથી મુક્ત થઇ આપના ચરણારવિંદમાં આવ્યા છિયે.' આ વચન સાંભળતાં વૃદ્ધ ગુરૂજનોના હર્ષનો પાર રહ્યો નહિ. તત્કાળ દેહમાં પ્રાણ આવે તેમ ઉભાં થઇ બથમાં ઘાલી તેને મળવા લાગ્યાં અને હર્ષાશ્રુ પાડતાં બોલવા લાગ્યાં કે 'પુત્રિ ચંદ્રપ્રભા, પુત્રિ પ્રિયંવદા અને પુત્રિ દેવકન્યાઓ! તમારાં કરેલાં વિદ્યાદાનનું ફલ હવે પ્રાપ્ત થઇ ચુકું છે. ધન્ય છે પુત્રિયો, તમારી ધીરજને, ધન્ય છે તમારી વિદ્યાદાન ઉપર દૃઢ શ્રદ્ધાને, ધન્ય છે તમારી ગુરૂભક્તિને, ધન્ય છે તમારી પતિભક્તિને, અને ધન્ય છે તમારી પરમેશ્વરમાં બાંધેલી એકનિષ્ઠાને.' મુનિજનો અને મુનિપત્નિયો પણ આનંદથી ગદ્ગદ્ કંઠે ધન્યવાદને દેવા લાગ્યાં. ચંદ્રપ્રભા, પ્રિયંવદા અને દેવકન્યાઓને તો પોતાના પ્રાણપ્રિયનાં દર્શન થવાથી આનંદની સીમાજ રહી નહિ. હર્ષનાં આંસુડાંની ધારાઓ પડવા લાગી, રૂવાડાં ઉભાં થઇ ગયાં, કંઠ ગદ્ગદ્ ગઇ ગયા, અને સંભ્રમથી આ સમયે આપણે શું કરવું જોઇએ તે વિશે કાંઇ ભાન રહ્યું નહિ. કેમ જાણે મૂઢ હોય, કેમ જાણે ગ્રહગ્રહીત હોય, અને કેમ જાણે ભૂતાવિષ્ટ હોય તેમ માત્ર આનંદાશ્રુ ભરેલી નિર્નિમેષ દૃષ્ટિ ઘણા કાલે પ્રાપ્ત થયેલા પોતાના પ્રાણપ્રિયવિષે કેમ જાણે જડાઇ ગઇ હોય, કેમ જાણે ચોંટી ગઇ હોય, કેમ જાણે ખીલાઇ ગઇ હોય, તેમ તેમાંથી ખસવાને શક્તિ-

માન્ ન થઇ. શત્રુશલ્ય, સત્યશીલ અને રાજકુમાર પણ તેજ પ્રમાણે પોતાની પ્રાણપ્રિયાનાં મુખકમલમાં દૂરથી મગ્ન થઈ ગયેલા પોતાના નેત્ર-ભ્રમરને પાછા ફેરવવા શક્તિમાન્ ન હતા. તેઓ પણ અપ્રતિમ પ્રેમથી પરાધીન થઇ સ્તબ્ધ જેવા બની ગયા. ચંદ્રપ્રભા, પ્રિયંવદા અને દેવકન્યાઓ 'આપણાં મંદ ભાગ્ય પ્રમાણે આવાં સુખની પ્રાપ્તિ ક્યાંથી હોય!! શું આ તે કાંઇ સ્વપ્ન હશે, કે કાંઈ માયા હશે, કે કાંઇ ઈંદ્રજાલ હશે, કે ખરેખર મહામુનિનું વચનજ આ સમયે સત્ય થયું હશે?' એમ જ્યાં મનમાં વિચાર કરે છે એટલામાં પરમ કૃપાલુ કોઇ મુનિ આકાશ માર્ગેથી ઉતરી આવી બોલ્યા કે 'પુત્રિ ચન્દ્રપ્રભા, પુત્રિ પ્રિયંવદા અને પુત્રિ દેવકન્યાઓ! હું ઉગ્રતપા કે જે તમારાં ત્રણ ત્રણ જન્મનાં કૃત્યોનો સાક્ષી છું તે પરમ દયાલુ ભક્તવત્સલ શંકર દેવની આજ્ઞાથી તમારી પાસે આવ્યો છું. તમારૂં અજાણ્યું નથી કે સર્વ વિદ્યાના અધિ-પતિ સદાશિવજ છે. જગત્માં જે કાંઈ વિદ્યાનું ભણવું અને ભણાવવું થાય છે તેને દયાલુ દેવ સદાશિવ પોતાની ઉત્તમ આરાધનારૂપ માને છે. આજસુધી પરમ પ્રીતિપૂર્વક સર્વે મુનિકન્યાઓને અને મુનિકુમારોને તમારા ભણાવવાથી જે જે અમૂલ્ય જ્ઞાન મળેલું છે અને ઉત્તમોત્તમ ગુણો પ્રાપ્ત થયા છે તેથી શિવજીએ તે પોતાનું ઉત્તમોત્તમ પૂજન માન્યું છે ને પ્રીતિથી કેવરાવેલછે કે 'શ્રદ્ધાથી કરેલાં તમારાં વિદ્યા-દાનના પ્રભાવથીજ ઘણા કાલ ભોગવવાની નરકની વેદનાથી તમારા પતિ તરત મુક્ત થઇ રાજકુલમાં જન્મ લઇ સુખમાં મગ્ન થયા હતા. ફરી-થી શાપના પ્રભાવથી શિલારૂપ થઇ ગયેલા તમારા પતિને શિલાપણાથી મુક્ત કરનાર પણ તમારૂં કરેલું વિદ્યાદાનજ છે. તમારાં કરેલાં વિદ્યાદાનથી હું ઘણોજ પ્રસન્ન થયો છું. જે જે વિદ્યા ભણે છે અને જે જે વિદ્યા ભણાવે છે તેથી હું જેવો પ્રસન થાઉં છું તેવો કોયથી પ્રસન્ન થાતો નથી. વિદ્યા ભણાવવી એ મારી ઉત્તમોત્તમ આરાધના છે અને તે આરાધના તમે ઘણા કાલસુધી ઘણી શ્રદ્ધાથી ઘણી પ્રીતિથી અને ઘણા ઉત્સાહથી કરેલ છે માટે તમારા પ્રાણપ્રિય સાથે તમારો

ઘણા કાળસુધી સંયોગ રેહેશે અને તમે સર્વ સુખનાં પાત્ર થશો. તમને સર્વ પ્રકારની સંપત્તિ મળશે, તમારો સર્વ પ્રકારનો અભ્યુદય થશે, તમારી સત્કીર્તિ અચળ રહેશે, તમારૂં સૌભાગ્ય અખંડ રહેશે, તમને સત્પુત્રરત્નની પ્રાપ્તિ થશે અને તમે સર્વ પ્રકારનાં સુખ ભોગવી અંતે તમારા પ્રાણપ્રિય સાથે મારા લોકમાં આવી અચિંત્ય સુખનો અનુભવ કરશો.' ઉગ્રતપાનું બોલવું બંધ થયું કે તુરત શત્રુશલ્ય, સત્યશીલ, અને ચિત્રસેન, તથા ચંદ્રપ્રભા, પ્રિયંવદા અને દેવકન્યાઓ ઉગ્રતપાના પગમાં પડી 'મુનિરાજ એ સર્વ આપનો પ્રભાવ છે. પૂર્વ-જન્મમાં પણ આપેજ અમારા અપરાધો સામું ન જોતાં અમને વિદ્યાદાન કરવાનું ઉત્તમ કૃત્ય બતાવ્યું હતું. આહીં પણ વિદ્યાદાન કરવાની આપેંજ ભળામણ કરી હતી. ફરીથી પણ વિદ્યાદાનમાં શ્રદ્ધા આપેંજ રખાવી હતી. એ આપનો ઉપકાર યાવત્‌જીવિત વિસ્મરણ થાય તેવો નથી. ત્રણ ત્રણ જન્મસુધી અમે આપના અપરાધ કર્યા તેમ છતાં આપેં તે સામું ન જોતાં અમારૂં કલ્યાણજ કર્યું. આપ જેવા મહાત્માનો એક ફેરે અજાણતાં પણ જેણે અપરાધ કર્યો હોય તે સો જન્મ પર્યંત પણ નરકથી મુક્ત થાય નહિ તો પછી ત્રણ ત્રણ જન્મ પર્યંત બુદ્ધિપૂર્વક વારંવાર અપરાધ કર્યા છતાં સદાશિવની કૃપા થવી અને આવાં વરદાન પ્રાપ્ત થવાં એ આપનીજ મહત્તા, આપનીજ દયાળુતા અને આપનીજ અપકારી ઉપર પણ ઉપકાર કરવાની પ્રકૃતિને સિદ્ધ કરે છે. પરમ કૃપાળુ પરમેશ્વર શંકરની ભક્તવત્સલતા તો જગત્‌વિખ્યાત છેજ. એના તો પ્રત્યેક પ્રાણિ ઉપર દિવસે દિવસે, પહોરે પહોરે, ઘડિયે ઘડિયે, ક્ષણે ક્ષણે, અને નિમેષે નિમેષે ઉપ-કારો થયાજ કરે છે. તેનું અનૃણી કોઇથી પણ થઈ શકતું નથી. શંકરદેવે જે પ્રમાણે અમારી ઉપર કૃપા કરી છે તે પ્રમાણમાં અમારાથી વિદ્યા-દાન કાંઈજ દેવાણું નથી. અમારી શું શક્તિ, અમારી શું વિદ્યા, અમારો શું અનુભવ અને અમારૂં શું જ્ઞાન? વિદ્યા કે જે દેવતાઓને દુર્લભ છે તેને ભણવામાં કે ભણાવવામાં અમે સ્રીજાત કોણ માત્ર? કાંઇજ

નહિ. પણ એણે તો પોતાની ભક્તવત્સલતા, દીનદયાળુતા, અનાથ-નાથતા, અધમોદ્ધારકતા સામું જોઇ અમારૂં કરેલ વિદ્યાદાન દયાથી માની લઈને અને તેનું ફળ અમને કૃપાથી આપીને પોતાના ભક્તનો અને વિદ્યાદાનનો મહિમા જગતમાં વધાર્યો છે. તે તો તેનીજ ભક્ત-વત્સલતાથી પ્રસન્ન થાઓ. પણ આપનું અનૃણી અમારે કયે પ્રકારે થવું તે વિચાર કરતાં અમારી બુદ્ધિ કુંઠિત થઇ જાય છે. જો આપજ કૃપા કરી અમારી ઉપર કરેલા અપાર ઉપકારરૂપ કરજથી મુક્ત કરો-તોજ અમે મુક્ત થઇયે. તે વિના બીજો કોઇ ઉપાય નથી. એમ બોલતાં સર્વે ફરીથી ઉગ્રતપાના પગમાં પડયાં, તેના મસ્તક ઉપર હાથ મેલી આશિષ આપી ઉગ્રતપાએ કહ્યું કે 'પુત્રિયો અને પુત્રો! તમારી આવી ભક્તિથીજ તમે મારાં અનૃણી છો તેવિષે કાંઇજ તમે ચિંતા રાખો માં અને પરમ કૃપાળુ પરમેશ્વરે આપેલાં વરદાનોનાં સુખ ભોગવો. અને પુત્રિ ચંદ્રપ્રભા! તમે સઘળાં કરતાં વધારે વિદ્યાદાનમાં ધ્યાન આપેલ છે તેમજ આ દેવકન્યા કે જે પૂર્વજન્મમાં શૃંગારમંજરી હતી તેણે પૂર્વજન્મમાં મારી ઘણી ભક્તિ કરી છે ને આ જન્મમાં વિદ્યાદાન દેવામાં ઘણીજ પ્રીતિ રાખેલ છે માટે પરમેશ્વર પાસેથી તો તમને વરદાન મળેલ છે, પણ મારી પાસેથી તમે બેય કાંઇ વરદાન માગો., એ પ્રમાણે મુનિનું બોલવું સાંભળી ચંદ્રપ્રભા અને દેવકન્યા હાથ જોડીને બોલ્યાં કે 'દયાળુ મુનિરાજ! આ સર્વ વરદાન આપથીજ મળ્યાં છે એમ અમે માનીએ છીએ. જો આપે અમને વિદ્યાદાનરૂપ ઉત્તમોત્તમ પુણ્યકર્મ ન બતાવ્યું હોત તો શંકર દેવ અમને ક્યાંથી પ્રસન્ન થાત. તેમ છતાં આપને આગ્રહજ હોય તો જે કાંઇ વરદાન માગવાં જોઇએ તે તો દયાળુ દેવ તરફથી આપના પ્રતાપે અમને મળી ચુક્યાં છે પણ માત્ર એટલુંજ માગવાનું છે કે અમારાજ અપરાધોથી દેવને પણ રમવા યોગ્ય આ પર્વતની અંદરનાં સ્થલો શાપવાળાં થયાં છે તે શાપ-મુક્ત થાય કે જેથી સુખેથી લોકો તેમાં રાત દિવસ નિશ્ચિંતપણે રહી શકે અને આપને આશીર્વાદ આપે' એટલું બોલી તે બેય સખીયે

વિશ્રામ લીધો કે તરત 'પુત્રિ ચંદ્રપ્રભા અને પુત્રિ દેવકન્યા! ધન્ય છે તમારા સદ્વિચારને. જ્યારે તમારાં વિદ્યાદાનથી પરમેશ્વર પણ તમારી ઉપર પ્રસન્ન થયા છે ત્યારે તમને ન આપવા જેવું કાંઇજ નથી માટે હું કહું છું કે તે સર્વ સ્થલમાં રહેવામાટે જે જે શાપ દીધેલ છે તે તે શાપથી તે સ્થલો હવે મુક્ત થયાં છે માટે સુખેથી લોકો ત્યાં નિવાસ કરી અતુલ સુખ ભોગવે. ને ત્યાં રેહેવાથી જે કાંઇ તેને સુખ પ્રાપ્ત થાય તેનું ફલ તમને પ્રાપ્ત થાય એવું હું ઈશ્વર પાસે માગું છું.' એ છેલા અક્ષરોની સમાપ્તિ થઈ તેટલામાં સહુએ પુષ્પની માળાઓથી ઉગ્રતપાની પૂજા કરી દંડવત્ પ્રણામ કરી ફુલથી વધાવી લીધા કે તરત તે મુનિ આકાશ માર્ગે ચાલી નિકળ્યા. આકાશ માર્ગે અંતર્ધાન થયેલા પરમ દયાલુ મુનિરાજને પરમ ભક્તિથી છેલા પ્રણામ કરીને તે સર્વ કુટુંબ પોતાના આશ્રમમાં બેશી ઘણાકાલના વિયોગથી થયેલા હૃદયતાપને પોતપોતાનાં વૃત્તાંતો સંભળાવી શમાવવા લાગ્યાં. એ સર્વ વૃત્તાંત સમાપ્ત થયા પછી વૃદ્ધ રાજાએ રાજ્યધાનીમાં આવી પોતાના પુત્ર શત્રુશલ્યને રાજ્યસિંહાસન ઉપર અભિષેક કર્યો અને સત્યશીલ તથા રાજકુમાર ચિત્રસેનને તેના મુખ્ય પ્રધાન ઠરાવ્યા અને પોતે ઈશ્વરભજન કરવા માટે પોતાની પ્રાણપ્રિયા સાથે અને વૃદ્ધ પ્રધાન સાથે તેજ ઇન્દ્રનીલમણિમય પ્રદેશમાં નિવાસ કરીને રહ્યા. સઘળું રાજકુટુંબ મહા આપત્તિથી મુક્ત થઇ પરમ સુખસંપત્તિમાં મગ્ન થયું તેથી સઘળી પ્રજાના મનમાં ઘણોજ આનંદ થયો અને સર્વ નગરોમાં, દેશોમાં અને ગામોમાં પ્રજાએ મોટો ઉત્સવ કર્યો. રાજકુમાર શત્રુશલ્યે પોતાની પ્રજાની સારીરીતે સંભાવના કરી. રાજ્યકારભાર સર્વ બે પ્રધાનોને સોંપી દીધો. પ્રજાના રંજન સંબંધિ કાર્યો સમાપ્ત થયા પછી શત્રુશલ્ય, સત્યશીલ અને ચિત્રસેન, તથા ચંદ્રપ્રભા, પ્રિયંવદા અને દેવકન્યાઓ કોઇ સમયે ઈંદ્રનીલમણીમય પ્રદેશમાં પોતાના ગુરૂજનની સેવામાં રહીને, કોઇ સમયે માણિક્યમય પ્રદેશમાં રહીને, કોઇ સમયે સ્ફાટિક મણિમય પ્રદેશમાં રહીને અને કોઇ સમયે પોતાની રાજધાનીમાં રહીને વિદ્યા-

દાનના પ્રભાવથી પરમદયાલુ પરમશિવનાં વરદાન પ્રમાણે પ્રતિદિન નાનાપ્રકારનાં સુખપરંપરાનો અનુભવ કરી પરમકૃપાલુ પરમેશ્વરનો અપાર ઉપકાર માનવા લાગ્યાં. અને મન-વચન-કર્મથી તેજ દયાલુ દેવનું ભજન કરવા લાગ્યાં.

એમ બોલી પાર્વતીએ ભાષણ બંધ કર્યું કે સર્વ સતીજનોના નેત્રકમલોમાંથી પડતાં હર્ષાશ્રુના પ્રવાહ સાથેજ મુખકમલોમાંથી ધન્યવાદનો કોલાહલ નીકળ્યો. ક્રમેક્રમે તે કોલાહલ શાંત થયા પછી ભગવતી અરૂંધતીએ ઉભાં થઈને કહ્યું કે 'આ પર્વત રાજકુમારી અવસ્થાયે બાલક છતાં વિદ્યામાં, ગુણોમાં અને કલાઓમાં સર્વથી ઉત્તમ છે. એણે પ્રથમ દિવસથી આરંભી આજસુધી જે જે ભાષણો કર્યાં છે તે ઉત્તરોત્તર સરસજ થયાં છે. તેમાં પણ આજે તેની કલ્પનાશક્તિ જોવા માટે ભગવતી અનસૂયા અને ભગવતી લોપામુદ્રાની ઇચ્છાથી મેં તેને કલ્પિત ભાષણ કરવા આજ્ઞા આપી હતી તે તમે સર્વ જાણો છો. મારા કહ્યા પછી તરતજ તેણે આ ચંદ્રપ્રભાચરિત્ર એવે નામે કલ્પિત ભાષણ કરવા માંડયું, જેમાં આરંભથી અંતપર્યંત આપણને નવો નવો આનંદ આવ્યો છે અને સ્થલે સ્થલે સદુપદેશરૂપ અમૃત વર્ષાવ્યું છે. માટે પરમકૃપાલુ પરમેશ્વર આ પાર્વતીના વિદ્યાગુણો અને કલાઓ જોઇને તેના સર્વ મનોરથ પૂર્ણ કરો એમ હું ઈશ્વર પાસે માગું છું.' એટલું બોલી ભગવતી અરૂંધતી પોતાનાં સિંહાસન ઉપર બેઠાં. પછી મેનાએ ઉભાં થઇને કહ્યું કે 'પ્રિય બેહેનો! જો કે આ ચંદ્રપ્રભાચરિત્ર અક્ષરે અક્ષરે ગ્રહણ કરવા યોગ્ય સદુપદેશથી ભરેલ છે તોપણ તેમાંથી સાર એ લેવાનો છે કે બાળકથી માંડીને વૃદ્ધપર્યંત સઘળી દશામાં સર્વ સેવ્યસેવકોએ સર્વ સદ્‌ગુણો ગ્રહણ કરીને પોતાના ધર્મ પ્રમાણે વર્તવું, કોઇનું પણ મન-વચન-કર્મથી અહિત આચરવું નહિં, દુ:સંગથી દૂર રેહેવું, ઇશ્વરનું આરાધન કરવું, અને તન મનને સ્વાધીન રાખીને આ લોક પરલોક સુધરે તેવાં કર્મો કર્યા કરતાં વિદ્યાદાન કરવું અને કરાવવું, તેથી થતા આનંદનો અને લાભનો અનુભવ કરતાં પ્રાણી માત્ર

પર દયા રાખવી, સર્વનું શક્તિપ્રમાણે સારૂં કરવું, અને એ સર્વ ઉપાયોથી પરમ દયાળુ પરમેશ્વરને પ્રસન્ન કરી અખંડ સુખને મેળવી જન્મ સફળ કરવો. સરસ્વતી દેવીના પ્રસાદથી આપ સઘળું જાણો છો માટે વધારે સાંભળવાનો શ્રમ આપીને આપના અમુલ્ય ક્ષણને રોકવા ઇચ્છતી નથી.' એમ કહી સભા વિસર્જન કરી.

## इति શ્રીમદ્ ચંદ્રપ્રભાચરિત્ર સંપૂર્ણ.

---

## દોહોરા.

તન–મનની પીડા ટળે, ભયનું થાય ન ભાન;
સુખ ઉપજાવે સર્વને, વિદ્યાદાનવિધાન.
સુખદ કરે સંસારને, શ્રેષ્ઠ રખાવે સાન,
આપે સાચું સર્વને, સદ્ગુણો સાથે જ્ઞાન.
વિનય વિવેક વિચારનું, વિદ્યાનયન નિધાન;
અસાર આ સંસારમાં, એ અમૃતનું પાન.
કીર્તિ કરાવે લોકમાં, પવિત્ર પુણ્ય પમાય;
વિદ્યાદાનસુધારસે, અજર અમર સહુ થાય.
જપ તપ યોગ સમાધિ એ, એને છે આધીન;
સત્કર્મો સઘળાં બધાં, તે વિદ્યામાં લીન.
સર્વે સુખસંપત્તિનું, વિદ્યાદાન નિદાન;
એ કારણથી આપવું, પ્રતિદિન એનું દાન.
અભયદાન પણ એજ છે, એજ અન્નનું દાન,
વિવિધ દાનનું ધામ છે, સદ્વિદ્યાનું દાન.

# વેંચવાનાં પુસ્તકો.

---

| | | |
|---|---|---|
| ી મદ્ભાગવતનું ગુજરાતી ભાષાંતર આખું પુસ્તક બાંધેલું. થોડી નકલ રહીછે. | ૧૧– ૦–૦ | ૦–૧૧–૦ |
| ામસ્કંધ ગુજરાતી ઉપરનાં પુસ્તકમાંથી... | ૩– ૦–૦ | ૦– ૦–૦ |
| ૌકાદશસ્કંધ ઉપરના પુસ્તકમાંથી જુદો કરેલ. | ૧– ૮–૦ | ૦– ૦–૦ |
| ગવતી ભાગવતનું ગુજરાતી ભાષાંતર પુરૂં. | ૮– ૮–૦ | ૦– ૮–૦ |
| જુર્વેદી ટુંકી સંધ્યા (સંસ્કૃત) ... ... | ૦– ૦–૬ | ૦– ૦–૬ |
| બોધચંદ્રોદય નાટક ગુજરાતી ... ... | ૦–૧૦–૦ | ૦– ૧–૦ |
| ત્રથી બાળકોને બોધ થાય તેવી પ્રથમ કોઇએ નહિ કહાડેલી પેહલી ચોપડીની બીજી આવૃતિ. (સામટી લેનારને સારૂં કમીશન દેવામાં આવશે.) ... ... ... ... | ૦– ૧–૦ | ૦– ૦–૬ |
| ચીકરણ રામગુરૂ કૃત, પંડિતજી જયકૃષ્ણ મહારાજ કૃત ટીકાસહિત. મુમુક્ષુને ઉપયોગી. | ૧– ૦–૦ | ૦– ૨–૦ |
| વિત્રીચરિત્ર નાટક સંસ્કૃત, મોરબી રવાજીરાજ પાઠશાળાના શાસ્ત્રીએ રચેલું એક સુંદર સુબોધક સરલ પુસ્તક ... ... | ૧– ૪–૦ | ૦– ૨–૦ |
| વિત્રીચરિત્ર નાટક ગુજરાતી કુલીન સ્ત્રીઓએ વાંચવા તથા ભણવા યોગ્ય પુસ્તકોમાં વિદ્વાનોએ પ્રથમ ગણેલું, સંસ્કૃત ઉપરથી રચેલું સુબોધક સુંદર પુસ્તક ... ... | ૧– ૦–૦ | ૦– ૨–૦ |
| નસૂયાભ્યુદય અને ભોગવતી ભાગ્યોદય સંસ્કૃત તથા ગુજરાતી, સ્ત્રી ધર્મવર્ધક સુંદર પુસ્તક. પ્રત્યેકની કિંમત ... ... | ૦– ૨–૬ | ૦– ૦–૬ |

**ઇશાદિ દશ ઉપનિષદ્** શ્વેતાશ્વતર સાથે,
પાઠ કરવા યોગ્ય રેશમી પુઠાનું મૂળ પુસ્તક. ૧– ૦–૦ ૦–
**ચંદ્રપ્રભા** સંસ્કૃત, થોડા દિવસમાં તૈયાર થશે.
**આત્મ પુરાણ હિંદી**... ... ... ... ૧૩– ૦–૦ ૧–
**સ્ત્રીધર્મબોધક ગરબાવળી** ... ... .. ૦– ૨–૦ ૦–
**સત્યસેવકધર્મ,** થોડા દિવસમાં તૈયાર થશે..
**આર્યધર્મપ્રકાશ** ચોપાનિયું મહિને મહિને નીકળે છે. તેમાં ધર્મ નીતિ અને વ્યવહાર વિષયના સ્ત્રીપુરૂષોને વાંચવા યોગ્ય વિષયો આવે છે.
વર્ષ એકની કિંમત ... ... ... ... ૧– ૮–૦ ૦–
**યોગવાસિષ્ઠ રામાયણ.** આ વેદાંત વિષયના ગ્રંથનું ગુજરાતી ભાષાંતરમાં ચાર ફાર્મનું ચોપાનિયું સરલ ભાષા અને સુંદર અક્ષરમાં મહિને મહિને નીકળેછે. તેનું વાર્ષિક લવાજમ ... ૩– ૦–૦ ૦

આ પુસ્તકો વિષે કોઈને કાંઇ લખવું હોય તો ભુલેશ્વર ફીરંગીના દેવળ પાસે વેદધર્મ પાઠશાળામાં નીચે સહિ કરનારને મુંબઇના પ્રતિષ્ઠિત બુક સેલરોને લખવું. પુસ્તકો મગાવનારે ... નાણાં પેહેલાંથી મોકલવાં.

કેશવલાલ હરિરામ.
**આર્યધર્મપ્રકાશતંત્રી**

---

**રસેશ વૈદ્ય વિજ્ઞાન** નામે, નામને અનુસરતા વિષયોનું એ... નું ચોપાનિયું જામનગર રસશાળાના માલેક રા. રા. વૈદ્યરાજ... શંકર વિઠ્ઠલજી તરફથી નીકળે છે. કિંમત વર્ષ એકનો રૂ. ... કોઇને કાંઇ લખવું હોય તો નીચે સહિ કરનારને લખવું.

ઠેકાણું કાલકાદેવીને મોટેરસ્તે માજનવાડીમાં
**જટાશંકર વિઠ્ઠલજી વૈદ્ય**